॥ ॐ नमो भगवते श्रीरमणाय ॥

# પ્રસ્તાવના

अरुणगिरिमुपेतं सच्चिदानंदमूर्ति
रमण इति पृथिव्यां विश्रुतं ज्ञानसूर्यम् ।
गहन हृदयविद्यां लीलया बोधयन्तं
सततमहममेयं सद्गुरुं संस्मरामि ॥

જે અરુણાચળમાં વાસ કરતા હતા, જે સચ્ચિદાનંદસ્વરૂપ હતા, જે આખી પૃથ્વીમાં શ્રીરમણને નામે પ્રખ્યાત થયેલા જ્ઞાનરૂપી સૂર્ય હતા અને જે ગહન હૃદયવિદ્યા રમતવાતમાં શિખવી દેતા હતા એવા અમાપ સદ્‌ગુરુનું હું નિત્ય સંસ્મરણ કરું છું.

સનાતન, શાશ્વત અને પરિપૂર્ણ સત્ય વિષે યુગો થયાં માનવજાતિમાં વિવિધ વિચારસરણીઓ પ્રચલિત થતી રહી છે આ બધી વિચારસરણીઓને બે મુખ્ય પરસ્પરવિરોધી વર્ગોમાં મૂકી શકાય : (૧) અધ્યાત્મવાદ અને (૨) અનધ્યાત્મવાદ પ્રાચીન કાળથી આ બે વાદો વચ્ચે વિરોધ ચાલ્યો આવે છે અને બન્ને વાદના અનુયાયીઓ પોતપોતાના માર્ગનું એકસરખી દૃઢતાથી અનુસરણ કરે છે પૂર્વ તેમ જ પશ્ચિમમાં આવી એકસરખી પરિસ્થિતિ જોવામાં આવે છે.

વાસ્તવિક રીતે જોતાં, આ વિરોધ એ બે વાદો વચ્ચેનો નથી; કારણ કે મનુષ્યના મનનું ઘડતર જ એવા પ્રકારનું છે કે તેને લીધે જુદી જુદી વિચારસરણીઓ ઊભી થાય છે એટલું જ નહિ પણ તેઓ વચ્ચે ચાલુ ઘર્ષણ થયા કરે છે. ઉપનિષદોએ પણ આ હકીકતનો સ્વીકાર કર્યો છે. કઠોપનિષદ કહે છે :

पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

— અ. ૨ વ. ૧ શ્લોક ૧

સ્વયંભૂ પરમાત્માએ ઇંદ્રિયોને વીંધી એટલે તે બહિર્મુખ બની; આ કારણે મનુષ્યની દૃષ્ટિ બહિર્મુખ બને છે અને તે અન્તરાત્માને જોતો નથી. છતાં જે ધીર પુરુષ અમૃતત્વ પામવાની ઇચ્છાથી આવૃત્તચક્ષુ બને તે પ્રત્યગાત્માનું દર્શન કરે છે.

ઉપલા શ્લોક પરથી સ્પષ્ટ સમજાય છે કે સાચો વિરોધ અથવા ઘર્ષણ મનની અંતર્મુખતા અને બહિર્મુખતા વચ્ચે જ રહેલું છે

ભારતવર્ષમાં પ્રાચીન કાળમાં અનધ્યાત્મવાદનું જે સ્વરૂપ પ્રચલિત હતું, તેનાથી પશ્ચિમમાં આજે પ્રવર્તતા અનધ્યાત્મવાદનું સ્વરૂપ જો કે જુદું દેખાય છે છતાં બન્નેનું અંતરંગ એક જ રહ્યું છે. ભલે આજનો અનધ્યાત્મવાદ ઍટમ બૉમ્બની વાતો કરે પણ તેનું અંતરંગ ઋણ કૃત્વા ઘૃત પિબેત્‌ની વાતો કરનારા પ્રાચીન કાળના અનધ્યાત્મવાદનાં અંતરંગથી જુદું નથી. આવી જાતની વિચારસરણીને કારણે જ હાલની આર્થિક વિપત્તિઓ ઊભી થવા પામી છે. તેને લીધે ધનિકો વધારે ધનવાન અને રંક વધારે ગરીબ બનતા જાય છે. પરિણામે સામાજીક ઘર્ષણ પેદા થાય છે.

પશ્ચિમમાં તો અત્યારે એવો આભાસ થાય છે કે ત્યાં અનધ્યાત્મવાદ જ સર્વોપરિ છે માનવજાતિની ઉત્પત્તિ પછી આવા આભાસો અનેક વાર દેખાયા કર્યા છે, છતાં વસ્તુસ્થિતિ કંઇ જુદી જ છે અનધ્યાત્મવાદનો કદી વિજય થયો નથી; અધ્યાત્મવાદનો જ સદા વિજય થતો રહ્યો છે. મનુષ્યો અન્તે અનધ્યાત્મવાદથી કંટાળ્યા વગર રહેતા નથી અને એવાં થાકેલાં અને કંટાળેલાં માનવીઓને આખરે અધ્યાત્મવાદને જ શરણે જવું પડ્યું છે. જર્મનીના નાસ્તિક ફિલસૂફ શૉપનહોર જેવાને પણ આખરે વેદ અને ઉપનિષદમાંથી જ સંતોષ મળ્યો હતો. ઉપનિષદના ગહન જ્ઞાન પર એ ખૂબ જ મુગ્ધ થઇ ગયા હતા.

પરંતુ આ ઘર્ષણ વસ્તુતઃ સાચું છે કે ખોટું એ આપણે તપાસવું જોઇએ જો એ ઘર્ષણને સાચું ગણીએ તો સનાતન સત્યને બાધ આવે

છે અને તે સનાતન સત્ય રહેનું નથી. તો પછી આ ઘર્ષણ અસ્તિત્વમાં શી રીતે આવે છે? ખરી વાત એવી છે કે જીવનનું સાચું રહસ્ય અને તેની પ્રાપ્તિનો માર્ગ નહિ સમજવાને કારણે જ આ ઘર્ષણ ઉત્પન્ન થાય છે. અહીં આપણે જીવનના રહસ્યના મહાન સિદ્ધાંતોની ચર્ચા નહિ કરીએ પણ આટલું કહેવું બસ છે કે પ્રત્યેક મનુષ્યના જીવનનું સામાન્ય ધ્યેય સુખ મેળવવાનું હોય છે, પછી ભલે તેની વિચારસરણી ગમે તે હોય. એટલે ગમ્મત એવી છે કે બહારથી એક બીજાની વિરોધી દેખાતી આ અનેક વિચારસરણીઓનું અંતિમ ધ્યેય એક જ—સુખપ્રાપ્તિનું—હોવા છતાં, જુદા જુદા પક્ષો જુદા જુદા માર્ગો અનુસરે છે! આનું શું કારણ? આનું કારણ એ જ છે કે એ જુદા જુદા પક્ષોવાળાઓનું માનસિક ઘડતર જુદું જુદું હોવાથી તેઓ સુખપ્રાપ્તિના માર્ગની વ્યાખ્યાઓ જુદી જુદી કરે છે. કોઇ ગરીબ ધનપ્રાપ્તિમાં સુખ માને છે તો વળી ધનની ઉપાધિથી કંટાળેલો કોઇ ધનવાન ગરીબાઇમાં સુખ ગણે છે. કોઇ સંતાન વગરનો માણસ સંતાનની પ્રાપ્તિમાં સુખ માને છે તો વળી સંતાનોથી કંટાળેલો માણસ નિઃસંતાન રહેવામાં સુખ જુએ છે. આમ કોઇ વૈભવમાં, કોઇ કીર્તિમાં, કોઇ પાંડિત્યમાં તો કોઇ સત્તાની પ્રાપ્તિમાં સુખ જુએ છે. જેવી જેની સમજણ તે પ્રમાણે તે પોતાનો સુખપ્રાપ્તિનો માર્ગ મુકરર કરે છે. આમ સુખપ્રાપ્તિનો કયો માર્ગ સાચો અને કયો ખોટો એ નક્કી કરવાની વિવેકબુદ્ધિના અભાવને લીધે જ અનધ્યાત્મવાદીઓ ખોટે માર્ગે ઊતરી પડે છે. ખોટો હોવા છતાં એ માર્ગ માયાવી અને મોહક છે. એના આરંભમાં મનને મુગ્ધ કરે એવાં અનેક દૃશ્યો આવતાં હોવાથી લોકો આંખ મીંચીને એ માર્ગે ચાલ્યા જાય છે પણ જેમ જેમ તેઓ આગળ વધે છે તેમ તેમ તેઓની વિપત્તિઓ શરૂ થાય છે. પછી માર્ગમાં અનેક મોટા મોટા પહાડો અને ઊંડી ખીણો આવે છે ત્યારે જ તેઓની આંખ ઊઘડે છે અને તેઓ હતાશ થઇને પાછા ફરે છે આખરે તેઓ થાકે છે અને સત્ય માર્ગના કોઇ પરિદર્શકને શરણે જઇ, સાચો માર્ગ દર્શાવવાની યાચના કરે છે.

કાળના વહેવા સાથે જગતમાં અનેક નવી સમસ્યાઓ ઊભી થાય છે અને તે અવનવાં અને અટપટાં રૂપ ધારણ કરે છે આથી મનુષ્યો ખૂબ મૂંઝાય છે અને એ સમસ્યાઓની પૂર્તિ શી રીતે કરવી તે ન સમજાતાં તેઓની બુદ્ધિ બહેર મારી જાય છે આમ કરતાં કરતાં જ્યારે પરિસ્થિતિ કટોકટીની બને છે ત્યારે પરમાત્મા લોકોના ઉદ્ધાર માટે આ પૃથ્વી પર કોઇ મહાપુરૂષને અવતરિત કરે છે યુગે યુગે સત્ય માર્ગના કોઇ ને કોઇ પરિદર્શક અને ઉદ્દ્બોધકના અવતારો તે તે યુગની જરૂરિયાતો પ્રમાણે થતા રહ્યા છે. આવો અવતારી પુરૂષ ભાનભૂલ્યા માનવીઓને સનાતન સત્યની પ્રાપ્તિના માર્ગનો બોધ કરી તેઓને એ માર્ગે ચડવાનું બળ બક્ષે છે બે વિરોધી વાદોના અંતિમ ધ્યેય, સુખપ્રાપ્તિના માર્ગની સાચી વ્યાખ્યા તે જનતા સમક્ષ પુનઃ પુનઃ ઉદ્દ્ઘોષિત કરે છે અને બન્ને પક્ષોનો વિરોધ ઓછો થાય તથા ઓછો થતો થતો સાવ નાબૂદ થાય એ જાતનો પોતાનો વ્યવહાર રાખે છે. સત્યના શોધકો એ મહાપુરૂષમાં સમસ્ત વિરોધનો અન્ત આવેલો જુએ છે એવો મહાપુરૂષ સમસ્ત માનવજાતિ માટે આદર્શ પુરૂષ બની રહે છે

આધુનિક યુગના આવા એક આદર્શ અને પૂજનીય અવતારી મહાપુરૂષ ભગવાન શ્રીરમણમહર્ષિ હતા તેમણે પૂર્વ તેમ જ પશ્ચિમવાસી સર્વે લોકોને સુખપ્રાપ્તિના સત્ય માર્ગનો એવો સચોટ ઉપદેશ કર્યો હતો કે તેના પ્રભાવથી અનેક મનુષ્યોએ ખોટો માર્ગ છોડી દઇ, તેમણે ઉદ્દ્બોધેલા સાચા માર્ગનું અનુસરણ કરવા માંડ્યું હતું. મહર્ષિજીના જીવનકાળ દરમિયાન જ તેમના ઉપદેશનું આવું અદ્દ્ભુત પરિણામ આવ્યું હતું. તેમણે Atomic bomb ઍટમિક બૉમ્બનો ત્યાગ કરવાનું કહી, Atmic bomb આત્મિક બૉમ્બનો સ્વીકાર કરવાનો ઉપદેશ આપ્યો હતો જેટલો તફાવત Atomic bomb ઍટમિક બૉમ્બ અને Atmic bomb આત્મિક બૉમ્બ વચ્ચે છે (એટલે કે Atomic માંથી o અથવા શૂન્ય કાઢી નાખતાં તે Atmic બની જાય છે) તેટલો જ તફાવત અનધ્યાત્મવાદ અને અધ્યાત્મવાદ વચ્ચે

છે (એટલે કે અનધ્યાત્મવાદમાં જે શૂન્યતા છે તે કાઢી નાખતાં અધ્યાત્મવાદનો ઉદય થાય છે).

જે સત્યનો શ્રીરમણ ભગવાને બોધ કર્યો હતો તે સત્ય એમના જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલું જોવામાં આવતું હતું કારણ કે સત્યનું લક્ષણ જ એવું છે કે કોઈપણ માણસ પોતે સત્યમય થઈ જાય નહિ ત્યાં સુધી તે સત્યનો ઉપદેશ કરી શકતો નથી. ખરું જોતાં એવા પુરુષને ઉપદેશ કરવાની યે જરૂર પડતી નથી, કારણ કે એનું જીવન જ શ્રોતાને ઉપદેશરૂપ થઈ પડે છે. શ્રી મહર્ષિજીએ જે રાજમાર્ગનો બોધ કર્યો તે બીજા માર્ગોની જેમ અટપટા કે ગૂંચવણભર્યો નથી; તે સીધો અને સરળ છે. તેમની મહત્વપૂર્ણ બોધપુસ્તિકા 'હું કોણ ?'માં બતાવેલા આત્મવિચારરૂપી રાજમાર્ગે પ્રયાણ કરવાથી, મુક્તિરૂપી પરમ ધ્યેયને નિશ્ચિતપણે પામી શકાય છે. આ માર્ગ ઘણા મનુષ્યોને કદાચ કઠિન લાગે, તો એવા મનુષ્યો માટે તેમણે એવો જ બીજો રાજમાર્ગ 'શરણાગતિ'નો ઉદ્બોધ્યો છે. 'હું કોણ?' ના વિચારમાર્ગનું અનુસરણ જેનાથી ન થઈ શકે તેઓ શરણાગતિ સ્વીકારી, પોતાનો બેડો પાર કરી શકે છે. પણ ખરું જોતાં આ બંન્ને રાજમાર્ગો ભિન્ન નથી. 'હું કોણ?'નો વિચાર કરતાં કરતાં જ્યારે અહંભાવ ગળી જાય છે ત્યારે શરણાગતિ આપોઆપ આવી જાય છે તે જ પ્રમાણે સાધક અતિશય ભક્તિભાવપૂર્વક ઇશ્વરની શરણાગતિ સ્વીકારે છે તે પહેલાં જ તેનો અહંભાવ ગળી ગયેલો હોય છે. આમ આ બન્ને રાજમાર્ગો એક અને અભિન્ન છે.

શ્રીમહર્ષિજી મનુષ્યની જુદી જુદી વૃત્તિ પ્રમાણે લોકોને ઉપદેશ આપતા હતા. કર્મ, યોગ, ભક્તિ અને જ્ઞાનના ચારે માર્ગના અનુયાયીઓને પોતાને જોઈતું માર્ગદર્શન એમના ઉપદેશમાંથી મળી રહે છે એ એમના ઉપદેશની ખૂબી છે. આ રીતે બધાને જ સંતોષ મળી રહે છે તેનું શું કારણ? કારણ એ જ કે શ્રીભગવાને કોઈ ચાલી આવેલી સાધના

દ્વારા સત્યની ખોજ કરી ન હતી-તેમ જ તેઓશ્રી આધુનિક શિક્ષણ કે સભ્યતાના રંગથી રંગાયેલા પણ ન હતા. તેમણે તો સદા વિદ્યમાન સત્યનો એના મૂળ સ્વરૂપમાં પોતાની અનોખી રીતે સાક્ષાત્કાર કર્યો હતો. બધા સંપ્રદાયો કબૂલ કરે છે કે સત્ય એક અને અદ્વિતીય છે. એટલે એ સત્યની સ્વાનુભૂતિ પામેલા શ્રીભગવાનના શ્રીમુખેથી જ્યારે જ્યારે ઉપદેશ નીકળતો ત્યારે ત્યારે ગમે તે સંપ્રદાયવાળા સાચા સાધક પર એનો સચોટ પ્રભાવ અવશ્ય પડતો. આથી જ મિ સોમરસેટ મોર્ઘમ જેવા આધુનિક નાસ્તિક અને સ્વ. શ્રી જમનાલાલ બજાજ જેવા લાખોપતિ પણ, શ્રીભગવાનના ઉપદેશથી કોઈ પણ નમ્ર અને શ્રદ્ધાળુ ભક્તના જેટલા જ પ્રભાવાંકિત થયા હતા. આવો અનોખો એમનો ઉપદેશ હતો અને એમની ઉપદેશશૈલી પણ એટલી જ અનોખી હતી

અજ્ઞાન અને ભ્રમરૂપી ગાઢ અંધકારમાં ગોથાં ખાતી માનવજાતિને ભગવાન શ્રીરમણમહર્ષિએ જ્ઞાન અને વિવેકરૂપી મશાલ બનાવી હતી તેને પ્રતાપે આજે જગતના આધુનિક સમર્થ વિચારકો તેમણે ઉદ્‌બોધેલા માર્ગનું અનુસરણ કરવાનો લોકોને આગ્રહ કરવા લાગ્યા છે આવું મહાન કાર્ય શ્રીભગવાનના જીવનકાળ દરમિયાન જ સિદ્ધ થયું એ એક વિશેષતા છે. આવી કાર્યસિદ્ધિ પણ અનોખી ગણાય. ઇશુ ખ્રિસ્ત જેવા મહાપુરુષના જીવન કાળમાં જે ન બનવા પામ્યું તે શ્રીભગવાનના જીવનકાળ દરમિયાન જ બની ગયું ! ઇશુ ખ્રિસ્તના દેહવિસર્જનકાળે એમનો એકકે શિષ્ય અથવા અનુયાયી એમને પડખે રહ્યો ન હતો, પરંતુ શ્રીભગવાનની વાત કંઈ ઓર હતી. એમના મહાનિર્વાણકાળે એમનો ભક્તસમુદાય ઘણો મોટો હતો.

આવા પ્રાતઃસ્મરણીય મહાપુરુષનું ઐહિક જીવન એટલું જ મહાન અને બોધદાયક હોય એમાં શું આશ્ચર્ય ? ચાલો ત્યારે, આપણે એ દિવ્ય વિભૂતિના ચરિતામૃતનું પાન કરી પાવન થઈએ.



## શ્રીરમણભગવાનને ચરણે

पिता त्राता नेता त्वमसि विषमे साधनपथे
प्रभो माताऽपि त्वं ह्यनुपमदयामूर्तिरमला ।
गुरुस्त्वं पारीणां गुरुरहित संसारजलधे-
स्त्विरूपो भासि त्वं रमणभगवन्ते पदजुषाम् ॥

પિતા, ત્રાતા, નેતા તું જ વિષમ સાધનપંથે,
પ્રભો માતા તું છો અનુપમ ધ્યાનમૂર્તિ વિમલા;
ગુરો તું ઉદ્ધર્તા ભવજલધિના સંકટ થકી,
નિરૂપે તું ભાસે રમણ ચરણાધીન જનને.

—શ્રી-મણ્વાદુરી શ્લોક ૧૬





हृत्स्थले मनः स्वस्थता क्रिया ।

भक्तियोगबोधाश्च निश्चितम् ॥

મનનું સ્થાન હૃદય કહેવાય,
મન સ્થિર થઇ ત્યાં બેસી જાય,
એ જ કર્મ, અને યોગ પિછાણુ,
એ જ ભક્તિ ને છે એ જ્ઞાન.

—ઉપદેશ સાર: શ્લોક ૧૦

# શ્રી રમણચરિતામૃત

---

## પ્રથમ ખંડ

---

### પહેલું પ્રકરણ : દેશ

મોક્ષ એ પરમ પુરુષાર્થ છે આ પુરુષાર્થને ધ્યાનમા રાખીને જ આપણે પોતાનુ રોજનું જીવન ગુજારીએ છીએ આપણને માટે વિદિત થએલુ એવુ કોઇ પણ કર્મ નથી કે જે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રૂપે મોક્ષની પ્રાપ્તિમા સહાયક ન હોય ચોસઠ કળાઓ પણ કેવળ ભોગને માટે કે લાલસાઓની તૃપ્તિઓને માટે નથી પ્રાચીન કાળમા કળાના ઉપાસકોએ પોતાની ભાવનાઓ વ્યક્ત કરવા માટે પત્થર આદિ જડ પદાર્થોમાથી એવી દિવ્ય મૂર્તિઓની રચના કરી હતી કે તે આજે પણ મૂર્તિમંત જીવન-કલા જ બની ગઈ છે આ જ પ્રમાણે એ પ્રાચીન પુરુષોએ ચોસઠ કળાઓની ઉપાસનાને એક પ્રકારની યોગસાધનાનુ રૂપ આપ્યુ હતું મંદિરોમા, વિહારોમા અને ગુફાઓમા પ્રત્યક્ષ થતી ચિત્રકળા અને દિવ્ય મૂર્તિઓ તે વખતના લોકોની આ ધર્મતત્પરતાની સાક્ષી પૂરે છે તેઓ સિદ્ધહસ્ત હતા અને તેઓએ અરૂપ સત્ય, શિવ, સુંદર વસ્તુસત્તાને પણ એક રૂપ આપીને પોતાની કીર્તિ અમર બનાવી દીધી છે

ઉત્તર હિંદમા મુસલમાનોના અત્યાચારોને લીધે અનેક દેવાલયો ધૂળમા મળી ગયા છે પરંતુ દક્ષિણ હિંદમા સ્વામી વિદ્યારણ્યના પુણ્ય-પ્રતાપથી વિદ્યાનગર (વિજયનગર) સામ્રાજ્યનો પાયો નખાયો, જેને પરિ-

તિરુચ્ચુળિ શબ્દનો અર્થ "ૐકાર" થાય છે અહી શિવજી શ્રીભૂમિનાથના રૂપમા બિરાજમાન છે આર શિવક્ષેત્રોમાનું આ એક છે આ કારણે સુંદરમૂર્તિ, માણિક્યવાચકર આદિ ભક્તોએ આનંદમગ્ન થઈને મંજુલ ગીતો વડે શ્રીભૂમિનાથની સ્તુતિ કરી છે આ ક્ષેત્ર અને ક્ષેત્રપતિનું માહાત્મ્ય 'ગૈગિય પુરાણ'મા સુન્દર રીતે વર્ણવેલું છે

આ બધી જુના યુગની વાતો છે. આપણા આ ચરિતામૃતના નાયક શ્રી રમણ ભગવાનનો અવતાર પણ આ જ ક્ષેત્રમા થયો હતો જેને ભગવાને પોતાની લીલાભૂમિ બનાવી એવા તિરુચ્ચુળિ ગામના ભાગ્યના કેટલા વખાણ કરીએ?

---

## બીજું પ્રકરણ : વંશ

આજથી ઇકોતેર વર્ષ પહેલા તિરુચ્ચુળિ ગામમા એક સદ્ગૃહસ્થ રહેતા હતા એમનુ નામ સુન્દરમ્ અય્યર હતુ તેઓ પારાશર ગોત્રના દ્રાવિડ સ્માર્ત બ્રાહ્મણ હતા તેઓ વકીલાત કરતા હતા એ કાળમા પરીક્ષાઓની ગુલામી ન હતી યોગ્યતા હોય તો વકીલાતની સનદ મળી જતી હતી સુન્દરમ્ અય્યર પહેલા બે રૂપિયાના માસિક પગારે ક્યાંક મુનશી તરીકે જોડાયા ધીમે ધીમે પોતાની યોગ્યતાથી ઉન્નતિ કરતા કરતા થોડા જ સમયમા વકીલ બની ગયા ધંધામા એમનુ નામ પંકાયેલુ હતુ પ્રજા તેમ જ અમલદારો એમનાથી ખૂબ ડરતા

વકીલ બન્યા પછી પણ તેઓ પોતાની ગરીબાઈના દિવસો ભૂલ્યા ન હતા તેઓ એક ગરીબને પોતાને ખાનગીથી નિભાવ કરીને પાછો

વાળતા ન હતા એ પ્રાંતમાં તેઓ સજ્જનતા માટે એટલા બધા મશહૂર થઇ ગયા હતા કે ચોરો પણ એમની ગાડી નીકળે ત્યારે તેમને લૂટતા ન હતા તેમને ત્યા વ્રત, નિયમ આદિનો આડંબર તો હતો જ નહિ પણ પુરાણશ્રવણ, હરિકથા વિગેરે થયા કરતા હતા પર્વના દિવસોએ તેઓ મદિરમા ખાસ જતા અને ભૂમિનાથેશ્વરના દર્શન કરી આવતા. તેમનુ ઘર મોટું હોવાથી અતિથિઓનુ સ્વાગત કરવા માટે ઘણું અનુકૂળ હતુ.

એમના કુટુંબવિષે એક કથા પ્રચલિત છે કે એમના કોઇ પૂર્વજને ત્યા એક વાર કોઇ ભૂખ્યોતરસ્યો સન્યાસી ભીખ માગવા ગયો હતો પણ ત્યા તેને એક દાણો પણ મળ્યો નહિ ઊલટુ સન્યાસીને બેચાર ખરીખોટી વાતો સાભળવી પડી સન્યાસીએ ક્રોધે ભરાઇને તેમને શાપ આપ્યો કે 'તમારા વશમા દરેક પેઢીએ કોઇને કોઇ મારા જેવો ભિખારી જન્મશે' અજાયબીની વાત છે કે તે દિવસથી આમ બનતુ જ આવ્યુ છે

સુદરમ્ અય્યરના એક કાકા સન્યાસી થઇ ગયા હતા વળી તેમના ભાઇ વેંકટેશ અય્યર એક દિવસ 'તિરુપ્પરન કુન્રમ' જવા માટે ઘેરથી નીકળ્યા તે નીકળ્યા જ. પાછળથી ખબર મળી કે એ પરિવ્રાજક બની ચિદંબરમા મન્દિરની પ્રદક્ષિણા કરતા ભક્તોના માર્ગમા પડેલા કાટા વીણી લેતા નજરે પડ્યા હતા એમનુ નામ શિવાનદયોગી પડ્યુ હતુ અને એમને ઘણા શિષ્યો હતા

સન્યાસીનો શાપ ખરુ જોતા તો વરદાન જ હતુ, કારણ કે દરેક હિદુનુ કર્તવ્ય છે કે તે સસારની યાતનાઓની બેડી તોડીને પરમ પુરુષાર્થનો માર્ગ સ્વીકારે. એવો જડ બુદ્ધિવાળો કોણ હશે કે જે મુક્તિની અભિલાષા ન રાખતો હોય? આ દષ્ટિએ સન્યાસીનો શાપ ખરેખર વરદાન જ હતુ નહિ તો સસારના તારણહાર શ્રી રમણ ભગવાન એ વશમા કેવી રીતે અવતરી શકત? ભલે એ શાપ એમના વશજો માટે

શાપ હોય પણ આપણા જેવા ભવપીડિતોને તો મોટા સંન્યાસીએ અનુગ્રહ કરીને વરદાન જ આપ્યું ગણાય.

સુંદરમ્ અય્યરનાં પત્નીનું નામ શ્રીમતી અળગમ્માળ હતું. તે પતિને અનુકૂળ રહેનારાં દેવી હતાં.

આવા આદર્શ દંપતીને ઘેર શ્રી રમણ ભગવાનનો અવતાર વિક્રમ સંવત ૧૯૩૬ના માગશર વદી બીજ ને સોમવાર એટલે ઇસવી સન ૧૮૭૯ના ડિસેમ્બરની ૩૦મી તારીખે થયો હતો. રાતનો સમય હતો. આર્દ્રા દર્શનનો મંગળ સમય હતો. તિરુચ્ચુળિના મંદિરમાં મહાદેવજીની ઉપાસના થઇ ચૂકી હતી અને ઉત્સવ સમાપ્ત થયો હતો. ઉત્સવ પછી મૂર્તિને મંદિરના ગોપુરની નીચે પધરાવી હતી. એક વાગી ગયો હતો. આ જ સમયે શ્રી રમણદેવ સંસારનાં દુઃખો હરવા માટે માનવશરીર ધારણ કરીને અવતર્યા. આર્દ્રા દર્શનના દિવસને શૈવમાર્ગીઓ મોટો દિવસ ગણે છે. આ દિવસે જ નટરાજે ગૌતમ, વ્યાઘ્રપાદ અને પતંજલિ વિગેરેને સાક્ષાત્ દર્શન દીધાં હતાં.

કેટલાક ભાવિકો શ્રી રમણદેવને કાર્તિકસ્વામીનો અવતાર માને છે. એક નાડી ગ્રંથમાં પણ એવું જ લખેલું છે. એમ કહેવાય છે કે કાર્તિકસ્વામીએ એક વખત બ્રહ્માની મશ્કરી કરી ક્રોધે ભરાઇને બ્રહ્માએ તેને શાપ દીધો કે તે ત્રણ વાર માનવશરીર ધારણ કરી પૃથ્વી પર અવતરશે. એ શાપ અનુસાર કાર્તિકસ્વામી પહેલા અવતારમાં કુમારિલ ભટ્ટ થયા અને તે કાળે તેમણે કર્મમાર્ગનું પ્રતિપાદન કર્યું હતું. બીજા અવતારમાં જ્ઞાનસંબંધમૂર્તિ થયા અને તે કાળે તેમણે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો હતો. ભક્તો વિશ્વાસપૂર્વક માને છે કે ત્રીજા અવતારમાં કાર્તિકસ્વામી શ્રી રમણદેવનું રૂપ ધરી જ્ઞાનમાર્ગનું પ્રતિપાદન કરવા માટે પધાર્યા હતા.

શ્રી રમણ અદ્વૈત માર્ગના અનુયાયી હતા તેઓ આત્મા સિવાય બીજા કોઇ દેવને માનતા ન હતા આવા રમણદેવને અમે કોનો અવતાર કહીએ ? તો પણ મોટેરાઓની વાતોની અવહેલના અભાગથી થઇ શકે નહિ

ઉપરાંત જ્યોતિષીઓના વિનોદ ખાતર ભગવાન શ્રી રમણમહર્ષિની જન્મકુંડળી નીચે આપીએ છીએ.

**જન્મ:** ચાંદ્રમાન પંચાગ પ્રમાણે પ્રમાધિ માર્ગશીર્ષ વદ બીજ ને સોમવારે રાત્રે ૨૯॥ ઘડી વીત્યા બાદ પુનર્વસુ નક્ષત્રમાં

| | | | |
|---|---|---|---|
| શનિ | કુજ | | ચંદ્ર કેતુ |
| ગુરુ | | | |
| | | | |
| રવિ રાહુ | બુધ શુક્ર | લ | |

| | | | |
|---|---|---|---|
| ગુરુ | કેતુ | | ચંદ્ર |
| બુધ | | | શુક્ર |
| | | | રવિ |
| | લ. કુજ | શનિ રાહુ | |

## ત્રીજું પ્રકરણ : બાળલીલા

શ્રી સુંદરમ્ અય્યરના પુત્રોમાં કોઇ જાતની વિશેષતા દેખાતી ન હતી એમનું બાળજીવન બીજા બધા બાળકોના જેવું જ હતું. તે વખતે કોણ કહી શકે એમ હતું કે તેમનામાંથી એક બાળક એવા મહાન પુરુષ થશે કે જે 'પોતે તરે અને બીજાઓને તારે' એ ઉક્તિને ચરિતાર્થ કરશે ?

શ્રી સુંદરમ્ અય્યરના સ્વર્ગવાસને સમયે ત્રણ પુત્રો જીવતા હતા સૌથી મોટા નાગસ્વામી, બીજા આ ચરિત્રના નાયક વેંકટરામન અને

શ્રી રમણ અદ્વૈત માર્ગના અનુયાયી હતા. તેઓ આત્મા સિવાય બીજા કોઇ દેવને માનતા ન હતા. આવા રમણદેવને અમે કોના અવતાર કહીએ ? તો પણ મોટેરાઓની વાતોની અવહેલના અમારાથી થઇ શકે નહિ.

છતાંસ્તુ જ્યોતિષીઓના વિનોદ ખાતર ભગવાન શ્રી રમણમહર્ષિની જન્મકુંડળી નીચે આપીએ છીએ.

**જન્મ:** ચાંદ્રમાન પંચાંગ પ્રમાણે પ્રમાધિ માર્ગશીર્ષ વદ બીજ ને સોમવારે રાત્રે ૧૯ાા ઘડી વીત્યા બાદ પુનર્વસુ નક્ષત્રમાં.

| | | | |
|---|---|---|---|
| શનિ | કુજ | | ચંદ્ર કેતુ |
| ગુરુ | | | |
| | | | |
| રવિ રાહુ | બુધ શુક્ર | લ | |

| | | | |
|---|---|---|---|
| ગુરુ | કેતુ | | ચંદ્ર |
| બુધ | | | શુક્ર |
| | | | રવિ |
| | લ. કુજ | શનિ રાહુ | |

## ત્રીજું પ્રકરણ : બાળલીલા

શ્રી સુંદરમ્ અય્યરના પુત્રોમાં કોઇ જાતની વિશેષતા દેખાતી ન હતી. એમનું બાળજીવન બીજા બધા બાળકોના જેવું જ હતું. તે વખતે કોણ કહી શકે એમ હતું કે તેમનામાંથી એક બાળક એવા મહાન પુરુષ થશે કે જે 'પોતે તરે અને બીજાઓને તારે' એ ઉક્તિને ચરિતાર્થ કરશે ?

શ્રી સુંદરમ્ અય્યરના સ્વર્ગવાસને સમયે ત્રણ પુત્રો જીવતા હતા. સૌથી મોટા નાગસ્વામી, બીજા આ ચરિત્રના નાયક વેંકટરામન અને

ઓએ આ બે માર્ગોમાના કોઇ એકનો આશ્રય લઇને પોતાની ઉપાધિ અથવા કાયાને નિર્મળ બનાવેલી હોય છે શ્રીમહર્ષિની ગાઢ નિદ્રા પણ કોઇ એવી દશાનુ ઉદાહરણ જણાય છે

વેંકટરામન અગિયાર વર્ષના થયા ત્યા સુધી તિરુચ્ચુળિમા તામિલનો અભ્યાસ કરતા હતા તે વખતે એ સંસ્કૃત જાણતા ન હતા તેથી એમને ધાર્મિક વિચારોનો પરિચય ઘણો થોડો હતો સને ૧૮૯૨મા એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો, ત્યારપછી નાગસ્વામી તથા વેંકટરામન એમના કાકા સુબ્બૈયરજીને ત્યા મદુરા રહી ભણવા લાગ્યા એજ શહેરમાં સ્કૉટ મિશન સ્કૂલમા વેંકટરામને છઠ્ઠી અને સાતમી કક્ષાનો અને ત્યાની જ અમેરિકન મિશન હાઇસ્કૂલમા દશમી શ્રેણીનો (આપણી તરફના અંગ્રેજી છઠ્ઠા ધોરણનો) અભ્યાસ કર્યો હતો

ત્યા સુધી એમના જીવનમા આધ્યાત્મિક ભાવની ગંધ પણ ન હતી બચપણમા પૂજાની સામગ્રીના રમકડા બનાવી એ રમતા હતા ખરા પણ પછીથી એમનામા ભક્તિની કોઇ વિશેષ છાયા દેખાતી ન હતી ઘરના અન્ય માણસો સાથે એ પણ મંદિરે જતા પર્વના દિવસોએ બીજા લોકોની જેમ એ પણ શંકરની આરાધના કરતા પણ એ બધુ માત્ર દેખાવ પુરતુ જ હતુ કોઇએ એમને ભક્તિનો માર્ગ બતાવ્યો ન હતો નિશાળમા 'બાયબલ' શીખવવામા આવતુ પણ એમા એમનુ ચિત્ત લાગતુ ન હતુ

કહેવાય છે કે શ્રી રામચન્દ્રજીને બ્રહ્મા વિગેરેએ કહ્યુ ન હતુ ત્યા સુધી પોતે અવતાર છે એની ખબર એમને પણ ન હતી તે જ પ્રમાણે આ મહાપુરુષની બાબતમા પણ એવા ભાનનો વખત હજી આવી લાગ્યો ન હતો અગ્નિને રાખે ઢાંકી રાખ્યો હતો તેના જ્યોતિને પ્રકટ કરવા માટે પવનના સુસવાટાની જ જરૂર હતી

---

કે આગળ જતા ઉગ્ર તપોનિષ્ઠા સર્જન કરવા માટે જ એમને આવુ કસાયેલુ શરીર મળ્યુ હતુ?

જ્ઞાનીઓનુ કહેવુ છે કે પરમાત્માની બે શક્તિઓ છે (૧) ચિત્-શક્તિ અને (૨) ક્રિયા શક્તિ ગાઢ નિદ્રામા બધી ઇન્દ્રિયોનુ જ્ઞાન સકુચિત થઇ જાય છે અને ચિત્-શક્તિ આત્મામા લીન થઇ જાય છે (જુઓ છાદોગ્ય ઉપનિષદ્‌મા ઉદ્દાલક અને શ્વેતકેતુનો સવાદ) ક્રિયા શક્તિ જો સકલ્પ વિના કામ કરી શકતી નથી તે વ્યર્થ ન જતા ઉપાધિમા જ રહી જાય છે પરિણામે ઉપાધિ અથવા શરીર વધારે બળવાન અને તેજસ્વી બને છે આવા શરીરમા તપની ઉગ્રતા સર્જન કરવાની શક્તિ આવી જાય છે

વેકટરામનના શરીરની એક વિશેષ ખાસિયત એ હતી કે એમની ઊઘ ખુબ જ ઘેરી રહેતી સને ૧૮૮૬ની આ વાત છે દિંડીગલમા એ રહેતા હતા એ અરસામા એક દિવસ ઘરના બધા માણસો મદિરમા ગયા હતા વેકટરામન બારણુ બધ કરીને અદર સૂઇ ગયા ઘરના માણસોએ પાછા આવીને બારણા ખખડાવ્યા અને જોરથી બૂમો મારી છતા યે કઇ વળ્યુ નહિ વેકટરામન ઘેરી ઊઘમા પડયા હતા આખરે એક જણ દિવાલ પરથી કૂદીને અદર ગયા અને દરવાજો ઉઘાડયો એ પછી બધા ઘરમા ગયા અને વેકટરામનને ખુબ ઢઢોળીને જગાડયા ત્યારે માડ માડ એમની ઊઘ ઊડી એમની ઊઘ એટલી ગાઢ હતી કે નાનપણમા એમના વિરોધીઓ એનો ગેરલાભ લેતા હતા સૂતા હોય ત્યારે તેઓ એમને ઉપાડી જતા અને ખુબ મારીને પાછા એમને પથારીમા મૂકી જતા આશ્ચર્યની વાત તો એ છે કે અનેરા બળવાળા વેકટરામન આ બધી વાતો એ સમયે ચૂપચાપ સહન કરી લેતા અને જાગતા ત્યારે તેમને આ ઘટનાનુ સ્મરણ પણ રહેતુ ન હતુ

સમાધિની બાબતમા પણ કઇક આવી જ વાત છે સુષુપ્તિ સકલ્પપૂર્વક થતી નથી એટલે તે એક પ્રકારનો જ્ઞાન વગરનો યોગ છે પણ સમાધિ સકલ્પપૂર્વક લાવી શકાય છે એટલે તે જ્ઞાનવાળો યોગ છે બધા યોગી

એઓએ આ બે માર્ગોમાંના કોઇ એકનો આશ્રય લઇને પોતાની ઉપાધિ અથવા કાયાને નિર્મળ બનાવેલી હોય-છે. શ્રીમહર્ષિની ગાઢ નિદ્રા પણ કોઇ એવી દશાનું ઉદાહરણ જણાય છે.

વેંકટરામન અગિયાર વર્ષના થયા ત્યાં સુધી તિરુચ્ચુળિમાં તામિલનો અભ્યાસ કરતા હતા. તે વખતે એ સંસ્કૃત જાણતા ન હતા. તેથી એમને ધાર્મિક વિચારોનો પરિચય ઘણો થોડો હતો. સને ૧૮૯૨માં એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો, ત્યારપછી નાગસ્વામી તથા વેંકટરામન એમના કાકા સુબ્બૈય્યરજીને ત્યાં મદુરા રહી ભણવા લાગ્યા. એ જ શહેરમાં સ્કૉટ મિશ્ન સ્કૂલમાં વેંકટરામને છઠ્ઠી અને સાતમી કક્ષાનો અને ત્યાંની જ અમેરિકન મિશન હાઇસ્કૂલમાં દશમી શ્રેણીનો (આપણી તરફના અંગ્રેજી છઠ્ઠા ધોરણનો) અભ્યાસ કર્યો હતો.

ત્યાં સુધી એમના જીવનમાં આધ્યાત્મિક ભાવની ગંધ પણ ન હતી. બચપણમાં પૂજાની સામગ્રીનાં રમકડાં બનાવી એ રમતા હતા ખરા પણ પછી તે એમનામાં ભક્તિની કોઇ વિશેષ છાયા દેખાતી ન હતી ઘરનાં અન્ય માણસો સાથે એ પણ મંદિરે જતા. પર્વના દિવસોએ બીજા લોકોની જેમ એ પણ શંકરની આરાધના કરતા. પણ એ બધું માત્ર દેખાવ પૂરતું જ હતું. કોઇએ એમને ભક્તિનો માર્ગ બતાવ્યો ન હતો. નિશાળમાં 'બાયબલ' શીખવવામાં આવતું પણ એમાં એમનું ચિત્ત લાગતું ન હતું.

કહેવાય છે કે શ્રી રામચંદ્રજીને બ્રહ્મા વિગેરેએ કહ્યું ન હતું ત્યાં સુધી પોતે અવતાર છે એની ખબર એમને પણ ન હતી. તે જ પ્રમાણે આ મહાપુરુષની બાબતમાં પણ એવા ભાનનો વખત હજી આવી લાગ્યો ન હતો. અગ્નિને રાખે ઢાંકી રાખ્યો હતો. તેના જ્યોતિને પ્રકટ કરવા માટે પવનના સુસવાટાની જ જરૂર હતી.

કે આગળ જતા ઉગ્ર તપોનિષ્ઠા સહન કરવા માટે જ એમને આનુ કસાયેલુ શરીર મળ્યુ હતુ ?

જ્ઞાનીઓનુ કહેવુ છે કે પરમાત્માની બે શક્તિઓ છે (૧) ચિત્-શક્તિ અને (૨) ક્રિયા-શક્તિ ઊંડી ઊંઘમા બધી ઇન્દ્રિયોનુ જ્ઞાન સકુચિત થઇ જાય છે અને ચિત્-શક્તિ આત્મામા લીન થઇ જાય છે (જુઓ છાંદોગ્ય ઉપનિષદમા ઉદ્દાલક અને શ્વેતકેતુનો સવાદ) ક્રિયા શક્તિ જે સકલ્પ વિના કામ કરી શકતી નથી તે વ્યર્થ ન જતા ઉપાધિમા જ રહી જાય છે પરિણામે ઉપાધિ અથવા શરીર વધારે બળવાન અને તેજસ્વી બને છે આવા શરીરમા તપની ઉગ્રતા સહન કરવાની શક્તિ આવી જાય છે

વેકટરામ (ના શરીરની એક વિશેષ ખાસિયત એ હતી કે એમની ઊંઘ ખૂબ જ ઘેરી રહેતી સને ૧૮૯૧ની આ વાત છે દિંડીગલમા એ રહેતા હતા એ અરસામા એક દિવસ ઘરના બધા માણસો મદિરમા ગયા હતા વેકટરામન બારણુ બધ કરીને અદર સુઇ ગયા ઘરના માણસોએ પાછા આવીને બારણા ખખડાવ્યા અને જોરથી બૂમો મારી છતા યે કઇ વળ્યુ નહિ વેકટરામન ઘેરી ઊંઘમા પડયા હતા આખરે એક જણ દિવાલ પરથી કૂદીને અદર ગયા અને દરવાજો ઉઘાડયો એ ને બધા ઘરમા ગયા અને વેકટરામનને ખૂબ ઢઢોળીને જગાડયા ત્યારે માડ માડ એમની ઊંઘ ઊડી એમની ઊંઘ એટલી ગાઢ હતી કે નાનપણમા એમના વિરોધીઓ એનો ગેરલાભ લેતા હતા સૂતા હોય ત્યારે તેઓ એમને ઉપાડી જતા અને ખૂબ મારીને પાછા એમને પથારીમા મૂકી જતા આશ્ચર્યની વાત તો એ છે કે અનેરા બળવાળા વેકટરામન આ બધી વાતો એ સમયે ચૂપચાપ સહન કરી લેતા અને જાગતા ત્યારે તેમને આ ઘટનાનુ સ્મરણ પણ રહેતુ ન હતુ

સમાધિની પણ કઇક આવી જ વાત છે સુષુપ્તિ સકલ્પપૂર્વક થતી નથી એટલે તે એક પ્રકારનો જ્ઞાન વગરનો યોગ છે પણ સમાધિ સકલ્પપૂર્વક લાવી શકાય છે એટલે તે જ્ઞાનવાળો યોગ છે બધા યોગી

ઓએ આ બે માર્ગોમાંના કોઇ એકનો આશ્રય લઇને પોતાની ઉપાધિ અથવા કાયાને નિર્મળ બનાવેલી હોય છે. શ્રીમહર્ષિની ગાઢ નિદ્રા પણ કોઇ એવી દશાનું ઉદાહરણ જણાય છે.

વેંકટરામન અગિયાર વર્ષના થયા ત્યાં સુધી તિરુચ્ચુળિમાં તામિલનો અભ્યાસ કરતા હતા. તે વખતે એ સંસ્કૃત જાણતા ન હતા. તેથી એમને ધાર્મિક વિચારોનો પરિચય ઘણો થોડો હતો. સને ૧૮૯૨માં એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો, ત્યારપછી નાગસ્વામી તથા વેંકટરામન એમના કાકા સુબ્બૈય્યરજીને ત્યાં મદુરા રહી ભણવા લાગ્યા. એજ શહેરમાં સ્કૉટ મિડલ સ્કૂલમાં વેંકટરામને છઠ્ઠી અને સાતમી કક્ષાનો અને ત્યાંની જ અમેરિકન મિશન હાઇસ્કૂલમાં દશમી શ્રેણીનો (આપણી તરફના અંગ્રેજી છઠ્ઠા ધોરણનો) અભ્યાસ કર્યો હતો.

ત્યાં સુધી એમના જીવનમાં આધ્યાત્મિક ભાવની ગંધ પણ ન હતી. બચપણમાં પૂજાની સામગ્રીનાં રમકડાં બનાવી એ રમતા હતા ખરા પણ પછી યે એમનામાં ભક્તિની કોઇ વિશેષ છાયા દેખાતી ન હતી ઘરના અન્ય માણસો સાથે એ પણ મંદિરે જતા. પર્વના દિવસોએ બીજા લોકોની જેમ એ પણ શંકરની આરાધના કરતા પણ એ બધું માત્ર દેખાવ પુરતું જ હતું કોઇએ એમને ભક્તિનો માર્ગ બતાવ્યો ન હતો. નિશાળમાં 'બાયબલ' શીખવવામાં આવતું પણ એમાં એમનું ચિત્ત લાગતું ન હતું.

કહેવાય છે કે શ્રી રામચંદ્રજીને બ્રહ્મા વિગેરેએ કહ્યું ન હતું ત્યાં સુધી પોતે અવતાર છે એની ખબર એમને પણ ન હતી. તે જ પ્રમાણે આ મહાપુરુષની બાબતમાં પણ એવા ભાનનો વખત હજી આવી લાગ્યો ન હતો. અગ્નિને રાખે ઢાંકી રાખ્યો હતો. તેના જ્યોતિને પ્રકટ કરવા માટે પવનના સુસવાટાની જ જરૂર હતી.

---

## ચોથું પ્રકરણ : અરુણોદય

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । •
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

અર્થ : આ આત્મા વેદના અધ્યયન વડે પ્રાપ્ત થતો નથી, બુદ્ધિ વડે પ્રાપ્ત થતો નથી કે ઘણા શાસ્ત્રાભ્યાસથી યે પ્રાપ્ત થતો નથી. એ આત્મા જેને પસંદ કરે છે (અર્થાત્ જે મનુષ્ય અનાત્માને છોડીને આત્માને પસંદ કરે છે) તેને જ એ પ્રાપ્ત થાય છે. તેની સમક્ષ જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.

—કઠોપનિષદ્ અ. ૧–વ. ૨–શ્લો. ૨૩.

એ ૧૮૯૫નો નવેમ્બર મહિનો હતો એક દિવસ વેંકટરામનને તિરુચ્ચુળિના એક વૃદ્ધ પુરુષ મળ્યા. તે યાત્રા કરીને આવ્યા હતા. વેંકટરામને એમને કુશળ સમાચાર પૂછ્યા પછી પ્રશ્ન કર્યો કે "તમે ક્યાં જઈ આવ્યા ?" તેમણે જવાબ આપ્યો, "અરુણાચળ." અરુણાચળનું નામ સાંભળતાં જ વેંકટરામનની નસોમાં વીજળી પ્રસરી ગઈ. તત્કાળ દિલમાં જોશ ચઢ્યું અને હૃદય થનગનવા લાગ્યું એમનું બાળહૃદય આનંદની લહેરોમાં ઝૂલવા લાગ્યું આવા ભાવમાં મગ્ન થતાં એમને કોઈ પાવન ભૂમિમાં આકાશને ચુમી રહેલાં ગોપુરોની વચ્ચે એક મંદિરની મધ્યમાં, પવિત્રતા, જ્ઞાન આદિનું પ્રતિપાદન કરનાર કોઈ જગતમાં, એક સર્વશક્તિમાન, સર્વજ્ઞ, પ્રસન્ન, આનંદમય મૂર્તિ (લિંગ)નું અસ્પષ્ટ ભાન થવા લાગ્યું. એમની ભાવનાની વેલીએ એ લિંગને ચારે બાજુથી વીંટી લીધું. આ પહેલાં પણ વેંકટરામને કેટલી યે વાર અરુણાચળનું નામ સાંભળ્યું હતું. પરંતુ કોઈ વાર એમના દિલમાં આવો ભાવ પ્રગટ્યો ન હતો. આટલો આવેગ

કદી આવ્યો ન હતો તો પછી અત્યારે આ ઉમંગ શાથી થયો? આજે કઇ અવ્યકત વસ્તુ દેખાઇ રહી હતી? એ જ કે એ મહાવસ્તુના દર્શન કરી આવેલો એક યાત્રી એમની નજર સામે આજે ઊભો હતો

પોતાના આવેગને દબાવીને બાળકે એ વૃદ્ધને પૂછ્યુ 'શુ કહ્યુ! અરુણાચળ? એ કયા છે?' ડોસાના ચહેરા પર મદ હાસ્ય ફરી ગયુ બાળકના અજ્ઞાન માટે તેને દયા આવી અને બોલ્યા 'એટલુ યે જાણતો નથી બેટા! તિરુવણ્ણામલૈ એ જ અરુણાચળ, તને ખબર નથી શુ?' આ જવાબ સાભળીને બાળકનુ હૃદય જાણે સકોચાઇ ગયુ જેમ પાણી છાટવાથી દૂધનો ઊભરો બેસી જાય તેમ બાળકનો બધો આવેશ શાત થઇ ગયો

અત્યાર સુધી આ છોકરાને 'તન્મયતા' શી ચીજ છે એની ખબર સુદ્ધા ન હતી પૂર આવ્યુ અને પળવારમા ઊતરી પણ ગયુ એનુ કારણ શુ હોઇ શકે?

ભકત અને ભગવાનનો સબધ બને અધોપર્ધા હોય પણ તે જન્માન્તરે યુગોનો હોય છે એ સબધ ઝરણુ, નદી, મહાનદી વિગેરેનુ રૂપ ધારણ કરતો કરતો ગગાજીની માફક, એ કોમળ બાળકના હૃદયક્ષેત્રને જ શુ પણ બધા જીવોના હૃદયરૂપી ખેતરોને લીલાછમ બનાવનારો જીવનપ્રદાતા ચેતનપ્રવાહ નહિ બને શુ?

આ અરસામા એક દિવસ વેકટરામનને 'પેરિય પુરાણમ્' ની એક નકલ મળી ગઇ ચોર્યાસી વૈષ્ણવોની વાર્તાઓ, નાભાદાસની ભકતમાળ વિગેરે પુસ્તકો જેવુ જ પેરિય પુરાણ છે તેમા ત્રેસઠ નાયનારો (શિવભકતો)ની વાર્તાઓ છે આ નાયનારોનો જન્મ દ્રવિડ દેશમા થયો હતો તેઓ આખુ જીવન શિવના ઉપાસક રહ્યા હતા તન મન ધનથી શકરની ભકિત કરી તેઓ ધન્ય થઇ ગયા મહાદેવજીના 'સત્ય શિવ સુદર' રૂપના દર્શનથી એ નયનારોના હૃદય વિકસિત થયા હતા પોતાની ભાવનાની લહરીથી પ્રફુલ્લિત થઇ તેઓએ મજુલ ભજનો રચ્યા હતા

પેરિય પુરાણ વાંચતાં વાંચતાં વેંકટરામન ભૂખતરસ ભૂલી ગયા. એમની નજરે પડેલો આ પહેલો જ ધાર્મિક ગ્રંથ હતો. તે વાંચવામાં એ તલ્લીન થઇ ગયા. એમને એવું લાગ્યું કે પોતે કોઇ બીજી દુનિયામાં વસી રહ્યા છે, જ્યાં મૃત્યુનો ભય ન હતો, જ્યાંના રાજામહારાજા દેવ હતા અને જ્યાંની સંતોષી પ્રજા એમના ભક્તો હતા; એ દુનિયામાં સર્વત્ર સુખ, શાન્તિ, ભક્તિ તેમ જ પ્રેમ પ્રવર્તી રહ્યાં હતાં. આવા અનોખા રાજ્યના સ્મરણથી જ દ્રવિડ દેશ સૈકાઓ સુધી જીવંત રહ્યો છે. વાંચતાં વાંચતાં વેંકટરામનના હૃદયમાં એ ભક્તવરો પ્રત્યે અથાગ શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિ પેદા થઇ પરંતુ પુસ્તક વાંચવાનું બંધ કરતાં જ વેંકટરામનને જણાયું કે પોતાના દિલ પર તેની કંઇ જ અસર રહેવા પામી ન હતી ન તો એ ભક્તોનું અનુકરણ કરવાનું મન થયું કે ન એમનાથી આગળ વધી જવાની લાલસા થઇ. ભક્તિનાં બીજોના અંકુરો ફુટવાને હજી થોડો સમય બાકી હતો. સ્વયં મહર્ષિજીનું કથન છે કે 'જે સાધક ઉત્સાહી હોય, સદ્દગુરુનો ઉપદેશ મળે, સાધના નિર્વિઘ્ન હોય અને સમય પરિપક્વ થયો હોય તો જ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

એક વર્ષ એમ જ ચાલ્યું ગયું. સને ૧૮૯૬નો ઑગસ્ટ મહિનો હતો, એ વખતે અચાનક એવી ઘટના બની કે જેથી વેંકટરામનના દિલમાં ભક્તિનું જોર પાછું વધવા લાગ્યું. ત્યારે એ હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત હતા. એમનામાં બિમારીનું કંઇ ચિહ્ન ન હતું. કોણ જાણે શાથી વેંકટરામનને અપૂર્વ ભય લાગવા માંડયો. એ ઘટનાનું એમના શબ્દોમાં જ વર્ણન વાંચીએ એ જ ઉચિત છે:—

*"અચાનક મને ડર લાગ્યો કે હું મરી જવાનો છું. મને લાગ્યું કે હું મરી રહ્યો છું. શરીરમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર દેખાતો નહિ. એટલે વિચાર કરવા છતાં યે ભયનું કોઇ કારણ દેખાતું ન હતું. ભયભીત થવું ઉચિત હતું કે અનુચિત એનો નિશ્ચય કરવાનો વિચાર*

પણ થઇ ન શક્યો. વડીલોને અથવા મિત્રોને આ અજબ હાલતનો ખુલાસો પૂછવાની યે ઇચ્છા ન થઇ. પોતાની મેળે જ આ કઠિન સમસ્યાનો ઉકેલ કરવાનું મેં બીડું ઝડપ્યું.

ભાવોનો વેગ એટલો તીવ્ર હતો કે મૃત્યુનો ભય અને તેનો અનુભવ એક સાથે પ્રતીત થવા લાગ્યા. ચહેરો ફીક્કો પડી ગયો. શ્વાસ રૂંધાઇ ગયો. હોઠ બિડાઇ ગયા. કોઇ પણ જાતનો અવાજ નીકળી શકતો ન હતો. શરીર મુડદાની માફક પડયું હતું.

પરંતુ આશ્ચર્યની વાત તો એ કે મારી મનોવૃત્તિઓ જેવી ને તેવી રહી હતી. મને ખાત્રી થઇ ગઇ કે મરણ આને જ કહે છે. શરીર લાકડાની માફક પડયું હતું. તેને લોકો મસાણમાં લઇ જશે અને તે બળીને ખાક થશે. આમ છતાં યે મારા 'અહં'નું ભાન ગયું ન હતું. જો કે મોંમાંથી 'હું' એ શબ્દ નીકળતો ન હતો છતાં શરીરભાવનો નાશ થતાંની સાથે 'અહંભાવ'નો નાશ થયો નહિ. શું આ શરીર 'અહં' પદનું દ્યોતક છે? કદી નહિ. શરીર જડ છે, જ્ઞાનરહિત છે. મને તો પોતાની સત્તાનું, વ્યક્તિત્વનું સ્ફુરણ સ્પષ્ટ રૂપે થઇ રહ્યું હતું. આથી સ્પષ્ટ થયું કે 'અહં' શરીરથી ભિન્ન જ વસ્તુ છે. મરણથી પાંચ તત્ત્વોનું બનેલું પૂતળું ભલે રાખ થઇ જાય પરંતુ આ 'અહં'પદવાચ્ય વસ્તુસત્તાની પાસે મરણ કદી ફરકી પણ શકતું નથી. આથી 'અહં' અમર છે, અવિનાશી છે. 'અહં' જ આત્મા છે. હું આત્મા છું; શરીર નથી.

આ જ્ઞાન બુદ્ધિ દ્વારા જન્મ્યું ન હતું, કારણ કે તે ઇન્દ્રિયજન્ય ન હતું, ત્યારે ઇન્દ્રિયો બહિર્મુખ ન હતી. દૃષ્ટિ અન્તર્મુખ થયેલી હતી. તેમાંથી મીનમેખ કાઢવાની જગ્યા ન હતી. મારું આ ભાન પ્રત્યક્ષ અનુભવના જેવું નિશ્ચળ તથા દૃઢ હતું. આથી તર્કનાં પીંછડાં ચૂંથનારી યુક્તિ તથા અનુમાન માટે તેમાં સ્થાન જ ન હતું.

'અહં'પદવાચ્ય પદાર્થ જ વાસ્તવિક રીતે 'સદ્વસ્તુ' છે. મરણ પછી આ જ વસ્તુ નિત્ય અને અવ્યય રહે છે. બધી ચેતનકળાઓ

*એમાંથી જ ઊઠે છે, તેના વડે જ ચારે બાજુ ફેલાય છે તથા તેમાં જ લય પામે છે. આ *મારો દૃઢ નિશ્ચય છે"*

પાઠક! તમને ઉપરની વાતો આશ્ચર્યજનક લાગશે. ઘોર તપશ્ચર્યા કરવા છતાં યે જે મહાન્ તત્ત્વની અનુભૂતિ થવાનું લાખો જન્મોમાં યે મુશ્કેલ છે એમ કહેલું છે, એ જ પ્રત્યગ્દૃષ્ટિ સત્તર વર્ષના કુમારને સહેલાઈથી પ્રાપ્ત થઈ ગઈ!

શ્રી ગણપતિ મુનિએ ઠીક જ કહ્યું છે કે –

त्वं तु सप्तदशे वर्षे बाल्य एवं महायशा ।
लब्धवानसि विज्ञानं योगिनामपिदुर्लभम् ॥

પરમાત્માનો સંકલ્પ જ અથવા સંચિત પુણ્યરાશિ જ છાપરું ફાડીને અનુગ્રહ કરવાને આવી રહ્યો હોય ત્યારે બીજાં સાધનોની શી જરૂર રહે!

વેંકટરામન હવે દ્વિજ બની ગયા. માત્ર જનોઈથી કોઈ દ્વિજ બનતું નથી. પ્રત્યગ્ દૃષ્ટિ મળવાથી જ દ્વિજ, ખરા દ્વિજ બને છે. વેંકટરામનના જીવનનું એક નવું પ્રકરણ શરૂ થઈ ગયું. તેમનામાં પહેલાં 'અહમ્'નું સ્ફુરણ અને વસ્તુનું ભાન ન હતું. એવા વિચારોથી એ એકદમ અજાણ હતા. હવે બીજી જ વાત જોવામાં આવી. પગે પગે એમની બધી ચિત્તવૃત્તિઓ 'અહમ્'ના વિચારમાં કેન્દ્રિત થવા લાગી. શરીરથી બોલવા વિગેરે કાર્ય થયા કરતાં છતાં યે ચિત્ત તો આત્માના અનુરાગમાં હમેશાં લીન રહેવા લાગ્યું. પહેલાં તે ઝરણાની માફક અને પછી તેલની ધારની માફક આત્માના જ ધ્યાનમાં નિમગ્ન રહેવા લાગ્યું. આ પહેલાં એમની દૃષ્ટિ ભીતર તરફ વળી ન હતી પણ હવે તે અન્તર્મુખ બની. ખરેખર આ જ સાચી દ્વિજતા છે.

---

* વાતચીતમાં મહર્ષિજી પોતાને વિષે બોલતાં 'હું' શબ્દનો ઉપયોગ કરતા ન હતા. એ પોતાને ત્રીજા પુરુષના 'તે' શબ્દથી સંબોધતા. સ્પષ્ટતાની ખાતર જ અહીં 'હું' શબ્દનો ઉપયોગ કર્યો છે. આ કથન શબ્દશઃ એમનું પોતાનું નથી. એમના આત્માનું દિગ્દર્શન કરાવવાનો જ અહીં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

## પ્રકરણ પાંચમું : પરિપકવતા

વેંકટરામનની હૃદયની ગુફામાં હજી સુધી કોઈ રાગ બજ્યો ન હતો તે ચૂપ જ પડી હતી પણ હવે એમના હૃદયના તાર ઝણઝણી ઊઠયા તારોના ઝણઝણાટથી કોઈ અપૂર્વ રાગ રણકી ઊઠયો ! ભક્તિનો તાર, વિચાર અથવા વિમર્શનો તાર અને સાંસારિક વિષયનો તાર એ ત્રણે એક સાથે વાગવા લાગ્યા ત્રણે સ્વરોના મેળાપથી કોઈ મધુર રાગ, કોઈ અપૂર્વ સંગીતના સુર પ્રગટવા લાગ્યા ચારે બાજુ સુધામય ગાનલહરી પ્રસરી ગઈ-અને શ્રોતાના તરસ્યા આત્માઓને જાણે અમૃતપાન કરાવવા લાગી

વેંકટરામન સ્વભાવે ગંભીર હતા હવે એમના મનની ગતિ સર્વને સહેલાઈથી સમજાવા લાગી ઇષ્ટ મિત્રો તથા સગાસબંધીઓની સંગત ધીરે ધીરે છૂટવા માંડી એમનું મન રમતગમત પરથી ઊઠી ગયુ ભણતર ફક્ત દેખાવ પૂરતુ જ રહ્યું પહેલા એમનુ જીવન કોઈ પણ ધ્યેય વિનાનુ હતુ તેમા હવે એકાગ્રતા આવવા લાગી પહેલા કોઈ એમની વિરુદ્ધ બોલતુ તે એમનાથી સહન થઈ શકતુ નહિ પણ હવે એમના એ ગરમ સ્વભાવમા એકદમ ફેરફાર થઈ ગયો એમનુ અભિમાન નાશ પામ્યુ એમની મશ્કરી કરવામા આવે અથવા એમ માર્ગમા મુશ્કેલીઓના આવે તો યે એ ઊશ્કેરાઈ જતા નહિ એ સદા પોતાની શાંત પ્રકૃતિ જાળવી રાખવા લાગ્યા મોંએથી પ્રશ્નનો જવાબ પણ નીકળતો નહિ રમતગમતમા હિંમતથી શામિલ થનાર એ હવે એકાંતની ગોદમા સંતાવા લાગ્યા એમની ભૂખ અને ઊંઘ કોણ જાણે ક્યાંય ભાગી ગઈ પહેલા મંદિરમા જવા માટે એમને તાલાવેલી લાગતી ન હતી, પણ હવે વેંકટરામન નિયમપૂર્વક મંદિરમા જવા લાગ્યા પહેલા એ મંદિરમા જતા તો કેવળ વિનોદ માટે જ અથવા મિત્રોની સાથે કોઈ ઉત્સવ જોવા અથવા પર્વના

ત્રિમોએ વડીલોના રિવાજ મુજબ જતા પણ રમણની વાત કઈ જુદી જ હતી

મદુરાના મંદિરમા મીનાક્ષિ સુંદરેશ્વરનુ મંદિર સૌથી પ્રાચીન છે દક્ષિણ ભારતના દેવાલયોમા એની જોડીનુ બીજુ મંદિર નથી મદુરાની મીનાક્ષિદેવી પાડય રાજાઓના ઘરની પુત્રી છે એણે સુંદરેશ્વર સાથે પ્રેમ બાંધ્યો અને પોતાની ભક્તિના બળ વડે એમનુ દિલ હરી લીધુ અને એમના અર્ધાંગના બન્યા એ પાડયોની કુલદેવતા છે પાડયોએ એમની સ્મૃતિરૂપે મદુરામા અનુપમ મીનાક્ષિ મંદિર બંધાવ્યુ એ મંદિરમા જે કળાકૌશલ્ય દાખવવામા આવ્યુ છે તે આજે પણ અજોડ છે

આવા મોટા મંદિરોમા ઘણુ ખરુ હજાર થાંભલાવાળો મંડપ હોય છે મદુરાના એ મંડપની શોભા અનુપમ છે એમા પથ્થરની કારીગરી બહુ જ સુંદર કરેલી છે ઠેરઠેર દિવ્ય પ્રતિમાઓ કોતરેલી છે એ કળામય કૃતિઓ જોઈ પ્રેક્ષકનુ માથુ ભક્તિથી નમ્યા વિના રહેતુ નથી

વેંકટરામન પોતાના નવા ઉમંગમા દરરોજ મંદિરમા જતા અને મીનાક્ષિસુંદરેશની સામે અથવા પેલા વિશાળ મંડપમા ભક્તિમગ્ન થઈ, મીંચેલા નયને આંસુ સારી, વિનમ્ર હૃદયે ઈશ્વરને પ્રાર્થના કરતા કે, "હે ભગવન્! મારા પર દયા કર, મુજ રંકને ભક્તિની ભિક્ષા દે! મને તારા ભક્તોની શ્રેણીમા તુચ્છ, ઘણુ જ તુચ્છ સ્થાન તો દે! પ્રભો! નાયનારોના જેવી ભક્તિ તો આપ!"

એ સમયની એમની દશાનુ વર્ણન એમના પોતાના જ શબ્દોમા નીચે આપ્યુ છે —

*"હુ બૌદ્ધોની માફક દુખવાદી ન હતો, કારણ કે મને તે વખતે દુનિયાનો અનુભવ પણ થયો ન હતો એ ઉમ્મરમા દુનિયા દુખથી ભરેલી છે એવુ ભાન ક્યાથી હોય? હુ મુમુક્ષુ પણ ન હતો, કારણ કે મને બંધનનુ યે ભાન ન હતુ શામાથી છૂટવાની પ્રાર્થના*

કેમ ? પુનર્જન્મના ચક્રમાંથી છૂટવાની વાત દૂર જ રહી, કારણ કે તે વખતે મને પેરિયપુરાણ અને તેવારો (ભક્તિગીતો) સિવાય કોઇ ધાર્મિક ગ્રંથનો પરિચય પણ ન હતો. એ બે પુસ્તકોમાં મનુષ્ય, અનંત કલ્યાણ-ગુણવિશિષ્ટ પ્રભુનું સ્તવન છે; નિર્ગુણ સત્તાનું નામ પણ નથી. એ વખતે મને એ પણ ખબર ન હતી કે આત્માનુભૂતિનાં ઘણા પ્રકારના નામો હોય છે હું જાણતો યે ન હતો કે મારા દિલમાં એક પ્રકારની અજબ વેદના, આવેગ વગેરે કેમ અને શા માટે પેદા થઇ રહ્યા હતાં. આંખ મીંચીને ધ્યાનમગ્ન થતા જ કોઇ જાતનો પરિતાપ રહેતો ન હતો. પણ બીજા સમયે પરિતાપની સીમા જ રહેતી નહિ. એ પરિતાપને નથી હું સુખ કહી શકતો કે નથી દુઃખ કહી શકતો. એ અનિર્વચનીય હતો. મીનાક્ષિ સુંદરેશ અને નાયનારોની મૂર્તિઓ જોતા જ હૃદય ભક્તિથી ઊભરાઇ જતુ. ભક્તિભાવનો સમુદ્ર ઊલટી પડતો. શાસ્ત્રની પરિભાષામા આ દશાને શુદ્ધ માનસાવસ્થા અથવા આત્મવિજ્ઞાન કહે છે.

"એનુ નામ ગમે તે હો પણ અનેક ભાવનાઓથી પ્રેરાઇને 'મનવાણીને અગમ્ય તથા અગોચર' એવા મધુર ભાવપૂર્વક સાલોક્ય, સામીપ્ય, સાયુજ્યને માટે દિવસરાત વિરહ સેવી તથા અધીર બની, ઇશ્વરની, પ્રભુની, પ્રાણનાથની વિલાપસહિત પ્રાર્થના કરનારા ભક્તો જે દશામા પહોચી જાય છે એવી જ મારી દશા થઇ ગઇ હતી."

આ દશા વેંકટરામન જ્યારે શુદ્ધિમા રહેતા ત્યારની છે પરંતુ એક પળ પણ એકાંત મળતુ કે તરત આસન જમાવી ભાન ભૂલીને એ આત્મનિષ્ઠામા તલ્લીન થઇ જતા અને 'હું-હું'રૂપી જે સ્ફૂર્તિ આત્મ-ભાગ આખા શરીરમા સચરી રહેતી તેમા એ મગ્ન થઇ જતા એમને માટે આત્મા જ શ્રુતિ હતી, નાદ, સ્વર, રાગ બધું આત્મા જ હતો એ પોતાના ચિત્તને આત્મામા લીન કરીને બ્યાપારશૂન્ય થઇ જતા બાહ્ય

નિસોએ વડીલોના રિવાજ મુજબ જતા પણ રમણની વાત કંઈ જુદી જ હતી.

મદુરાના મંદિરોમાં મીનાક્ષિ સુંદરેશ્વરનું મંદિર સૌથી પ્રાચીન છે. દક્ષિણ ભાગના દેવાલયોમાં એની જોડીનું બીજું મંદિર નથી. મદુરાની મીનાક્ષિદેવી પાંડ્ય રાજાઓના ઘરની પુત્રી છે. એણે સુંદરેશ્વર સાથે પ્રેમ બાંધ્યો અને પોતાની ભક્તિના બળ વડે એમનું દિલ હરી લીધું અને એમનાં અર્ધાંગના બન્યાં. એ પાંડ્યોની કુળદેવતા છે. પાંડ્યોએ એમની સ્મૃતિરૂપે મદુરામાં અનુપમ મીનાક્ષિ મંદિર બંધાવ્યું. એ મંદિરમાં જે કળાકૌશલ્ય દાખવવામાં આવ્યું છે તે આજે પણ અજોડ છે.

આવાં મોટાં મંદિરોમાં ઘણું ખરું હજાર થાંભલાવાળો મંડપ હોય છે. મદુરાના એ મંડપની શોભા અનુપમ છે. એમાં પથ્થરની કારીગરી બહુ જ સુંદર કરેલી છે. ઠેરઠેર દિવ્ય પ્રતિમાઓ કોતરેલી છે. એ કળામય કૃતિઓ જોઈ પ્રેક્ષકનું માથું ભક્તિથી નમ્યા વિના રહેતું નથી.

વેંકટરામન પોતાના નવા ઉમંગમાં દરરોજ મંદિરમાં જતા અને મીનાક્ષિસુંદરેશની સામે અથવા એ વિશાળ મંડપમાં ભક્તિમગ્ન થઈ, મીચેલાં નયને આંસુ સારી વિવશ હૃદયે ઈશ્વરને પ્રાર્થના કરતા કે, “હે ભગવાન્! મારા પર દયા કર, મુજ રંકને ભક્તિની ભિક્ષા દે! મને તારા ભક્તોની શ્રેણીમાં તુચ્છ, ઘણું જ તુચ્છ સ્થાન તો દે! પ્રભો! નાયનારોના જેવી ભક્તિ તો આપ!”

એ સમયની એમની દશાનું વર્ણન એમના પોતાના જ શબ્દોમાં નીચે આપ્યું છે —

*“હું બૌદ્ધોની માફક દુઃખવાદી ન હતો, કારણ કે મને તે વખતે દુનિયાનો અનુભવ પણ થયો ન હતો. એ ઉમ્મરમાં દુનિયા દુઃખથી ભરેલી છે એવું ભાન ક્યાંથી હોય? હું મુમુક્ષુ પણ ન હતો, કારણ કે મને બંધનનું યે ભાન ન હતું. શામાંથી છૂટવાની પ્રાર્થના*

કરું? પુનર્જન્મના ચક્રમાંથી છૂટવાની વાત દૂર જ રહી, કારણ કે તે વખતે મને પૌરિયપુરાણ અને તેવારમ્ (ભક્તિગીતો) સિવાય કોઇ ધાર્મિક ગ્રંથનો પરિચય પણ ન હતો. એ બે પુસ્તકોમાં સગુણ, અનંત કલ્યાણ–ગુણવિશિષ્ટ પ્રભુનું સ્તવન છે; નિર્ગુણ સત્તાનું નામ પણ નથી. એ વખતે મને એ પણ ખબર ન હતી કે આત્માનુભૂતિનાં ઘણા પ્રકારના નામો હોય છે હું જાણતો પે ન હતો કે મારા દિલમાં એક પ્રકારની અજબ વેદના, આવેગ વગેરે કેમ અને શા માટે પેદા થઇ રહ્યા હતાં. આંખ મીંચીને ધ્યાનમગ્ન થતાં જ કોઇ જાતનો પરિતાપ રહેતો ન હતો પણ બીજા સમયે પરિતાપની સીમા જ રહેતી નહિ. એ પરિતાપને નથી હું સુખ કહી શકતો કે નથી દુઃખ કહી શકતો. એ અનિર્વચનીય હતો. મીનાક્ષિ સુંદરેશ અને નાયનારોની મૂર્તિઓ જોતા જ હૃદય ભક્તિથી ઊભરાઇ જતું. ભક્તિભાવનો સમુદ્ર ઊલટી પડતો. શાસ્ત્રની પરિભાષામાં આ દશાને શુદ્ધ માનસાવસ્થા અથવા આત્મવિજ્ઞાન કહે છે.

"એનુ નામ ગમે તે હો પણ અનેક ભાવનાઓથી પ્રેરાઇને 'મનવાણીને અગમ્ય તથા અગોચર' એવા મધુર ભાવપૂર્વક સાલોકય, સામીપ્ય, સાયુજ્યને માટે દિવસરાત વિરહ સેવી તથા અધીર બની, ઇશ્વરની, પ્રભુની, પ્રાણનાથની વિલાપસહિત પ્રાર્થના કરનારા ભક્તો જે દશામાં પહોંચી જાય છે એવી જ મારી દશા થઇ ગઇ હતી."

આ દશા વેંકટરામન જ્યારે શુદ્ધિમાં રહેતા ત્યારની છે પરંતુ એક પળ પણ એકાંત મળતું કે તરત આસન જમાવી ભાન ભૂલીને એ આત્મનિષ્ઠામાં તલ્લીન થઇ જતા અને 'હું–હું'રૂપી જે સ્ફૂર્તિ, આત્મધારા આખા શરીરમાં સંચરી રહેતી તેમાં એ મગ્ન થઇ જતા એમને માટે આત્મા જ શ્રુતિ હતી નાદ, સ્વર, રાગ બધુ આત્મા જ હતો એ પોતાના ચિત્તને આત્મામાં લીન કરીને વ્યાપારશૂન્ય થઇ જતા બાહ્ય

છું કે કશા પણ ધ્યેય કે કશી પણ શ્રદ્ધા વિના હું કોઈ કામ કર્યા જ કરું?" આ ભાવના ઊઠતાં જ કલમ ચાલતી બંધ થઈ ગઈ. વ્યાકરણની ચોપડી નીચે પડી ગઈ. આસન લગાવી વેંકટરામન ધ્યાનમાં બેસી ગયા. એ જ વખતે એમના મોટા ભાઈ નાગસ્વામી ત્યાં આવી લાગ્યા. તે પોતાના ભાઈની આ બધી ચેષ્ટાઓ જોઈ રહ્યા હતા. એકદમ એમના મોઢામાંથી કઠોર શબ્દ નીકળી પડ્યા, "આવાને આનું શું કામ?"

આત્મોન્નતિનું બીજ ક્યારે અને કેવી રીતે રોપાશે તે કોઈ કહી શકતું નથી.

મોટા ભાઈના આ ઠપકાએ આપણને શ્રીરમણમહર્ષિનું પ્રદાન કરીને કૃતકૃત્ય કરી દીધા. ભાઈના મોઢેથી આવી વાતો અત્યાર સુધી કેટલીયે વાર નીકળી હતી પણ આજે કોણ જાણે કેમ, એ જ શબ્દો વેંકટરામનના દિલમાં તીરની જેમ ભોંકાયા. એ વિચારવા લાગ્યા: "ભાઈનું કહેવું બરાબર જ છે. ભણતર પર મારું ધ્યાન નથી. ભણવાથી મને કોઈ લાભ નથી. એટલે મારે અહીં રહેવાનો શો અર્થ?" વેંકટરામને ઘર છોડવાનો નિશ્ચય કરી લીધો. પણ તેમને કોઈ એક આધારની જરૂર હતી. એમણે નિશ્ચય કર્યો કે 'પરમાત્માનાં ચરણોમાં પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેવું.'

આ વિચાર દિલમાં ઊભો થતાં જ, એમને એક વર્ષ પહેલાં જે અનુભવ થયો હતો તે પાછો થવા લાગ્યો. પહેલાં એમને અરુણાચલેશ્વરની દિવ્ય મૂર્તિ એક ક્ષણ માટે જ અસ્પષ્ટરૂપે દેખાઈ હતી પણ આજે એ જ મૂર્તિનાં ફરીથી પ્રત્યક્ષ દર્શન થયાં. પાછો એ જ ઉમંગ, એ જ આવેગ, ભાવનાની એ જ લહરીઓ હિલોળા લેવા લાગી. અરુણાચલેશ્વર જ સર્વદ્રષ્ટા છે, સર્વજ્ઞ છે, સર્વ શક્તિમાન છે. એ જ પરમપિતા છે. એ જ પોતાના એકમાત્ર આધાર છે. ભાઈના તિરસ્કારમાં અરુણાચલેશ્વરનું આહ્વાન ગુંજી રહ્યું હતું. બાપ બોલાવે ને પીછેહઠ કરે

એવો પુત્ર મળ્યો હશે? ઘરમાંથી બહાર પડ્યે જ છૂટકો હતો. જે પગલાં લેવામાં આવે તે બધાં ગુપ્ત લેવાં જોઈએ. ભાઈઓને તેની ખબર પણ ન પડવી જોઈએ. આ જ વેંકટરામનનું સંપૂર્ણ સ્વાત્માર્પણ હતું, સાચો અખંડિત યજ્ઞ હતો અને સર્વસ્વનું સમર્પણ હતું.

ધ્યાનમાંથી ઊઠીને વેંકટરામને ભાઈને કહ્યું કે: "નિશાળમાં બાર વાગે એક ખાસ વર્ગ છે માટે નિશાળે જવું જોઈએ." ભાઈએ કહ્યું: "વારુ, નીચે પેટી છે તેમાં પાંચ રૂપીઆ છે. તારી નિશાળ પાસે જ મારી કૉલેજ છે, ત્યાં મારી ફી ભરી દેજે." બિચારા મોટા ભાઈને એ વખતે ક્યાં ખબર હતી કે ભાઈની વાટખર્ચીના પૈસા પણ પોતે આપી ગયા હતા! વેંકટરામન વિચારવા લાગ્યા, "પિતા જ મને મદદ કરી ગયા છે. આ પણ એક શુકન જ છે, મારું અહોભાગ્ય છે." પછી તે નીચે ઊતર્યા, જમ્યા અને કાકી પાસેથી પાંચ રૂપીઆ લઈ એક જૂના નકશા પર નજર દોડાવી.

મદુરાથી ગાડીમાં બેસીને વિલુપુરમ્ જવું, ત્યાં નાની ગાડી માટે બદલી કરવી પડે છે. એ ગાડીમાં બેસીને તિરુવણ્ણામલૈ જવાય છે. વિલુપુરમથી કાટપાડી જતી આ લાઇન સને ૧૮૯૨માં નખાઇ હતી, પણ જૂના નકશામાં તે બતાવેલી ન હતી. તેમાં જોતાં એમ માલુમ પડતું હતું કે અરુણાચલ, મદ્રાસ અને વિલુપુરમની વચ્ચે તિંડીવનમની પાસે આવેલો છે. એ હિસાબે મુસાફરીખર્ચ માટે ત્રણ રૂપીઆ પૂરતા હતા. આથી વેંકટરામને બાકીના બે રૂપીઆ પેટીમાં મૂકી દીધા અને સાથે એક ચિઠ્ઠી પણ લખીને રાખી. પછી પક્ષી માળો છોડીને અનંત વિહારને માટે આકાશ તરફ ઊડી ગયું.

ચિઠ્ઠીનો અક્ષરશ: અનુવાદ નીચે પ્રમાણે છે —

"હું મારા પિતાની ખોજમાં એમની આજ્ઞાનુસાર જ અહીંથી પ્રયાણ કરું છું, આ સત્કાર્ય માટે જઈ રહ્યો છું એટલે કોઈ એને માટે ચિંતા ન કરે. એને શોધવા માટે થોડાયે ધનનું ખર્ચ ન કરે.

**સૂચના:** તમારી ફી ભરી નથી. બે રૂપીઆ પાછા મૂક્યા છે.

એ જ

— — —

વાનું કેમ ભૂલે? પોતાની અલગ સત્તાનું ભાન ચાલ્યું ગયું હતું એટલે દસ્કત કરનાર 'કર્તા' કોણ રહે? સૂચનામાં પણ 'કર્તાનું' ભાન એટલે લખનારની સહી નથી. પગથીએ પગથીએ વેંકટરામન આધ્યાત્મિકતાના ઊંચા શિખર પર પહોંચી ગયા.

પરિપક્વતાની આ પરાકાષ્ઠા હતી. વિચાર કરનાર અને સમજનારને આ ચિઠ્ઠીમાં કેટલી યે અનોખી વાતો નજરે પડશે. અરુણાચલનું નામ સાંભળતાં જ ભાવાવેગ, તદ્દરસ્ત હોવા છતાં મરણનો અનુભવ, ભક્તિ અને જ્ઞાન બન્ને માર્ગોની એકી સાથે પ્રાપ્તિ, છ અઠવાડિયામાં ચિત્તની શુદ્ધિ અને દેહાત્મબુદ્ધિને બદલે જીવાત્મબુદ્ધિનો ઉદય તથા તે પણ ટકી જતાં ભયભાવનો સમૂળો અને આત્યંતિક નાશ, આ બધી ઘટનાઓ આશ્ચર્યજનક નહિ તો બીજું શું છે?

---

## પ્રકરણ છઠ્ઠું : શરણાગતિ : નિષ્ક્રમણ

જો તે દિવસ ગાડી વખતસર આવી હોત તો વેંકટરામનને એ ગાડી ન મળત. પણ તે દિવસે ગાડી આવવામાં વધારે મોડું થયું. વેંકટરામન ઝડપથી એક માઈલનો રસ્તો પાર કરીને સ્ટેશને પહોંચ્યા. ગાડી એક કલાક મોડી આવી. વેંકટરામને આને પણ એક સારું શુકન માન્યું. લોહચુંબકની માફક પરમેશ્વર એમને પોતાની તરફ ખેંચી રહ્યા હતા. બધી જ ઘટનાઓ આપોઆપ અનુકૂળ થઈ રહી હતી.

તિરુવન્નમલૈની ટિકિટ લેવામાં એમને બે રૂપિયા તેર આના ખર્ચવા પડ્યા. સ્ટેશન પરના રેલ્વે-નકશામાં તિરુવન્નમલૈની નીચે વિલુપુરમ્ મમ્પાર્ક

લાઇન દોરેલી હતી પણ પોતાના વિચારોમાં મસ્ત થઇ ગયેલા વેંકટરામનને એ જોવાનું સૂઝ્યું જ નહિ. બીજાને પૂછવાથી વાત ઊઘાડી પડી જવાની બીક હતી. તીવ્ર વૈરાગ્ય પેદા થતાં, માનવસંગતિ પણ અકારી લાગે છે. વેંકટરામન કોઇને કંઇ જ પૂછતા ન હતા. ટિકિટ લઇને ગાડીમાં બેઠા ગયા અને તરત આંખો મીંચી ધ્યાનમાં મગ્ન થઇ ગયા.

ચોતરફ મનને લલચાવનારી હરિયાળી જમીન પથરાયેલી હતી બન્ને બાજુ સુંદર ઉપવન અને નિર્મળ જળવાળી નદીઓ વહી રહી હતી અને ક્ષણમાં આંખોને મુગ્ધ કરી દેતી હતી. પણ પ્રકૃતિની આ બધી સુંદરતા એમના મનને આકર્ષી શકી નહિ. એ પોતાના મનોનેત્ર દ્વારા પ્રકૃતિના સ્વામી પરમશિવના દર્શન કરી આનંદમગ્ન બની ગયા હતા

સામાન ખોવાવાની જરા યે બીક ન હતી, કારણ કે એમની પાસે સાચવવાની જરૂર પડે એવું કંઇ જ ન હતું. એમનું ધન, એમનું સર્વસ્વ અરુણાચલનાથ જ હતા. ભગવાનના ચરણોમાં જેણે પોતાનું સર્વ કંઇ સમર્પણ કરી દીધું હોય તેને શાની બીક હોય ? પોતાની બધી જ જવાબદારી જેણે પરમશિવ પર નાખી દીધી હોય તેને કયા ભાર નડે ? મુક્તિ અને ભુક્તિ બન્નેના એ એક જ પ્રભુ છે, ઇશ્વર છે

અંધારું થઇ ગયું. ગાડી તિરુચિનાપલ્લી પહોંચવા આવી હતી ડબ્બામા કોઇ મૌલવી બેઠા હતા એ સાધુસંતોની જીવનકથાઓ કહી રહ્યા હતા. ડબ્બામાના મુસાફરો ધ્યાનપૂર્વક એમની વાતો સાંભળી રહ્યા હતા. મૌલવી સાહેબે જોયું કે એક ખૂણામા એક છોકરો એમની વાતો ન સાંભળતાં, પોતાના ધ્યાનમા મસ્ત બેઠો હતો. મૌલવીએ છોકરાને પૂછ્યું: 'સ્વામી, કયા જાઓ છો ?'

વેં-તિરુવણ્ણામલૈ

મૌ-હું પણ ત્યાં જ જઇ રહ્યો છું.

વે-આપ પણ ત્યાં જ જાઓ છો ?

મો-ના, એની પાસેના સ્ટેશને.

વે-એનું નામ ?

મો-તિરુક્કોઇલૂર

વે-(અચંબો થઇ) તિરુક્કોઇલૂર ! ત્યારે શું ગાડી તિરુવણ્ણામલૈ જાય છે ?

મો-કમાલ ! ત્યારે તમે કયાંની ટિકીટ લીધી છે ?

વે-તિંડિવનમની

મો-તિંડિવનમની ટિકીટ કેમ લીધી ? ભાઇ, તમારે વિલ્લુપુરમ ઊતરવું પડશે. ત્યાંથી તિરુક્કોઇલૂર અને તિરુવણ્ણામલૈ તરફ બીજી ગાડી જાય છે

આશ્ચર્યજનક વેંકટરામનના કાન પર પડ્યું. પછી એ તરત પાછા ધ્યાનમાં ચાલ્યા ગયા. તિરુચિનાપલ્લી આવ્યું ત્યારે એમની આંખો ઊઘડી ગઇ. જમવાનો વખત થઇ ગયો હતો. વેંકટરામનને ભૂખ લાગી હતી એમણે એ ફળ ખરીદ્યાં એ ચાર કકડા ખાધા તેટલાથી જ ભૂખ શમી ગઇ અને ખાવાની રુચિ રહી નહિ. પહેલાં એ દિવસમાં ત્રણ ત્રણ વાર જમતા હતા. પણ અત્યારે ફળના એ ત્રણ કકડાથી જ એમની ભૂખ સંતોષાઇ ગઇ, એ અચરજની વાત હતી

વેંકટરામન ફરીથી ધ્યાનમાં લીન થઇ ગયા (ધ્યાન અને ઊંઘમાં બહારથી કશો ભેદ દેખાતો નથી) મળસકું થતાં ગાડી વિલ્લુપુરમ પહોંચી. વેંકટરામન તિરુવણ્ણામલૈનો માર્ગ શોધવા લાગ્યા. સ્વાભાવિક શરમને લીધે કોઇને કંઇ પૂછી શકાતું ન હતું. ફરતા ફરતા ભૂખથી અકળાવા બની ગયા. એક વીશીમાં જઇને ખાવાનું માગ્યું. વીશીવાળાએ બપોર સુધી થોભવાનું કહ્યું. વેંકટરામન ત્યાં જ બેઠા અને ધ્યાનમાં મગ્ન થઇ

ગયા વીશીવાળાને ભારે અચંબો થયો કે આવો સુંદર છોકરો કાળા કાળા વાળ, ગોરું મન, પાસે કંઇ સામાન નહિ અને આંખ મીંચીને એમ્રી જાય છે ! એ કોનો છોકરો હશે ? જમવાનું તૈયાર થતા જ વીશીવાળાએ એમને સમાધિમાંથી જગાડીને જમાડ્યા વેંકટરામને પૈસા આપવા માંડ્યા ત્યારે વીશીવાળાએ પૂછ્યું, "ભાઇ, તારી પાસે કેટલા પૈસા છે ?" વેંકટરામને કહ્યું, "અઢી આના!" આ સાભળી વીશીવાળાએ એમની પાસેથી પાઇ પણ લીધી નહિ

વેંકટરામને એ અઢી આના વડે મામળપ્પટ્ટુ સુધી રેલમાં મુસાફરી કરી અને ત્યાંથી પગે ચાલવાનુ શરૂ કર્યું તેમણે કદી તડકે વેઠ્યો ન હતો એટલે દસ માઇલ ચાલવાથી એ ખૂબ જ થાકી ગયા અને અરૈયણિનલ્લૂર ગામે પહોંચ્યા.-

એ ગામમા અતુલ્યનાથેશ્વરનું મંદિર છે જ્ઞાનસબધરે એ તીર્થના દર્શન કરીને મંદિરમા એક બાજુ અરુણાચલેશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી અતુલ્યનાથનુ મંદિર એક ટેકરી પર આવેલુ છે તેના પર ચઢીને જોવાથી અરુણાચલ પહાડ બરાબર દેખાય છે અરુણાચલેશની મૂર્તિની પ્રતિષ્ઠા કર્યા પછી જ્ઞાનસબધરને એ ટેકરી પર અરુણાચલેશના પ્રત્યક્ષ દર્શન થયા હતા વેંકટરામન આ બધી વાતો જાણતા ન હતા થાક્યાપાક્યા એ ટેકરી પર ચડીને મન્દિરના ધૂંધળા મડપમા બેઠા અને ધ્યાનસ્થ થઇ ગયા એ જ સ્થળે અરુણાચલેશે જ્ઞાનસબધરને જ્યોતિરૂપે દર્શન દીધા હતા વેંકટરામનને પણ ક્યાંકથી આવતી એક જ્યોતિ* દેખાઇ તે ધીરેધીરે પોતાના કિરણોના પ્રસારમા બધુ જ, એમનુ શરીર પણ ઘેરી લેતી દેખાઇ એમણે પહેલા તો એમ માન્યુ કે એ અંદર મૂર્તિનો પ્રકાશ હોવો જોઇએ અંદર ગયા અને જોયુ એટલામા તો જ્યોતિ પણ ગેબ થઇ

* આવી જ જ્યોતિ કેટલાયે ભક્તોને દેખાઇ છે પરમહંસ રામકૃષ્ણદેવના જીવનચરિત્રમા પણ આ બાબતનો ઉલ્લેખ છે

ગઈ ગર્ભગૃહમા આગાઉની જેમ અધારુ ફેલાઈ ગયુ ત્યાથી ખરેખર કોઈ જ્યોતિ નીકળી જ ન હતી

એટલામા પૂજારી આવ્યો અને છોકરાને સમાધિમાથી જગાડ્યો "જોણુ છે? ઊઠ, બહાર જા દરવાજાને બધ કરવો છે" વેંકટરામને ઊઠીને થોડા પ્રસાદની યાચના કરી પૂજારીએ કડક શબ્દોમા કહ્યુ, "તારે માટે અહી ભોજન તૈયાર રાખ્યુ છે શુ?" વેંકટરામને કઈ નહિ તો એક રાત ત્યા રહેવાની રજા માગી પણ એમની એ માગણી પણ નિષ્ફળ ગઈ મદિરના સેવકે કહ્યુ "ભાઈ! અહીથી ચાર માઈલ પર કીળૂર નામનુ ગામ છે, ત્યાના મદિરમા જાવ તમને પ્રસાદ મળી જશે" વેંકટરામન તેની સાથે જ ચાલ્યા એ મદિરમા પણ પૂજા પૂરી થતા સુધી એ આખ મીંચીને ધ્યાનમા બેસી રહ્યા તે પછી ત્યાના પૂજારીએ પણ ના જ સભળાવી દીધી આ બાળકને જોઈને ભજનિકોને દયા આવી અને તેમનામાના એકે પૂજારીને કહ્યુ, "મહારાજ! એ છોકરાને કઈ નહિ તો મારો ભાગ આપી દો"

પાણી પીવા માટે એ લોકોએ વેંકટરામનને પાસે આવેલા એક બ્રાહ્મણને ઘેર મોકલ્યા રસ્તામા એ ચાર ગલી વટાવવી પડી ઘરમાથી કોઈ પાણી લેવા અદર ગયુ અને પાણી લઈને આવે એ પહેલા જ વેંકટરામનનુ શરીર ઢીલુ પડી ગયુ, ચક્કર આવ્યા અને એમને બાહ્ય જગતનુ ભાન રહ્યુ નહિ પાસે ઊભેલા લોકોને ભારે અચબો થયો શુદ્ધિમા આવ્યા પછી વેંકટરામને મુઠ્ઠીભર અનાજના દાણા વીણીને ખાઈ લીધા અને પાણી પીને રાત ત્યા જ પસાર કરી

મળસકુ થયુ જન્માષ્ટમીનો દિવસ હતો (તા ૩૧મી આગસ્ટ ૧૮૯૬) શરીર બેહદ થાકી ગયુ હતુ હજી લાબી વાટ કાપવાની હતી. લગભગ ૨૦ માઈલ ચાલવાનુ હતુ, ભૂખ મટાવવી જરૂરી હતી સૌથી પહેલા પેટપૂજાનુ કાર્ય અનિવાર્ય બન્યુ હતુ રેલ્વેમા જ સફર કરવાનુ

ઉચિત લાગતુ હતુ પણ પૈસાની તંગી હતી વિચાર કરતા યાદ આવ્યુ કે કાનમા વાળીઓ છે તે ગીરવી મૂકી અથવા વેચી દેવી એવુ સૂઝી આવ્યુ આવી બાબતમા વેંકટરામન બિનઅનુભવી હતા વાળીઓ કાઢીને હાથમા રાખી અને ત્યાના એક બ્રાહ્મણને ઘેર જઈ ભોજન માગ્યુ એ બ્રાહ્મણનુ નામ મુત્તુકૃષ્ણ ભગવતર હતુ તેમણે ગૃહિણી પાસે માગવાનુ કહ્યુ ગૃહિણીને ભારે હર્ષ થયો કે આજ કૃષ્ણાષ્ટમીને દિવસે આવો બાળક જેના મો પર દૈવી જ્યોતિ ઝળહળી રહી હતી તે અતિથિ બનીને પોતાને ઘેર આવ્યો!

એ સારી સ્ત્રીને બાળક થાકેલો પાકેલો જણાયો અને રસોઈ તૈયાર થતા સુધીમા તો એ બેહોશ થઈ જશે એવો ભય લાગ્યો આથી તેણે આગ્રહ કરીને બાળકને પહેલા નાસ્તો કરાવ્યો અને પછી જ રસોઈ કરવા રસોડામા ગઈ દરમિયાન વેંકટરામન મુત્તુકૃષ્ણ પાસે બેઠા અને વાળીઓ ગીરવી રાખવાની વાત છેડી તેમણે પોતાનુ ઠેકાણુ આપી દીધુ એમને ભગવતરને કંઈ શંકા આવી નહિ વાળીઓનુ સોનુ સાચુ હતુ તેમા જડેલા નંગ પણ સ્વચ્છ અને ડાઘ વગરના હતા ભગવતરે વેંકટરામનની વાત સ્વીકારી લીધી એટલામા તેઓને અંદરથી જમવા માટે બોલાવવામા આવ્યા અને રસોડામા ગયા અને મિષ્ટાન્નનુ ભોજન કર્યુ એ સન્નારીએ વેંકટરામનને ભાથા માટે થોડુક ખાવાનુ પણ બાંધી આપ્યુ

વેંકટરામન સ્ટેશન પર પહોંચી, રાત ત્યા જ સૂઈ રહ્યા સવારની ગાડીમા બેસી પોતાના પિતા અરુણાચલેશની ખોજમા નીકળી પડ્યા

કોયલ પોતાનુ ઈંડુ કાગડાના માળામા મૂકે છે અને કાગડી તેને સેવે છે પાંખ આવે નહિ ત્યા સુધી કોયલનુ બચ્ચુ ચાંચ ખોલીને બોલતુ સુદ્ધા નથી પછી મો ખોલીને ગાવા લાગે છે અને પોતાની જાતિમા ભળવા માટે ઊડી જાય છે બધા જ દ્વિજો, પછી તે માણસ હોય કે પક્ષી, બધાની આવી જ વાત છે

---

# પ્રકરણ સાતમું : પિતાના સાન્નિધ્યમાં

એ તો ૧૮૯૬ના સપ્ટેમ્બરની ૧લી તારીખના પરોઢિયાનો સમય હતો. ગાડીમાં બેસતાં જ વેંકટરામનની ઉત્સુકતા વધી ગઈ. ક્યાં છે અરુણાચલ? ક્યાં છે? ધીરે ધીરે અંધારું ઓછું થયું. પહેલાં ધુમ્મસ હતું. હવે જરા વધારે પ્રકાશ થવા લાગ્યો. દૂરથી અરુણગિરિનું શિખર, પછી વચલો ભાગ, પછી પહાડની તળેટી, તળેટી પરના ગગનચુંબી ગોપુરમો પહેલાં અસ્પષ્ટ અને પછી સાફ સાફ નજરે પડવા લાગ્યાં. વેંકટરામનના દિલમાં આનંદની લહરો હિલોળા લેવા લાગી. શરીર કંપી ઊઠ્યું. હૃદય ભરાઈ આવ્યું. ઘણા વખત સુધી રાહ જોયા પછી રામ-મંદિરના દર્શન કરીને, 'અહા! એ જ ભદ્રાદ્રિ છે, જુઓ એ જ ભદ્રાદ્રિ છે!' એમ કહેનાર રામદાસને, મલ્લકમને ચેને પાગથી સૂર્યના સોનેરી કિરણોમાં ચમકી રહેલા ચિદંબરના મંદિરના ગોપુરમો જોનાર નંદનારને તથા નીલાચલવાસી શ્યામકૃષ્ણના મંદિરનો ઘુમ્મટ જોનાર મહાપ્રભુ ચૈતન્યને પણ, વેંકટરામનને એ વખતે પ્રાપ્ત થયેલા આનંદનો મોટો ભાગ ભાગ્યે જ મળ્યો હશે.

અનેક વર્ષોથી જેમના દર્શન માટે એ ઝંખતા હતા એ પિતાના આજે ચર્મચક્ષુઓ વડે સાક્ષાત્ દર્શન થયાં. જે ઈચ્છારૂપી વેલી છુપાઈને દિલમાં જ ફાલી રહી હતી એનાં મધુર ફળ આજે ચાખવા મળ્યાં. ઘણા જન્મથી જે પિતાનો વિયોગ વેઠી વિહ્વળ થઈ રહ્યા હતા તેમની આજે પુનઃપ્રાપ્તિ થઈ! વેંકટરામનનો આનંદ ક્યાંયે સમાતો ન હતો.

ગાડી સ્ટેશનમાં પહોંચી કે તરત જ વેંકટરામન હરણની માફક ફાળો ભરતા મંદિર તરફ દોડવા લાગ્યા. એ વખતે મંદિરમાં કોઈ રહ્યું ન હતું. કેવળ સવારનો શીતળ પવન જ ભગવાન અરુણાચલેશ્વરની

સેવામાં તત્પર હતો. એ વખતે મંદિરમાં કંઈ સમારકામ ચાલી રહ્યું હતું એટલે મંદિરના દરવાજા રોજ સવારે આઠ વાગ્યા સુધી ઊઘડતા ન હતા. પરંતુ આજે કોણ જાણે શાથી વેંકટરામન ત્યાં પહોંચ્યા એ પહેલાં જ દરવાજા ઊઘડી ગયા હતા. આનો શો મર્મ હોઈ શકે? પાઠક એનો જરા વિચાર કરે. એમ તો નહિ હોય કે પરમ પિતા પોતાના પુત્રને દીક્ષામંત્ર આપવા માટે અનુકૂળ પરિસ્થિતિ ઊભી કરવા માગતા હતા. અથવા શું પરમેશ્વરનો એવો વિચાર હતો કે પોતાના પુત્રને ભીડના ત્રાસમાંથી બચાવી લેવો. અથવા શું પરમપિતા ઉપદેશ આપી રહ્યા હતા કે 'પ્રિયવર! મને તું આ સંસારમાં નહિ પામી શકે. માટે આ ગર્ભગૃહની માફક અંધકારથી ભરેલી તારી હૃદયગુફામાં મારી ખોજ કર! હું તો તારી પાસે જ છું.'

વેંકટરામને ગર્ભગૃહમાં જઈ પ્રવેશ કર્યો અને પિતાના ચરણોમાં માથું મૂકી વિનતી કરી કે 'પિતાજી! આપની આજ્ઞાનુસાર આ જીવ આવી પહોંચ્યો છે. આપ જ એના રક્ષક છો.'

હૃદયનો પેલો ભાવાવેગ હવે રહ્યો નહિ. કંઈ સંઘર્ષ પણ રહ્યો નહિ. આ વખતે મનમાં શું થઈ રહ્યું હતું તે એ કહી શકતા ન હતા. કોઈ અજબ વેદના જણાતી હતી. એ સુખ ન હતું કે દુઃખ પણ ન હતું. એ અનિર્વચનીય દશા હતી. જો એને કંઈ પણ નામ આપી શકાય તો તેને આનંદ જ કહી શકાય. વિવિધ ભૂમિકાઓ ધારણ કરીને વિશ્વના રંગમંચ ઉપર અત્યાર લગી પુત્ર ખૂબ જ નાચી ચૂક્યો હતો. હવે આ આખરી ભૂમિકા હતી. હવે એને કોઈ વેશ ધારણ કરવો નહિ પડે. હવેથી પુત્ર પિતાના ખોળામાંથી વિખૂટો નહિ પડે.*

* શ્રી મહર્ષિજીએ કહ્યું છે કે એ વખતે લગભગ પાંચ છ અઠવાડીઆ સુધી વેંકટરામનના આખા શરીરમાં એક પ્રકારની અગન બળી રહી હતી. અરુણાચલેશ્વરના દર્શન કરતાં જ એ મટી ગઈ. કહેવાય છે કે લિંગના દર્શન કરતાં વેંત ક્ષણવારમાં ત્રિવિધ તાપ નષ્ટ થઈ ગયા.

વેંકટરામનના મૂળ આધાર, એમના સર્વસ્વ અરુણગિરિનાથ જ હતા. સંસારના કલ્યાણ માટે જ વેંકટરામનનો સંસાર સાથેનો સંબંધ છૂટી ગયો. સંસારના જીવનસંગ્રામમાં હવે વેંકટરામનનું કંઈ જ રહ્યું ન હતું! હવેથી પરમ શાંતિ ધારણ કરીને ગિરિના આશ્રમસ્થાનોમાં જ પુત્ર પિતાની સોડ છોડ્યા વિના જીવન વીતાવશે. બધું જ ન્યોછાવર કરી દીધું હતું. એટલે હવે પોતાનું કંઈ જ રહ્યું ન હતું.

એમને જમવાખાવાની ફીકર જ ક્યાં હતી? ભગવાન જ 'કીડીને કણ અને હાથીને મણ' આપી રહે છે.

ગીતામાં પણ કહ્યું જ છે —

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥

અનન્ય ચિત્તથી જેઓ કરે મારી ઉપાસના,
તે નિત્યયુક્ત ભક્તોનો યોગક્ષેમ ઉપાડું છું. (૯-૨૨)

વેંકટરામને બધું જ ન્યોછાવર કરી દીધું હતું. કોને? શું એ પથ્થરની મૂર્તિને કે અરુણાચળ નામના પહાડને*? શું વેંકટરામનના મનમાં શંકા પેદા થઈ હતી? એમણે પહેલેથી જ પોતાને પુરેપુરા

* પોતાના 'અરુણાચલ અષ્ટક' નામક સ્તોત્રમાં શ્રી મહર્ષિએ કહ્યું છે કે તિરુવણ્ણામલૈ પહોંચતા સુધી એમને ખબર પણ ન હતી કે અરુણાચલ કોઈ પહાડનું નામ છે. જેને એમણે પિતા માન્યા હતા તે ન હતું પહાડનું શિખર કે ન હતો જડ ગિરિ. જો એ તત્ત્વ સર્વાતીત હોય તો એને પ્રાપ્ત કરવા માટે અરુણાચળ સુધી આવવાની શી જરૂર હતી? આ પ્રશ્નનો કંઈ જવાબ આપી શકાય તેમ નથી. બાળપણથી અરુણાચલનું નામ સાંભળતાં જ શ્રી મહર્ષિને કોઈ ગહન તત્ત્વનું ભાન થતું હતું. લોહચુંબકની માફક એ એમને તિરુવણ્ણામલૈ ખેંચી લાવ્યું. એ તત્ત્વની આગમ એ જાણનાર હતા. એ વચને એ કોણ જાણતા હોય તેમ નહતું.

ભિન્ન જાણી લીધા હતા, તો પછી એમને આ શંકા શી રીતે ઊભી થાય? એમના ભગવાન પથ્થરનું આ લિંગ ન હતું. એ તો કેવળ એનું એક પ્રતીક જ હતું! કોનું પ્રતીક? આ ગગનચુંબી પર્વતરાજ પણ પ્રતીક હતું! શેનું? એક અસીમ અને અનન્ત વસ્તુસત્તાનું, એ અતિસૂક્ષ્મ, ગહન તત્ત્વનું, કે જે આખા સંસારનું મૂળ હોવા છતાં યે તેનાથી ભિન્ન છે, જે અંદર બહાર સર્વત્ર વ્યાપેલું છે, જે શક્તિનો એકમાત્ર આશ્રય છે અને જે કોઈ પણ પદાર્થથી બદ્ધ નથી, તે સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ ગહન તત્ત્વનું એ પ્રતીક હતું. એ જ તત્ત્વ એમના પિતા હતા. એ તેમનામાં પણ ભરેલું હતું. 'તેમનામાં' એટલે વેંકટરામનના દેહમાં નહિ, પણ અનિર્વાચ્ય આત્મપદાર્થમાં. મનવાણીને અગમ અને અગોચર એવા એ તત્ત્વમાં વેંકટરામને પોતાનો 'સંન્યાસ' કરી દીધો હતો. આ વિદ્વત્સંન્યાસ કે હતો વિવિદિષા સંન્યાસ?

---

## પ્રકરણ આઠમું : આત્મલીનતા

જે દિવસે વેંકટરામનને ભગવાનનો સાક્ષાત્કાર થયો હતો અને એમણે પોતાને શરીરથી અલગ વસ્તુ જ સમજી લીધી હતી તે દિવસથી જ એમના શરીરના અણુએ અણુએ જાણી લીધું હતું કે પ્રભુ જ ચેતન છે, શરીર જડ છે, પ્રભુ જ સ્વામી છે દેહ દાસ છે. એ દિવસથી શરીરનો પ્રત્યેક અણુ પોતાને પ્રભુનું સાધન સમજી આત્માભિમુખ બની ગયો હતો.

આમ પ્રાણમય કોશની એ શક્તિઓ ખીલી ઊઠી. પહેલી ભાવના-શક્તિ જે મદુરામાં જ ઈશ્વરના ધ્યાનમાં લીન થઈ હતી અને ભક્તિના

નિર્મળ ઝરણામાં ધોવાઈને અમૃતમય બની ગઈ હતી. બીજી ક્રિયાશક્તિ, જે શરીરને અરુણાચલ સુધી લઈ આવવામાં સફળ થઈ હતી. રસાનુભૂતિ જળતત્વમાંથી ઉત્પન્ન થાય છે એટલે જલતત્વરૂપી લિંગનાં દર્શન કરી રસાનુભૂતિ શાંત થઈ એમાં જ લય પામી ગઈ.

હવે વેંકટરામનનું મન હમેશાં ઈશ્વરના ચિંતનમાં જ મગ્ન રહેવા લાગ્યું. જ્યોતિનો આવિર્ભાવ થતાં જ વેંકટરામનના જીવનની જ્યોતિ એમા વિલીન થઈ ગઈ. એમને ઈશ્વરનો આવિર્ભાવ થઈ ચૂક્યો હતો એટલે વિજ્ઞાનમય કોશ પણ આત્મોન્મુખ બનીને તપમાં લીન થઈ ગયો હતો

આત્મજ્ઞાની વેંકટરામન હવે સંન્યાસી બની ગયા. એમને કોઈ બાહ્ય ચિહ્નોની કશી જરૂર ન હતી. એમને કોણ દીક્ષા આપે એ પ્રશ્ન પણ નિરર્થક હતો. દ્વિજોના ગુરુ પિતા જ ગણાય છે. વેંકટરામનના પિતા શ્રી અરુણાચલેશે બીજા ગુરુઓની માફક કર-હસ્ત શિરને સ્પર્શ કર્યો નહિ કે કાન ફૂંક્યો નહિ અને છતાં યે દર્શન તથા મૌનોપદેશ દ્વારા એ વેંકટરામનનાં ગુરુ બન્યા હતા. હવે બીજા ગુરુની શી આવશ્યકતા હતી?

મુત્તુકૃષ્ણ ભગવતરે જે કાગળ પર પોતાનું નામઠામ લખી આપ્યું હતું તે વેંકટરામને ફાડી નાંખ્યો તથા ભગવતરની પત્નીએ આપેલું ખાવાનું પણ અય્યંકુલમના તળાવની પાસે ભટકતા હતા તે વખતે તેમણે ફગાવી દીધું અને સ્વગત બોલ્યા: "હવે આ લાકડાને (શરીરને) કોઈ પણ મીઠાઈ શા માટે આપવી?"

માથા પર લાંબા લાંબા કાળા વાળ હતા. શરીરને આ શોભાની શી જરૂર હતી? વેંકટરામન મંદિરની પાસે ભટકી રહ્યા હતા એવામાં કોઈએ પૂછ્યું "બાપુ! હજામત કરાવવી છે?" વેંકટરામને હા પાડી કે તરત જ તેમને હજામની પાસે લઈ જવામાં આવ્યા અને એમના માથા પરથી વાળનો ભાર કમી કરવામાં આવ્યો. ત્યાર પછી તેમણે સ્નાન પણ કર્યું નહિ. શરીરબુદ્ધિ જ નષ્ટપ્રાય થઈ ગઈ હતી ત્યાં સ્નાન કરવાનું કોને? જ્યાં

એક ચમત્કારી ઘટના એવી બની કે દગ્નમત કરાવ્યા પછી તરત જ વરસાદનું એક ઝાપટું પડ્યું અને વેંકટરામનને નવરાવી દીધા!

વેંકટરામનનો દેહાભિમાન ચાલ્યો ગયો હતો. તેમણે પોતાના કપડામાંથી માત્ર લંગોટી જેટલું કપડું ફાડીને તે પહેરી લીધી. બાકીના કપડાં તથા પોતાની પાસે ત્રણ રૂપીઆ તથા થોડાક આના હતા, તે સર્વ તેમણે અય્યંકુલમના પગથીઆ પર જ ફગાવી દીધું. ત્યાર પછી એમણે કદી યે ધનનો સ્પર્શ કર્યો ન હતો. શરીર પરથી જનોઇ ઉતારીને તે પણ ફેંકી દીધી. આમ જનોઇનો ત્યાગ કરી એ વર્ણથી પર થઇ ગયા. કૌપીન પહેરીને તેમણે બ્રહ્મચર્ય ધારણ કર્યું અને મનવાણી તથા કર્મથી કામના શત્રુ બની ગયા.

વેંકટરામન પ્રયત્ન વિના જ મૌની બની ગયા. એમના આત્માની જુદી જુદી દશાઓમાં મૌનદશા સ્વતઃસિદ્ધ દશા હતી. મૌનધારણ એ મહાવ્રત છે. મૌન જીવની પરમાત્મા જોડેની એકતા સૂચવે છે. સિદ્ધિ કેટલી પ્રાપ્ત થઇ છે તે મૌન દ્વારા જાણી શકાય છે. મહર્ષિઓએ કહ્યું છે કે 'જીવ અને ઇશ્વરનો ભેદ મટયા પછી જે સહજસમાધિ પ્રાપ્ત થાય છે તેમાં કાયમ ટકી રહેવું એને પૂર્ણ મૌન કહે છે.' આવી મૌનદશા એમને આપોઆપ પ્રાપ્ત થઇ ગઇ બીજાઓની જેમ તેને માટે એમને કોઇ જાતનો પ્રયત્ન કરવાની જરૂર પડી ન હતી.

એ સમયે બાલસંન્યાસી અરુણાચલમાં રહેતા હતા. સંન્યાસીને ઘરમાં રહેવાની આજ્ઞા નથી આરામ લેવા માટે પશુપક્ષીઓને પણ માળા હોય છે પણ યતિને આ બધાની મનાઇ છે આખી પૃથ્વી એનું ઘર છે, આકાશ ચંદરવો છે, ચન્દ્રસૂર્ય દીવા છે, જમીન પથારી છે, ઝાડ છત્ર છે, હવા પંખો છે, શરીરના અવયવ નોકરો છે, ભુજાઓ તકિયા છે, વિરક્તિ ગૃહિણી છે, ખોબો ભોજનનું પાત્ર છે તથા કંદમૂળ એ જ એનો આધાર છે. આલિશાન મહેલોમાં રહેનારા બાદશાહને પણ આવું સુખ

ક્યાંથી મળે? અરુણાચલેશે પોતાના પુત્રને રહેઠાણ વગરના જોઈને તેમના આશ્રમને અનુકૂળ રહેઠાણોની વ્યવસ્થા કરી જ રાખી હતી

પ્રથમ તો આપણા બાળયોગી અરુણાચલેશ્વરના મંદિરમા રહેવા લાગ્યા આ મંદિર ઘણુ આલીશાન છે તેની લબાઈ ૧૪૮૦ ફુટ અને પહોળાઈ ૬૮૦ ફુટ છે વેળાળ રાજાઓએ મંદિરની ચારે તરફ કોટ બંધાવ્યા હતા, તેમાથી કોઈ કોઈ પડી ગયા છે બાલયતિ ત્યા પહોચ્યા ત્યારે એની મરામત ચાલી રહી હતી એ મંદિરમા કેટલા યે એવા સ્થાનો છે કે જ્યા સાધક એકાતમા બેસીને ધ્યાન ધરી શકે છે ભીડથી બચવા ઇચ્છનાર સાધકોને બેસવા માટે ગોપુરમોને મજલા કરવામા આવ્યા છે પૂર્વના ઘુમ્મટની ઉંચાઈ ૨૧૬ ફુટ છે અને તેને અગિયાર મજલા છે સહસ્રારના પ્રતીકરૂપી એક મંડપ છે, જેના ૧૦૦૦ થાંભલા છે તેની પાસે શિવગંગા નામનો કુંડ છે નિરાકાર પરમાત્માના ધ્યાનમાથી જાગી આખ ખોલીને જોનારને માટે મંદિરથી ચડે એવુ બીજુ ઉત્તમ સ્થાન કયુ હોઈ શકે?

હઠયોગીઓનુ કથન છે કે યોગની સાધનામા અનેક જાતના નાદ સભળાય છે એ નાદો અને મંદિરના તુમુલ નાદ વચ્ચે કઈ સમાનતા રહેલી છે ખરી? આગમશાસ્ત્રો જાણનારાઓ કહે છે કે શરીર પણ એક મંદિર છે અથવા મંદિર શરીરની રચનાનુ માત્ર અનુકરણ જ છે ગર્ભગૃહ હૃદય-ગુફા છે, પાચ ગોપુરમ પચકોશ છે અને હજાર થાભલાવાળો મંડપ સહસ્રાર છે

બાળસન્યાસી આ પવિત્ર મંદિરમા રહેવા લાગ્યા એમને શરીરની લગારે ચિંતા ન હતી કારણ કે જેણે પેદા કર્યા છે એ જ નહિ પાળે શુ? કોઈ માણસ લાખો વિચાર કરીને સન્યાસ લેવા જાય તો તે કદી સન્યાસી બની શકે જ નહિ

અરુણાચલમા તે વેંકટરામન પ્રથમ 'બ્રાહ્મણ પરદેશી'ને નામે ઓળખાવા લાગ્યા એમણે પોતાના સત્તરમે વર્ષે જ આવા પ્રકારની દીક્ષા લીધી હતી તપશ્ચર્યા તો પહેલા જ થઈ ચૂકી હતી એમને સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર જ્યોતિરૂપે થયો હતો હવે આત્મા અથવા બ્રહ્મ જે સનાતન સદ્વસ્તુ છે તેમા જ એ સ્થિર થઈને રહેવા લાગ્યા

# પ્રકરણ નવમું : નિર્વિકલ્પ સમાધિ

अदयमात्मतनौ कठिनं व्रते परुषचित्तमलं विषयव्रजे ।
ऋषिमरोषमपेतमनोरथं धृतमदं घनचिल्लहरीवशात् ॥

**શરીરકષ્ટ સહે વ્રત ઘોરને, કઠણ ચિત્ત ધરી વિષયો ત્યજે;**
**ઋષિ અરોષ મનોરથહીણ જે, નિજ મનોર્મિ થકી વળી મસ્ત છે.**

*શ્રી રમણગીતા અ. ૧૮—શ્લો. ૭*

ઘરબાર, ભાઇભાંડુ, ધનધાન્ય એ બધાં સુખોમાંથી મન ઊઠાવી લઇને બાલસંન્યાસીએ જે અખંડ ત્યાગ દેખાડ્યો હતો તેનાં મીઠાં ફળ આજે ભવતાપથી તપેલા લોકોને ચાખવા મળે છે. સંસારસાગર તરી જવા ઇચ્છતા મુમુક્ષુઓ આજે પોતાનો બધો યે ભાર એકમાત્ર એમની તપશ્ચર્યાના ફળ પર નાંખી દઇ નિરાંત સેવી રહ્યા છે.

બાળયતિની 'સંન્યાસ દીક્ષા' એવી હતી કે જે કોઇ ગુરુ પાસેથી મળી ન હતી એ એવા દંડપાણી હતા કે જે દંડ ધારણ કરતા ન હતા. શ્રી મહર્ષિજીના જીવનમાં. કોણ જાણે કેટલી યે આવી અનોખી વાતો ભરેલી છે!

એમના તપનું શું ધ્યેય હોઇ શકે ? શું એ તુરીયાવસ્થા મેળવવા માટે કટિબદ્ધ થયા હતા ? મહાત્માઓનો અનુભવ છે કે પરિપૂર્ણ અથવા નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થયા પછી શરીર ૨૧ દિવસથી વધારે ટકી શકતું નથી. પણ શ્રી મહર્ષિની બાબતમાં આપણે શું કહી શકીએ? એટલું જ કે એ તો અવતાર હતા.

બાળતપસ્વી હજાર થાંભલાવાળા મંડપમાં થોડાક અઠવાડીઆં રહ્યાં, તે દરમિયાન તેમને ઘણી કનડગનો થઇ. પત્થરથી જડેલી એ કઠણ જમીન

પર બેસીને આંખ મીંચી એ ધ્યાનમાં મગ્ન રહેવા લાગ્યા. વચ્ચે વચ્ચે ભેગી રહેતા અથવા આમતેમ ફરતા. કોઇ ખાવાનું આપે તો ખાઇ લેતા, નહિ તો કોઇની પાસે માંગવા જતા નહિ. આ વર્ષને સને ૧૮૯૬નો શિયાળો ચાલતો હતો પરંતુ બાલયોગી આત્મારામ બની, દશે ઇંદ્રિયોના પ્રભુ બની અને ચિત્તનો સંયમ કરી યોગના સામ્રાજ્યમાં વિહાર કરતા હતા. તેમણે લોકોનો સંગ છોડી દીધો હતો પણ લોકો એમનો સંગ છોડવા માંગતા ન હતા. એમાં ઘણા તો એમની નિંદા કરનાર અને મશ્કરીઠઠ્ઠા કરનાર પણ હતા એ વખતે એમને માન આપનારા ઘણા જ થોડા હતા. મહાદેવજીનાં શ્રીચરણોને જ એકમાત્ર આધાર અને શરણ માનીને તપ કરનાર આ તપસ્વી કુમાર, શહેરનાં તોફાની તત્ત્વોના ભોગ બન્યા. કેટલાક લોકો, એમને પાગલ ગણવા લાગ્યા ચારપાંચ વર્ષ પહેલાં જ તિરુવણ્ણામલૈ આવેલા 'પાગલ શેષાદ્રિ' જેવા જ આ બીજા તપસ્વી છે એમ લોકો કહેવા લાગ્યા.

શહેરના છોકરાઓને વે કટરામન અને પાગલ શેષાદ્રિ વચ્ચે કશો જ તફાવત દેખાયો નહિ. તેથી તેઓ પત્થર અને ઢેફાથી બાળતપસ્વીની પણ પૂજા (!) કરવા લાગ્યા, પણ સારે નસીબે એક પણ એમને વાગ્યો નહિ. પણ આને લીધે એમની અચળનિષ્ઠામાં અડચણ થવા લાગી આ છોકરાઓની રંજાડમાંથી બચવા માટે એ પાતાળલિંગના ભોંયરામાં જઇને બેઠા.

મંદિરના હજાર થાંભલાવાળા મંડપની વચ્ચોવચ્ચ પત્થરનો એક ઓટલો છે તેની દક્ષિણ-પશ્ચિમે એક ભોંયરું છે, તેમાં શંકરનું લિંગ સ્થાપેલું છે. એ સમયે તેની પૂજા થતી ન હતી. ભોંયરાની અંદર ચારે બાજુ ખૂબ અંધારું છવાયેલું રહેતું અને જમીનમાં અતિશય ભેજ રહેતો. હજાર થાંભલાવાળા મંડપમાં રોજ ઝાડુ કાઢવામા આવતું ન હતું તો પછી આ ભોંયરા તરફ નજર પણ કોણ નાંખે? આ કારણથી તેમા જીવજંતુ રાજ કરતા હતા. તેમાં સ્થાપેલા લિંગનું નામ કોઇએ 'પાતાળલિંગ' બરાબર જ પાડ્યું છે.

મોટી ડાળી લઈ છોકરાની પાછળ દોડયા છોકરાઓ બૂમરાણ મચાવતા નાસી ગયા એ વખતે મોદલીઆર શેષાદ્રિ સ્વામીને પાતાળલિંગના ભોંયરામાંથી બહાર નીકળતા જોયા તેમણે સ્વામીજીને પૂછ્યું 'કંઈ વાગ્યું તો નથીને?'

શેષાદ્રિસ્વામીએ જવાબ આપ્યો 'મને તો વાગ્યું નથી પણ અંદર નાના સ્વામી છે, એમનું જરા ધ્યાન રાખજો.' મોદલીઆર ભોંયરામાં ગયા અંધારામાં ધીરે એમને પહેલાં તો કશું જ દેખાયું નહિ પછી ઝાંખા ઝાંખા પાતાળલિંગ અને ત્યાર પછી આત્મામાં લીન થયેલા તપસ્વીકુમાર નજરે પડ્યા

મંડપની પશ્ચિમે એક બગીચો છે તેમાં પોતાના શિષ્યોની જોડે એક મનવાસી સાધુ રહેતા હતા તેમની પાસે જઈ મોનીએ ત્રણ માણસોની મદદ માગી અને ચારે જણે મળી પાતાળલિંગના ભોંયરામાંથી બાળતપસ્વીને ઊંચક્યા આ માણસોના સ્પર્શથી કે અથડાઅથડીથી સુદ્ધાં કુમારની સમાધિમાં ભંગ પડ્યો નહિ ઊંચકતી વખતે એ માણસોને ખબર પડી કે તપસ્વીનું આખું શરીર લોહી અને પરુથી ખરડાયેલું હતું તપસ્વીને ઊંચકીને તેઓ બહાર ગયા તો પણ તેમની સમાધિ તૂટી નહિ આવી અખંડ સમાધિ જોઈને તેઓની ખાત્રી થઈ ગઈ કે આવી ઘોર તપશ્ચર્યા બીજું કોઈ કરી શકે નહિ તેઓએ તપસ્વીના શરીરને ગોપુર સુબ્રહ્મણ્ય સ્વામીના મંદિરમાં લાવીને સુવાડી દીધું

આ પ્રમાણે બાળતપસ્વીએ ષટ્ચક્ર પર વિજય મેળવ્યો આથી લોકો તેમને 'બ્રાહ્મણસ્વામી' કહેવા લાગ્યા

ગોપુર સુબ્રહ્મણ્યના મંદિરમાં એક મૌની સ્વામી રહેતા હતા તેમણે બે મહિના સુધી શ્રી મહર્ષિની રક્ષા કરી હતી મૌની સ્વામીનો આહાર કેવળ તથા 'ઉમાદેવી'નો અભિષેક થતાં બચેલું દૂધ વગેરેનો હતો શ્રી મહર્ષિને જોતાં જ મૌની સ્વામીએ તેમને પણ મૌની અને બ્રાહ્મણ સમજીને

પોતાના ખોરાકમાંથી થોડો ભાગ આપવા લાગ્યા. ઉમાદેવીના અભિષેક તીર્થમાં દૂધ, દળદર, પાણી, સાકર, અડધાં પાકાં કેળાં, ધૂપની સામગ્રી વિગેરેનું મિશ્રણ રહેતું હતું. બ્રાહ્મણ સ્વામીને રુચિ કે અરુચિ તથા રાગ કે દ્વેષનો ખ્યાલ પણ ન હતો. એ એક ઘૂંટડો અભિષેકતીર્થ પી લેતા હતા. કોઇ કોઇ વાર ધ્યાનમગ્ન થતા ત્યારે એમની આંખો કલાકો શું પણ દિવસો સુધી ઊઘડતી ન હતી. એ વખતે લોકો જબરજસ્તીથી એમનું મોં ખોલીને તેમાં પાણી રેડતા હતા. એક દિવસે એક પૂજારીએ એમને જોયા. પૂજારીને એમના પર દયા આવી અને તેમણે બીજા પૂજારીઓને, મૂર્તિનો અભિષેક કરવા પહેલાં જ બન્ને સ્વામીઓને શુદ્ધ દૂધ આપવાનું કહી દીધું. કોઇવાર દૂધ આપવામાં વિલંબ થતો તો આસપાસના બ્રાહ્મણોને ઘેર કોઇ ને કોઇ ખબર કરી આવતું એટલે તેઓ ભિક્ષાન્ન લઇને આવી પહોંચતા. આ પ્રમાણે બે મહિના વીતી ગયા

મંદિરની પૂર્વ દક્ષિણે એક ફૂલવાડી છે. તેમાં કરેણના કેટલાંક ઝાડ ઘણાં ઊંચા ઊગેલા છે બ્રાહ્મણસ્વામી ધ્યાનમા બેસવા માટે ત્યા પહોંચ્યા. ધ્યાનમાં ને ધ્યાનમા એ એક ઝાડ પાસેથી બીજા ઝાડ પાસે ચાલ્યા જતા. તે વખતે એમને શરીરનું ભાન પણ રહેતું ન હતું કેટલાક દિવસ સુધી એમની લંગોટ પણ છૂટી ગઇ હતી અને એ નાગા જ પડયા રહેતા હતા. પછી મંદિરના પૂજારીઓએ પ્રાર્થના કરવાથી એમણે પાછી લંગોટ પહેરી લીધી ત્યાર પછી બ્રાહ્મણ સ્વામી વાહનમંડપમા રહેવા લાગ્યા ત્યા ધ્યાનમા રહ્યા રહ્યા એ અજાણતા જ મૂર્તિઓના પગોની વચ્ચે જ્યા ત્યા વિહાર કરતા હતા અહી પણ તોફાની છોકરાઓની રંજાડથી બચી શકાય તેમ ન હતું. એટલે એ શિવગગા કુંડની પાસેના બીલીના ઝાડ નીચે થોડા દિવસ, મહુડાના ઝાડ નીચે થોડા દિવસ અને પછી મગૈ પિળ્ળૈયરના મંદિરમાં કેટલાક દિવસ રહ્યા હતા

સને ૧૮૯૬માં માગશરના ઉત્સવ પ્રસંગે ઉદ્દંડી નાયનાર નામના એક સંત, બાલ ગુરુસ્વામીને જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. નાયનાર 'તિરુમણિ' (તિરુવાણી પાસેના એક ગામ)ના રહેવાસી હતા. એ તામિલના સારા પંડિત હતા પણ એ શિક્ષણથી તેમને શાંતિ મળી ન હતી કે અપરો-ક્ષાનુભૂતિ પણ થઈ ન હતી. બાલ ગુરુસ્વામીને જોતાં જ તેમણે વિચાર કર્યો, 'આ જ તપ છે, આ જ અનુભૂતિ છે. આમની સેવા કરવાથી હું પણ તરી જઈશ.' આમ વિચારીને આખો શિયાળો એ સ્વામીજીની સાથે રહ્યા અને તેમની સેવા કરવા લાગ્યા.

ચારે બાજુ થી ભીડને ઓછી કરવી એ સૌથી પહેલી સેવા હતી, કારણ કે ભીડને લીધે સ્વામીજીને અડચણ થતી હતી.

આ કામ ઘણું મુશ્કેલ હતું. ઘણીયે કોશિશ કરવા છતાં મહર્ષિની આસપાસ ભીડ થયા વગર રહેતી જ નહિ. જ્યારે નાયનાર જમવા જતા હતા ત્યારે મહર્ષિ એકલા પડી જતા. એ વખતે છોકરાઓ એમના પર પૂરી કૃપા બતાવતા હતા! એક દિવસે કોઈ દુષ્ટે એમના સાથળ પર પેશાબ પણ કર્યો અને પછી તે હસતો હસતો ચાલ્યો ગયો. ધ્યાનમાંથી જાગ્યા પછી મહર્ષિજીને એ વાતની ખબર પડી. એમને તેથી જરાયે ખેદ થયો નહિ. આવી સ્થિતિમાં નાયનાર ક્યાં સુધી મહર્ષિની રક્ષા કરી શકે? જ્યારે તે મહર્ષિની પાસે રહેતા હતા ત્યારે જ્ઞાનવાસિષ્ઠ અથવા કૈવલ્યનવનીત આદિ ગ્રંથો વાંચતા હતા અને મહર્ષિજી ક્યારે આંખ ઉઘાડે અને તેને ઉપદેશ દઈ પ્રત્યક્ષ અનુભૂતિ કરાવે એની રાહ જોયા કરતા હતા. પરંતુ મહર્ષિજીએ કોઈ દિવસ આંખ ઉઘાડી નહિ.

આમ મંદિરમાં મહર્ષિની ધ્યાનનિષ્ઠા વિઘ્નો અને અડચણો વગરની ન હતી. આથી એ પોતે જગ્યા બદલવાનો આગ્રહ કરવા લાગ્યા. તે વખતે એ મૌન પાળતા હતા. એમની ચેષ્ટાઓથી લોકો એમના મનના

ભાવોનું અનુમાન કરી શકતા હતા પણ સદા ધ્યાનમાં મગ્ન રહેનારની કમ ચેષ્ટાઓ જોઈ શકે ?

મહર્ષિજીએ 'અરુણાચલ અષ્ટક' નામના પોતાના સ્તોત્રમાં એક સુંદર વાત કહી છે —

'આ અરુણાચલ અદ્ભુત લોહચુંબક જેવો ગિરિ છે. જેઓ તેનું સ્મરણ કરે છે તેઓને તે પોતાની તરફ ખેંચી લે છે અને જડવત બનાવી દે છે, ત્યારે પછી એ તેઓને છોડતો નથી. પોતાની તરફ ખેંચીને પોતાની સાથે તેઓને સ્થાન આપે છે, ત્યારે પછી એનું આકર્ષણ સમાપ્ત થતું નથી. તે પોતાના જેવો જ અચળ ભાવ તેઓને બક્ષે છે. આપણે તેઓને સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થ સમજીને ગળી જાય છે માટે હે માનવીઓ! એનાથી ચેતતા રહેજો!'

## પ્રકરણ દશમું : ગુરુમૂર્તમ

आलम्बेन विहीन व्योमाम परिपूर्णम् ।
निरशब्द गुरुरूप तद्ब्रह्म स्फुरतामे ॥

**આકાશની માફક આલંબન વિનાનું, પરિપૂર્ણ અને નિઃશબ્દ એ ગુરુરૂપી બ્રહ્મ મારી અંદર પ્રકાશી રહો.**

*ગુરુગીતા—શ્લો. ૧૪.*

જૂના વખતમાં અરુણાચળમાં શૈવ સાધુઓનો એક મઠ હતો. પોતાના સંપ્રદાય મુજબ તેઓએ એનું નામ 'અધીનમ્' રાખ્યું હતું. તિરુવણ્ણામલૈના એક મહોલ્લાના એક બગીચામાં એ સંપ્રદાયના એક આદિગુરુની સમાધિ હતી, એટલે એ સમાધિનું નામ ગુરુમૂર્તમ્ પડ્યું હતું. ત્યાં તંબિરાન નામના એક સાધુ રહેતા હતા. એ

પોતાના સંપ્રદાયના માણસોની સાથે મળીને 'તેવારં'* ગાતા હતા. એ ભિક્ષા માગતા હતા અને જે કંઇ ભિક્ષામાં મળતું તે ગરીબોને ખવડાવી દેતા અને પોતાના ગુરુની પૂજામાં લાગી જતા હતા. આમ તંબિરાન નિયમો અને વ્રતોનું કડક પાલન કરનાર સાધુ હતા.

તંબિરાને બ્રાહ્મણસ્વામીને પહેલવહેલા મંદિરના કોટમાં મહુડાના ઝાડ નીચે ધ્યાનમગ્ન બેઠેલા જોયા હતા. એમની આત્મનિષ્ઠા અને બાહ્ય જગત વિષેના ભાનનો અભાવ જોઇ એ ચકિત થઇ ગયા. ત્યારથી જ્યારે જ્યારે પોતાને ફુરસદ મળતી ત્યારે ત્યારે તે મહર્ષિજીનાં દર્શન કરવા આવ્યા જતા

એક દિવસે ઉદંડી નાયનારને લઇને તંબિરાન સ્વામીજી પાસે ગયા અને બોલ્યા. "ગુરુમૂર્તમમાં જરાયે ભીડ થતી નથી એટલે ત્યાં આપ અડચણ વગર તપશ્ચર્યા કરી શકશો. કૃપા કરીને આપ ત્યાં પધારો." તંબિરાને પહેલાં તો નાયનારને કહ્યું હતું કે તેમણે જ મહર્ષિને ગુરુમૂર્તમ્ આવવાનું કહેવું, પરંતુ મહર્ષિજી નાયનારની જોડે આખો મહિનો કશું જ બોલ્યા ન હતા, એટલે નાયનારની પૂછવાની હિંમત ચાલી નહિ. આથી તંબિરાને જ પ્રાર્થના કરી મહર્ષિજીએ હા પાડી એટલે સને ૧૮૯૭ના ફેબ્રુઆરી માસમાં એમણે ગુરુમૂર્તમમાં પ્રવેશ કર્યો ત્યારથી એમનું નામ 'ગુરુમૂર્તમના સ્વામી' પડ્યું.

ગુરુમૂર્તમમાં થોડા વખત સુધી કોઇ પણ પ્રકારની અડચણ વગર મહર્ષિજી ધ્યાનાવસ્થામાં રહી શક્યા. એમની નિષ્ઠા તીવ્ર થતી ગઇ તેમ તેમ શરીરની સંભાળ તરફ એમનો ઉદાસભાવ વધવા લાગ્યો. જટા વધી ગઇ અને નખ ખૂબ મોટા થઇ વાંકા વળી ગયા. આથી એ હાથ વડે કંઇ જ કામ કરી શકતા ન હતા.

* અપર, સુંદરમૂર્તિ અને જ્ઞાનસંબંધ રચિત શિવભજનોને તેવારં કહે છે.

ત્યાં કીડીઓનો ભારે ઉપદ્રવ હતો. આથી કોઇ માણસ દશ પંદર મિનીટ પણ ત્યાં ટકી શકતો નહિ, પણ મુનિવર રમણને એની શી પરવાહ? કીડીઓ કરડવા છતાં યે કલાકો શું પણ અઠવાડીઆં સુધી એ ધ્યાનમગ્ન બની, ભાન ભૂલી જઇ એમી રહેતા. એ જોઇને કોઇ સજ્જને એમને બેસવા માટે એક બાંક મૂકાવી આપ્યો. બાંકના ચારે પાયાઓને પાણીમાં રાખવા છતાંયે, મહર્ષિનો વાંસો ભીંતને અડીને રહેતો હોઇ, કીડીઓ અગાઉની માફક વાંસા પર ચટકા માર્યા કરતી મહર્ષિનો વાંસો જ્યાં અડીને રહેતો હતો ત્યાં ભીંત પર વાંસાના આકારની છાપ પડી ગઇ.

ગુરુમૂર્તમના સ્વામીની કઠોર તપસ્યા જોઇને એમના પર લોકોની શ્રદ્ધા વધી પડી. નખો જોઇને કોઇએ એમને બુઢ્ઢા ધાર્યા. લોકોને એવો વિશ્વાસ બેસી ગયો કે સ્વામીજીમાં વરદાન આપવાનું તેમ જ શાપ આપવાનું સામર્થ્ય હોવું જોઇએ. કોઇ ધન મેળવવાની ઇચ્છાથી, તો કોઇ બચ્ચાં મેળવવાની ચાહનાથી, તો કોઇ રોગ મટાડવાના હેતુથી એમની પાસે આવવા લાગ્યા અને રાતદિવસ લોકો ત્યા ભેગા થવા લાગ્યા. લોકોએ મુનિવરના કાન સ્તુતિઓ સંભળાવીને બહેરા બનાવી દીધા. એમનાં ચરણોમાં લોકો કીમતી ભેટો ધરવા લાગ્યા અને એમની પૂજા કરવા લાગ્યા. તંબિરાનને મુનિવર પર એટલી બધી ભક્તિ થઇ ગઇ હતી કે એ તેમને મંદિરના અધિષ્ઠાતા દેવ જેવા માનતા હતા, તે એટલે સુધી કે એક દિવસે તેમણે એમના પર દૂધનો અભિષેક કરવાનુ નક્કી સુદ્ધા કર્યું. પણ સ્વામીજીને આવું કંઇ ગમતું ન હતું. એક બે દિવસ તો તે અભિષેકને વખતે ઊઠીને ક્યાક ચાલ્યા ગયા પણ તંબિરાન પણ પાકા ધૂની હતા. એ એમ માનતા હતા કે સ્વામીજીનો અભિષેક કરવાથી લોકોની ભક્તિ વધી જશે (એ સમયે સ્વામીજી દરરોજ સ્નાન પણ કરતા ન હતા) બીજે દિવસે તંબિરાન પુનઃ ધૂપદીપ વિગેરે લઇને આવ્યા. સ્વામીજીને એ ન ગમ્યું જ્યારે લોકો એમની સ્તુતિ કરતા હતા ત્યારે

નહિ દિવસમા એક વાર પણ ઝાડો થતો ન હતો, એમને આતરડામા મોન્જે રહેતો હતો ઝાડાની નાજિ ! કરવા જતા, શરીર ચક્કર ખાઇને પડી જવા લાગ્યુ આખુ શરીર હાડકાનુ માળખુ જ બની ગયુ ેવી સે નાર પ્રયત્ન કરીને ચાલવા જતા તો રસ્તામા ક્યાક પડી જવાની બીક રહ્યા જ કરતી હતી એક દિવસ દરવાજા સુધી પહોચતા પહોચતા બેભાન થઇ ગયા તેમની સાથે જે સેવક હતો તેણે એમને પડી જતા બચાવ્યા ધ્યાનની લીનતામા સ્વામીજીને ગતદિવસનુ ભાન રહેતુ ન હતુ તો પછી તિથિવાર તો જાણે જ કયાથી ? એમની એ અનુભૂતિ દેશકાળની સીમાથી પર હતી દેશકાળાતીત હતી ગુ મૂર્તમમા દીવો રાખવામા આવતો ન હતો, પણ આ આત્મલીન સ્વામીજી જ ગુરુમુર્તમના પ્રદીપ હતા પાચ છ મહિના વીતા પછી અન્ય ક્ષેત્ર ચલાવનાર એક દીપાદિનો પ્રબધ કરી આપ્યો હતો

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमश्शान्ताय तेजसे ॥

**અર્થ · દિશા કાળ વિગેરેની જેને મર્યાદા નથી, જે અનત અને કેવળ ચૈતન્યમૂર્તિ છે, જેનુ એકમાત્ર પ્રમાણ આત્માનુભવ છે, તેવા શાંત પ્રકાશરૂપ પરબ્રહ્મને નમસ્કાર હો**

— ભર્તૃહરિ

બ્રાહ્મણસ્વામીને ગુરુમૂર્તમમા રહેવા ગયાને લગભગ બે મહિના વીત્યા હતા એ અરસામા એક દિવસ તબિરાને નાયનારને કહ્યુ ‌ એક અઠવાડીઆમા પાછો આવીશ ત્યા સુધી તમે સ્વામીજીની સેવા કરજો અને તે ચાલ્યા ગયા એક વર્ષ સુધી તબિરાનના સમાચાર આવ્યા નહિ થોડા અઠવાડીઆ પછી નાયનારને પણ તેમના મઠવાળાઓએ બોલાવી લીધા એટલે તેમને પણ સ્વામીજીને છોડીને જવુ પડ્યુ આમ તેમને થોડા દિવસ માટે જ સ્વામીજીની સેવા કરવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થયુ

શહેરમાં પળનિસ્વામી નામના સાધુ અપ્પંકુળમ રસ્તા પર રહેતા હતા. ત્યાં ગણપતિની એક મૂર્તિ હતી. પળનિસ્વામી કેરળ પ્રાંતના વતની હતા. તે દરરોજ ગણપતિની પૂજા કરતા અને તેમને ભોગ ધરાવીને તેમને આશ્રયે તે પોતાનું જીવન વીતાવતા હતા. તે દિવસમાં એક જ વાર મીઠા વગરનું ભોજન ખાતા હતા. એક દિવસ પળનિસ્વામીની ભક્તિ તથા શ્રદ્ધા જોઈને શ્રીનિવાસ અય્યર નામના એક સજ્જને તેમને કહ્યું કે 'પત્થરના ભગવાનની પૂજા કરવાથી શો લાભ મળવાનો છે? ગુરમૂર્તમમાં સ્વયં ભગવાન જ માનવશરીર ધારણ કરીને બિરાજે છે. કઠિન તપશ્ચર્યામાં એ ધ્રુવ જેવા દેખાય છે. એમની સેવા કરવાનું સદ્ભાગ્ય જો તમને પ્રાપ્ત થશે તો તમે તરી જશો.' આ શબ્દોથી પ્રેરાઈને પળનિસ્વામી ગુરમૂર્તમ પહોંચી ગયા. એ વખતે સ્વામીજીને ગુરુમૂર્તમમાં ગયાને છ મહિના વીત્યા હતા અને ત્યાં એમની પાસે કોઈ જ રહેતું ન હતું. સ્વામીજીનાં દર્શન થતા જ પળનિસ્વામીને સમજાઈ ગયું કે 'આમની શુશ્રૂષા કરવાથી મારો બેડો પાર થઈ જશે. એમના સિવાય મુજ અનાથનો કોઈ નાથ નથી.' આવી ભાવનાથી પળનિસ્વામી મહર્ષિજીની સેવા કરવા લાગ્યા. તે છેવટ સુધી એમના સેવક રહ્યા. શ્રી મહર્ષિ જ તેમનાં માતા-પિતા, ભાઈભાંડુ સર્વસ્વ હતા.

તે દિવસે દરવાજા પાસે શ્રી મહર્ષિજી પડી જતા હતા ત્યારે પળનિસ્વામીએ જ તેમને પડતા બચાવ્યા હતા. કોઈ કામસર તે બહાર જતા ત્યારે મહર્ષિજીને ભીડમાંથી બચાવવા માટે અંદર બેસાડતા અને બારણાને તાળું વાસી દેતા.

એક દિવસ ગુરુમૂર્તમમાં મહર્ષિજી સિવાય બીજું કોઈ ન હતું એ વખતે એક ઘટના બની ગુરમૂર્તમની પાસે આમલીનાં બે ઝાડ હતાં. બે ચોરોએ આમલી ચોરવાનો વિચાર કર્યો. તેઓ બુઠ્ઠા હતા અને બીજી કોઈ મોટી ચોરી કરવાને શક્તિમાન ન હતા. એક ચોરે બીજાને કહ્યું, 'ભાઈ! આ તો કંઈ હાલતાચે નથી. લવ, એમની આંખમાં ચોરનું

દૂધ નાખીએ. જોઈએ તો ખરા કે પછી બોલે છે કે નહિ.' આ શબ્દો બોલાયા છતાં મહર્ષિ જરા યે હાલ્યા નહિ કે બોલ્યા પણ નહિ. એમની ઉદાસીનતા જોઈને એક ચોરે બીજાને કહ્યું; 'ભાઈ! એમનાથી ડરવા જેવું નથી. એ કંઈ જ નહિ કરે. ચાલ, આપણે આપણું કામ પતાવી લઈએ.' આમ કહી તેઓ આમલી પાડવા લાગ્યા. આ દરમિયાન મહર્ષિજી નિર્લેપ બેસી જ રહ્યા. ચોરો ચોરેલી આમલી ઉપાડીને ચાલ્યા ગયા.

અત્યાર લગી દુનિયામાં કોઈને ખબર ન હતી કે બ્રાહ્મણસ્વામી કોણ હતા. લોકો એમને બ્રાહ્મણસ્વામી, ગુરમૂર્તમસ્વામી વિગેરે નામોથી ઓળખતા હતા. જ્યારે તંબિરાને દૂધથી એમનો અભિષેક કરવાની ઇચ્છા બતાવી હતી ત્યારે એટલું તો માલૂમ પડી ગયું હતું કે સ્વામીજી ભણેલા હતા અને દ્રાવિડ હતા.

પણ પછી એક ઘટના બની તેને લીધે સ્વામીજીના પૂર્વાશ્રમની માહિતી લોકોને મળી ગઈ. તાલુકાના સિરસ્તેદાર વેંકટરામય્યરને સ્વામીજી પર અસીમ શ્રદ્ધા હતી. એ વારંવાર સ્વામીજીનાં દર્શન કરવા આવતા. સ્વામીજીના પૂર્વાશ્રમની વાતો જાણવાની એમને ભારે ઉત્કંઠા હતી. ઘણું પૂછવા છતા યે સ્વામીજીએ જવાબ આપ્યો ન હતો. પણ વેંકટરામય્યર ભારે જીદ્દી હતા. તેમણે એક દિવસ કહ્યું, 'ભલે ભૂખ્યો રહું', ભલે (ઑફિસમાં નહિ જવાને કારણે) મારી નોકરી જાય પણ હું આપના પૂર્વાશ્રમની વાતો જાણ્યા વગર અહીંથી ખસવાનો નથી' તેમની શ્રદ્ધા અને ભક્તિ જોઈને તેમ જ તેમની મોટી ઉમ્મર પર દયા ખાઈને સ્વામીજીએ અંગ્રેજીમા આ પ્રમાણે લખ્યુ : 'વે કટરામન, તિરુચ્ચુળિ'. તિરુચ્ચુળિ ક્યાં આવ્યું હતું એની અય્યરને ખબર ન હતી પાસે 'પેરિયપુરાણ' પડ્યું હતું, તેમાં સુંદરમૂર્તિ સ્વામીના ભજનમા તિરુચ્ચુળિ ગામનો ઉલ્લેખ હતો, તે સ્વામીજીએ અય્યરને બતાવ્યો

આ બનાવ પછી દોઢ વર્ષ વીતી ગયું.

ગુરુમૂર્તમ ખુલ્લા મેદાનમાં આવેલું હોઈ, ત્યાં આવનારાઓને રોકવા ટોકવાની કોઈ વ્યવસ્થા ન હતી. આથી સ્વામીજીની લીનાવસ્થામાં અડચણ થતી હતી. પાસે જ એક આંબાવાડી હતી. તેના માલિક વેંકટરામ નાયકર હતા. તેમણે સ્વામીજીને પ્રાર્થના કરી, 'મારી વાડીમાં પધારો. અંદર કોઈ આવી શકશે નહિ, અને તપશ્ચર્યામાં કોઈ જાતની દખલ પણ થશે નહિ.'

નાયકરે આંબાના ઝાડોની શીતળ છાયામાં સ્વામીજી તેમ જ પળનિસ્વામી માટે ઊંચા માચડા બંધાવી આપ્યા અને બન્ને જણ એકાંત જેવું જીવન વીતાવવા લાગ્યા. મહર્ષિજી એ વાડીમાં છ મહિના રહ્યા. એ દરમિયાન એમને બાહ્ય જગતનું સ્મરણ જ થતું ન હતું. હવે એમની સમાધિ સહજ અને નિત્ય બની ગઈ હતી. તન્નિષ્ઠા પ્રાપ્ત થઈ ચૂકી હતી.

---

## પ્રકરણ અગિયારમું : અરુણાચળની ગોદમાં

का ते कान्ता ? कस्ते पुत्रः ? संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं कः कुत आयातः ? तत्त्वं चिन्तय यदिदं भ्रातः ॥

ક્યાં કોણ તારી કામની ને કોણ તારો પુત્ર છે?
સંસારના સંબંધની વાતો વિશેષ વિચિત્ર છે;
કોનો અને તું કોણ, આવ્યો ક્યાં થકી નર ટેકથી,
એ તત્વનો વિચાર કર મનમાંહિ ભાઈ વિવેકથી.

—ચર્પટપંજરી.

સાંજ પડી ગઈ. રમવાની જગ્યાએ પણ તે મળ્યો નહિ. ઘેર પણ આવ્યો નહિ. પૂછપરછ કરતાં ખબર પડી કે નિશાળે પણ બિલકુલ ગયો ન હતો. ભણતરના બોજાથી કંટાળીને તે પોતાની મા પાસે 'માનામદુરા' તો નહિ જતો રહ્યો હોય? એના પર કોઈ ખીજવ્યું પણ ન હતું. રોજ કરતાં એકે વધારે શબ્દ કોઈએ તેને કહ્યો ન હતો.

વિચાર કરીને નાગસ્વામી તથા સુબ્બય્યરે તે જ દિવસે (તા. ૨૯-૮-૧૮૯૬) માનામદુરા મુકામે ખબર મોકલી કે 'વેંકટરામનનો પત્તો નથી.'

તે વખતે માતાજી અળગમ્માળ માનામદુરામાં પોતાના દિયર નેલ્લિયપ્પય્યરને ત્યાં રહેતાં હતા. પોતાના પુત્રનો પત્તો નથી એવા સમાચાર સાંભળીને માના કોમળ હૃદય પર તો જાણે વીજળી પડી. પતિના સ્વર્ગવાસને હજી પાંચ વર્ષ પણ પૂરાં થયાં ન હતાં એવામાં આ એક નવી આપત્તિ માથા પર તૂટી પડી. મદુરામાં તપાસ કરાવી પણ કશો પત્તો લાગ્યો નહિ. દિલાસો આપવા ખાતર કોઇએ કહ્યું, 'એને કંઇ થવાનું નથી. ત્રણ રૂપીઆ જ લઇ ગયો છે. ખર્ચી ખૂટશે એટલે એની મેળે પાછો નહિ આવે તો શું કરશે?' અઠવાડીઆં વીતી ગયાં તો યે છોકરો પાછો આવ્યો નહિ. બધી આશાઓ પર પાણી ફરી વળ્યું.

એક મહિનો થઇ ગયો ત્યારે ઉડતી ખબર મળી કે વેંકટરામન કોઇ નાટક મંડળીમાં જોડાયો છે અને તિરુવનંતપુરમાં છે. નેલ્લિયપ્પય્યરજી ત્યાં પહોંચ્યા. પણ પક્ષી હાથમાં ન આવ્યું. છતાં યે માતાનું હૃદય હાર્યું નહિ. પુત્રની શોધમાં તે પોતે નીકળી પડયાં. ગલ્લીના નાકા પર બરાબર વેંકટરામન જેવો કોઇ છોકરો દેખાયો પરંતુ પાસે જઇને જોતાં કોઇ બીજો જ નીકળ્યો. ઠંડો નિસાસો નાખીને અળગમ્મા ઘેર પાછાં આવ્યાં.

કાળનું ચક્ર ફરી રહ્યું છે નાગસ્વામીએ ઉંચી પરીક્ષાઓ આપીને હવે રજીસ્ટ્રેશન ઑફિસમા કારકૂનની નોકરી લીધી છે. એમનાં લગ્ન થઇ ગયાં છે. નાગસુંદરમ્ યુવાન થવા આવ્યો છે. આ બન્ને દીકરાઓને જોઇને માતાનુ જખ્મી હૃદય કંઇક શાંતિ પામી રહ્યું હતું, એવામા મદુરા મુકામે સને ૧૮૯૮ના ઑગસ્ટમા સુબ્બય્યરનો સ્વર્ગવાસ થયો. તેમની ઉત્તરક્રિયા માટે નેલ્લિયપ્પય્યરનું કુટુંબ મદુરા ગયું. સર્વ ક્રિયાઓ પૂરી થઇ હતી અને બધા દિવાનખાનામા બેઠા હતા એવે વખતે તિરુચ્ચુળિનો

વધીને વાંકા વળી ગયા હતા. નેલ્લિયપ્પય્યરના હ્રદયમાં દુઃખ અને આનંદની મિશ્રિત લાગણીઓ ઊભરાઇ આવી. આનંદ એટલા માટે કે પોતાનો ભત્રીજો આવો મહાત્મા બની ગયો. કુમાર સંન્યાસી તો બોલતા ન હતા એટલે નેલ્લિયપ્પય્યર પળનિસ્વામીને ઉદ્દેશીને કહેવા લાગ્યા.

"અમારા કુટુંબમાંથી એક આવા મોટા મહાત્મા થયા એ જાણીને અમને ખુશાલી થાય છે. પણ એ આ પ્રમાણે તડકામાં અને ખુલ્લી હવામાં બેસી રહે એ અમને ગમતું નથી. બધાં સગાંઓની વચ્ચે રહેવામાં શો વાંધો? ભલે એ સાધુ રહે એમનો બધો બંદોબસ્ત હું જાતે કરાવીશ. ઘેર રહેવું ન હોય તો માનામદુરામાં એક મહાત્માની સમાધિ છે ત્યાં રહી શકે છે. એમના ભોજનાદિનો ભાર હુ મારે માથે ઊઠાવી લઇશ હું ખાતરીથી કહું છું કે એમની તપશ્ચર્યામાં કોઇ જાતની અડચણ ઊભી થશે નહિ."

આવી વાતો પ્રત્યે બ્રાહ્મણસ્વામી બહેરા થઇ ગયા હતા એ તો પથ્થરની જેમ બેસી રહ્યા. નેલ્લિયપ્પય્યરે ચારપાંચ વાર કોશિશ કરી જોઇ પણ કંઇ વળ્યું નહિ આખરે એ ખૂબ જ નિરાશ થયા. છોકરાનું મગજ બગડી ગયું છે એમ સમજીને એ ઘેર પાછા ફર્યા અને પોતાના માણસોને ખબર આપી કે છોકરો તો જડ્યો પણ તે ઘેર આવવા રાજી નથી

અળગમ્માજીએ વિચાર કર્યો કે 'દૂખની પીડા તો મા જ જાણે હું જઇશ ને જોઉં છું કે મારો લાલ કેમ ઘેર નથી આવતો' માએ નાગસ્વામીને સાથે આવવા કહ્યુ નાગસ્વામીએ ઑફિસમાંથી રજા મળતા જ સાથે જવાનું કબૂલ કર્યું

બિચારી અળગમ્મા પુત્રઘેલી થઇ ગઇ હતી પ્રિયાની કોમળ ભુજાઓ પણ બુદ્ધદેવ તથા ચૈતન્ય મહાપ્રભુને બાંધી શકી ન હતી કૌશલ્યા જેવી માતાએ રામચંદ્રજીની જોડે વનવાસમાં જવાની આજીજી કરી છતા યે પુત્રની જોડે ન જ જઇ શકી ઇશુ ખ્રિસ્તે પોતાની માતાને જ પ્રશ્ન પૂછ્યો હતો

કે 'તું કોણ છે ?' આ બધી તત્ત્વની વાતો બિચારી બાળમનમાં ક્યાં જાણતી હતી ? એને તો માત્ર ભૂખની પીડાની જ ખબર હતી

બાળયોગીને આ રોગીનો ભય જ શાનો હોય ? એમને કોઈની જમીન પર રહેવાનું પસંદ ન હતું તેથી એ શંકરાચાર્યે પ્રતિષ્ઠિત કરેલા અરુણગિરિનાથના મંદિરમાં રહેવા જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા આ સમય સને ૧૮૯૮ના ઑગસ્ટ તથા સપ્ટેમ્બરનો હતો એ કોઈને પોતાની જોડે પણ રાખવા ઇચ્છતા ન હતા, બિલકુલ એકાંતમાં રહેવા ચાહતા હતા એટલે તેમણે પળનિસ્વામીને ચાલ્યા જવાનું કહી દીધું પળનિસ્વામી ચાલ્યા તો ગયા પણ સાંજ પડતાં જ પાછા ફર્યા અને બોલ્યા 'તું જ મારો પ્રાણ તને છોડીને ક્યાં જાઉં ?' બ્રાહ્મણસ્વામીને છોડીને પળનિસ્વામી એક ક્ષણ પણ રહી શકે તેમ ન હતું

નવા નિવાસમાં પણ બાળસંન્યાસી સ્થિર થઈ શક્યા નહિ એ રહેઠાણ એક અગ્રહારની નજીક હતું, એટલે લોકોની ભીડ રહેતી હતી આથી એમણે એક મહિનામાં જ એ મંદિર છોડી દીધું અને અરુણાચલેશ્વરના મંદિરના ગોપુરમોમાં રહેવા માંડ્યું પણ ભક્તોની ભીડને લીધે તેમને ભારે તકલીફ રહેતી હતી

અરુણાચળની ઉત્તરપૂર્વે 'પવળકુન્રુ' નામની એક ટેકરી છે એનું બીજું નામ પ્રવાલ પર્વત પણ છે કેટલાક લોકોનો એવો મત છે કે તે અરુણાચળ પર્વતનો એક ભાગ જ છે એ ટેકરી પર મહાદેવનું મંદિર છે, એક કુંડ, એક ગુફા અને નીચે એક મઠ પણ છે બાળયોગી એ મંદિરની ગુફામાં રહેવા ગયા જ્યારે પળનિસ્વામી સાથે હોય ત્યારે કંઈ તકલીફ રહેતી નહિ પણ એ ન હોય ત્યારે આપણા તપસ્વીકુમાર પોતે ટેકરી ઊતરીને ગામમાં જતા અને ભિક્ષા માગી લાવતા આ ભિક્ષાકાર્ય એ ભૂખના ત્રાસથી નહિ પણ માત્ર મજાની ખાતર કરતા હતા કેટલાયે લોકો એમને ટેકરી પર જ ભિક્ષા આપવા માટે આવીને ઊભા

નહોતા કોઇ કોઇ વાર એવું બનતું કે પૂજારી તપાસ કર્યા વગર જ મંદિરનો દરવાજો બંધ કરી દેતો અને બાળયોગી ગુફામાં પૂરાઇ જતા. આમ થતું ત્યારે કેટલીક વાર મંદિરના પગથિયાં પર બેસીને બાળતપસ્વીના દર્શનની રાહ જોતા બેસી રહેતા. આ ટેકરી પર બ્રાહ્મણસ્વામી છ મહિના રહ્યા હતા. આ અરસામાં એક એવી ઘટના બની કે જેને કારણે દુનિયાને એમના વૈરાગ્ય, જ્ઞાન, નિષ્ઠા આદિની જાણ થઇ.

ડિસેમ્બરની રજાઓના દિવસ હતા. નાગસ્વામીને લઇને અળગમ્મા અરુણાચળ આવી પહોંચ્યાં. ત્યાં તેમને ખબર પડી કે તેમનો પુત્ર પવળકુન્રુમાં રહે છે. બન્ને ત્યાં પહોંચ્યા. પુત્રનો વેશ નિરાળો હોવા છતાં માતાની આંખ છેતરાઇ નહિ. જોતાંવેંત અળગમ્મા પોતાના બેટાને ઓળખી ગયાં. પુત્રની આવી દશા જોઇને માતા ડૂસકે ડૂસકે રડી પડ્યાં અને તે પુત્રને ઘેર પાછા ફરવાની જુદી જુદી રીતે આજીજીઓ કરવા લાગ્યાં. પણ બાળતપસ્વી અડગ જ રહ્યા. એક શબ્દ સુદ્ધાં બોલ્યા નહિ.

અળગમ્માજીએ ઘણું કહ્યું. એમની વાતો સાંભળીને પત્થર પણ પીગળે. પણ તપસ્વીકુમારનો વૈરાગ્ય ન પીગળ્યો. જે માતાએ એમને દશ મહિના પેટમાં રાખીને જન્મ આપ્યો હતો, જેણે એમનું પાલનપોષણ કરવામાં કેટલીયે તકલીફો ઉઠાવી હતી એ માતાને રોતાં જોઇને પણ બાળતપસ્વીનું વજ્ર જેવું હૈયું પીગળ્યું નહિ. માતાએ સેંકડો વાતો કરી. કડવાં વેણ સંભળાવ્યાં, ઠપકો આપ્યો. પોતાના દુર્દૈવને વખોડ્યું. પોતાના દુર્ભાગ્ય માટે રડ્યાં. દરરોજ મીઠાઇઓ લાવી લાવીને પ્રિય પુત્રને ખવડાવી. છતાં યે તેમની એકેય યુક્તિ ફાવી નહિ. તપસ્વીકુમાર તો પત્થરની પ્રતિમા બની ગયા હતા. તે પોતાના નિશ્ચયમાંથી જરા યે ડગ્યા નહિ.

સંસારનાં બંધનોમાં માતાનો પ્રેમ અકાટ્ય છે. પુત્ર બધું કરી શકે છે પણ માનું દુઃખ તેનાથી જોઇ શકાતું નથી. બને કોઇ વાર માતાની વાત ઉડાવી દેવામાં આવે છતાં યે પુત્રને કયારેક પણ પોતાના એ કૃત્ય માટે

પસ્તાવો થયા વિના રહેતો નથી. પૃથ્વી પર જન્મ લેવાની ક્ષણથી મા જ પુત્રનું એકમાત્ર અવલંબન છે, એકમાત્ર ક્રીડાસ્થાન છે. પુત્રને સંતોષ આપનારી અને પુત્રની ચિંતા દૂર કરનારી માના ખોળાથી ચઢિયાતી એવી બીજી કોઈ ચીજ નથી. માને હાથે થોડું થોડું ખાઈને, એના શિક્ષણથી તૂટીફૂટી અને તોતડી વાતો શીખીને શિશુ માનવસમાજમાં સ્થાન મેળવે છે. કદી છોકરાથી કંઈ ભૂલ થઈ જાય તો મા તેની માફી આપે છે પણ પિતા માફી નહિ આપે. મા બાળકને ભૂખ્યો જાણીને ખવડાવે છે. શાસ્ત્રનું કથન છે કે 'न मातुः परं दैवतम्।' માતાથી ચઢિયાતું કોઈ દૈવત જ નથી. મુક્તિના માર્ગમાં માતાનાં આંસુ પહાડ બનીને ખડાં રહે છે. એટલે જ શાસ્ત્રોનું વિધાન છે કે માતાની રજા વિના કોઈએ સંન્યાસ લેવો નહિ. આ કારણથી જ શ્રી શંકરાચાર્યજી યુક્તિનો આશ્રય લઈને, શ્રી મધ્વાચાર્યજી ધમકી આપીને, ચૈતન્ય મહાપ્રભુ પ્રેમથી, આમ દરેક જુદી જુદી રીતે માતાની અનુજ્ઞા મેળવીને જ સંન્યાસી થયા હતા. ઘણા ભક્તોએ ભગવાનની માતૃભાવથી જ ઉપાસના કરીને એમના વાત્સલ્યને પ્રાપ્ત કર્યું છે.

એવી મા આજે નજર સામે રડી રહી હતી. એમની આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી. ડૂસકે ડૂસકે રડતી રડતી લાંબા નિસાસા ભરતી હતી. સ્ત્રીઓની પાસે એક અમોઘ પણ કોમળ હથિયાર છે તે છે આંસુઓની ધારા. આખરે તપસ્વીકુમાર માનો વિલાપ સહન કરી શક્યા નહિ. આથી તે ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા.

બીજે દિવસે પુત્રની શોધમાં અળગમ્માળ ફરી પાછાં આવ્યાં. એ સમયે બાળતપસ્વીની આસપાસ ભીડ જામી હતી. લોકોને બતાવીને મા કહેવા લાગ્યાં, 'મારો પુત્ર આવો મહાન છે છતાં મારી જોડે વાત પણ કરતો નથી." હાજર રહેનારાઓમાં પચ્ચયપ્પ પિલ્લૈ નામના એક સજ્જન હતા. તેમનાથી આ દૃશ્ય જોઈ શકાયું નહિ. એ બોલી ઊઠ્યા, "સ્વામીજી! માતાજી આટલાં ગરીબડાં થઈને વિલાપ કરી રહ્યાં છે તો તેનો જવાબ

તો આપો પ્રાર્થના કઈ તો કરો એક ગમે મોકલશો તેમાં કાંઈ આમ તૂટી પડવાનું નથી એ પણ નિયમ પૂરા થશે જો મૌનનો ભંગ થઈ જતો હોય તો કાગળ પર લખીને આપનો ઇરાદો જણાવો" સ્વામીજીને પિળ્ળૈજીની વાત વાજબી લાગી એટલે તેમણે કાગળ પર લખ્યું કે —

*"પ્રત્યેક જીવને કર્તા તેના પ્રારબ્ધ અનુસાર ચલાવે છે જે થવાનું નથી તે પ્રયત્નો કરવા છતાં યે થશે નહિ, જે થવાનું છે તે થયા વિના રહેશે નહિ આ જ સત્ય છે માટે ચૂપ રહેવું એ જ ઉત્તમ છે"*

કહે છે કે પુત્રના વૈરાગ્યથી દુઃખી થયેલી માને વિરાગી પુત્ર કપિલે વેદાંતનો ઉપદેશ આપીને ધીરજ આપી હતી પરંતુ બિચારા અળગમ્માળ દેવહૂતિની જેમ જ્ઞાનનો ઉપદેશ લેવાને તૈયાર ન હતા માતાજી! આપ શોક ન કરો ગમે તે થાય તો યે આપ શ્રીમહર્ષિના માતૃસ્થાને જરૂર રહેવાના છો એમના માતા હોવાને કારણે આપને એવું સ્થાન પ્રાપ્ત થશે કે જ્યાંથી પાછા ફરવું જ નહિ પડે માટે વ્યર્થ દુઃખી શા સારુ થવું જોઈએ?

પરંતુ પુત્રના પાગલ જેવા ઉપદેશને લીધે માતાને એટલું બધું દુઃખ થયું કે પોતાના પ્રયત્નો નિષ્ફળ થયા તેનું દુઃખ તેમને સાલ્યું નહિ હવે ઘેર પાછા ફરવા સિવાય બીજો કોઈ ઇલાજ ન હતો નાગસ્વામીની રજાઓ પણ પૂરી થવા આવી હતી હતાશ થઈને એ બિચારા પોતાનું હૈયું પથ્થર જેવું કરી પરાણે અરુણાચલ છોડીને વિદાય થયા

વૈરાગ્યની નિષ્ઠાનો આજે વિજય થયો જ્ઞાનની જ્યોતિએ આજે અંધકારનો ચારે બાજુથી નાશ કર્યો પ્રલોભન ધર્મનો સ્વાંગ ધરીને જ્યારે સામે આવે ત્યારે તેને જીતવું મુશ્કેલ થાય છે આવી અગ્નિપરીક્ષામાંથી શ્રી રમણભગવાનની આત્મનિષ્ઠા ઉત્તીર્ણ થઈ ખરા સોનાની જેમ ચમકી ઊઠી

**जय जय श्रीरमण । जयतु ते सत्वम् ।**

# પ્રકરણ બારમું : અવતાર

આ પ્રકરણ ખાસ કરીને આસ્તિક હિંદુ જીજ્ઞાસુઓ માટે છે. અવતાર ખંડ પૂરો થવા આવ્યો છે એટલે અત્રે શ્રી રમણ ભગવાનને અવતાર તરીકે સિદ્ધ કર્યા વિના ખંડની સમાપ્તિ કરી દેવી ઉચિત નથી.

અવતારનો શો અર્થ? ભગવાનની એક કળા કોઇ પ્રયોજનનો આધાર લઇ આ દુનિયામાં એક રૂપ ધારણ કરે છે, જે બધાની ચર્મ-ચક્ષુઓ વડે જોઇ શકાય છે. આ પ્રમાણે એ કળા પૃથ્વી પર અવતીર્ણ થાય છે. એક ક્ષણને માટે પણ જો અવતાર થાય તો યે કોઇ ઉપાધિની જરૂર તો રહે જ છે. અવતારના કાળ આદિની સીમાઓ અનુસાર એ કળાઓનાં વિવિધ નામો પડે છે.

કોઇ એક જ પ્રયોજન માટે, એક જ કાર્ય માટે ભગવત્તત્ત્વનો એક અંશ કોઇ ઉપાધિમા અર્થાત્ મનુષ્યના શરીરમા અવતીર્ણ થાય તો તેને 'આવેશ' કહે છે કાર્ય પૂરૂ કરવામા કદાચ થોડો વખત લાગે તો યે તેને 'આવેશ' કહે છે. આનુ ઉદાહરણ પરશુરામજી હતા. દેહ પડવાની વેળા સુધી કળા ઉપાધિમા રહે તો જ તે સાચો અવતાર કહેવાય આનું ઉદાહરણ શ્રીરામ હતા

કળાની વિશિષ્ટતા અને માત્રાની દૃષ્ટિએ, અવતારના પૂર્ણ અને અંશના ભેદવાળા બે પ્રકાર હોય છે શ્રીરામને અંશાવતાર અને શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર કહે છે. શ્રીરામ આદિએ પ્રભુધર્મનો આશ્રય લઇ દુષ્ટોનું દલન તથા સંતોનું રક્ષણ કરવા માટે અવતાર લીધો હતો. બુદ્ધદેવ, દક્ષિણામૂર્તિ, શ્રીશંકરાચાર્ય, ચૈતન્યપ્રભુ આદિ ઉપદેશ આપવા માટે અવતરિત થયા હતા.

એવો કોઇ નિયમ નથી કે જન્મથી જ ઉપાધિમા ભગવાનની કળાનો અશ હોય ચૈતન્ય પ્રભુમા જન્મથી ભગવદ્દશાની સ્ફૂર્તિ ન હતી

આપણામા યે ભગવાનની કળા છે યોગીઓમા આપણા કરતા કળાનો અધિક પ્રકાશ છે ત્યારે શુ આપણે પણ અવતાર છીએ? બેશક, આપણે યે અવતાર છીએ પરતુ જ્યા સુધી ભગવાનની કળા સ્પષ્ટપણે અધિક માત્રામા ભાસમાન થાય નહિ ત્યા સુધી તેને અવતારનુ નામ આપી શકાય નહિ બીજી વાત એ છે કે એ પ્રકાશ પણ અલૌકિક હોવો જોઇએ એટલે કે એની સ્ફૂર્તિમા ક્રમિક વિકાસ માટે સ્થાન જ નથી જ્યારે એ કળા અદરથી એટલે કે આનદમય, વિજ્ઞાનમય, મનોમય અને પ્રાણમય કોશોને વટાવીને અન્નમય કોશમા એક વાર ખીલી ઊઠે છે ત્યારે એ ઉપાધિવિશિષ્ટ ચૈતન્યને અવતાર કહેવામા આવે છે

લોકોનુ કહેવુ છે કે ભગવાન શ્રી રમણમહર્ષિ સ્કદ એટલે કાર્તિકસ્વામીનો અવતાર હતા કલિયુગમા પ્રથમ કુમારિલ ભટ્ટ, બીજો જ્ઞાનસબધર અને ત્રીજો શ્રી રમણ ભગવાનરૂપે એવા ત્રણ અવતાર એમના થયા હતા આ જ સિદ્ધાન્ત છે બધા પ્રમાણોમા આપ્તવાક્યનુ પ્રમાણ બલિષ્ઠ છે ગણપતિ મુનીન્દ્રે આ જ વાત કહી હતી આર્ષ નાડીગ્રથોમા પણ આમ જ લખ્યુ છે બાકીનુ અનુમાન છે આ સિદ્ધાન્ત પર પર્યાલોચનાના કારણો નીચે આપ્યા છે –

૧ શ્રી રમણભગવાનને પ્રત્યગ્દૃષ્ટિ અચાનક પ્રાપ્ત થઇ હતી અને તે પણ અલૌકિક રીતે તે આ જન્મની કોઇ તપશ્ચર્યાનુ ફળ ન હતુ પણ પૂર્વ સસ્કારોનુ ફળ હતુ એ અનુભૂતિ જન્મથી પણ ન હતી

૨ પ્રત્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થતા વેંત મહર્ષિજીએ પોતાને, શરીરથી અનગ અથવા ભિન્ન એવો આત્મા સમજી લીધા

૩ ત્યાર પછી બે મહિનાના ટૂક અરસામા એમને સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો સાધુઓમા આવી વાત ન કોઇ વખત જોવામા આવી છે કે ન સાભળવામા આવી છે

૪ સગુણ બ્રહ્મના સાક્ષાત્કાર (જ્યોતિના દર્શન) ના વેગની સામે સાધારણ યોગી ટકી શકતો નથી શ્રીકૃષ્ણના અવતાર ગણાતા મહાપ્રભુ ચૈતન્ય અને રામકૃષ્ણ પરમહંસદેવ એ બન્નેના શરીર જ્યોતિના આઘાતથી વિરામ થઇ જતા હતા એનાથી યે પર જે દશા છે તેમા કોઇ અચાનક પહોંચી જાય તો શરીર પડી જાય છે આ વાતની યાજ્ઞવલ્ક્યને ખબર હતી એટલે તો એમણે કહ્યુ હતુ કે 'હે ગાર્ગી! તુ હવે વધારે પડતુ કશુ ન પૂછીશ' એ જાણતા હતા કે ગાર્ગીનુ શરીર એ શક્તિના પ્રભાવને સહી શકે તેમ ન હતુ, એટલે તેમણે એમને એ પ્રશ્ન પૂછવાની મનાઇ કરી હતી પણ શ્રી રમણ ભગવાનનુ શરીર વિનષ્ટ થયુ ન હતુ. એમનુ ચિત્ત એમને વશ હતુ આ પ્રમાણે રહેવુ એ અવતાર સિવાય બીજા સર્વને માટે દુસ્સાધ્ય છે

૫ 'બ્રહ્માત્મૈક્ય'ની ભાવના નિર્વિકલ્પ સમાધિમા જ રહે છે પરમહંસદેવનુ કથન છે કે નિર્વિકલ્પ સમાધિમા પહોંચ્યા પછી ૨૧ દિવસથી વધારે વખત શરીરનુ ટકી રહેવુ અસંભવિત છે છઇ પણ ધર્મગ્રંથમા આવા યોગી ૨૧ દિવસથી વધારે વખત જીવતા રહ્યાનુ પ્રમાણ છે જ નહિ માટે શ્રી રમણ ભગવાનના અવતારે વિષે કોઇ સંદેહ જ રહેતો નથી

૬ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની દશાઓને પાર કરી તુરીયાવસ્થામા પહોંચવુ ઘણુ જ મુશ્કેલ ગણવામા આવે છે સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો હોય તો તે સમાધિમા થઇ શકે છે ખરો પણ નિર્વિકલ્પ સમાધિ જેમા દૃગ-દૃશ્યનો ભેદ રહેતો નથી તેમા પ્રવેશ કરવો કઠિન છે તેને પ્રાપ્ત કરી એ અવસ્થાને સહજ અવસ્થા બનાવી લેવી એ વળી એનાથી દુસ્સાધ્ય છે શંકરાચાર્ય આદિને પણ એ દશામા રહીને વ્યવહાર ચલાવવો અસંભવિત લાગ્યો હતો સમાધિ પૂરી થયા પછી જાગ્રત અવસ્થામા જ એ લોકોએ પોતાનો વ્યવહાર ચલાવ્યો હતો જીવન્મુક્તિની દશાનુ એમને

માત્ર અનુમાન જ હતું પરંતુ એમને તેની અનુભૂતિ રહી હતી કે નહિ એ વિવાદગ્રસ્ત છે જનક પણ એવા હતા કે નહિ એ કહી શકાતું નથી જનકના સંબંધમા મોટમોટા આચાર્યોને પણ શંકા થઇ હતી કે એ મુક્ત હતા યા નહિ શ્રીકૃષ્ણ ભગવાન વિષે કોઇને પ્રશ્ન જ નથી શરીરપાત થતા સુધી એમણે સોહમની ભાવનાપૂર્વક વ્યવહાર કર્યો હતો એવુ સામર્થ્ય કોઇ અવતારી પુરુષ જ ધરાવી શકે છે શ્રી રમણભગવાન પણ એ જ પ્રકારે 'સોહમ'ની ભાવનાપૂર્વક દરરોજ વ્યવહાર કરતા હતા. તો પછી એ અવતાર હતા એ હકીકત માટે કોઇ પ્રમાણની જરૂર જ શાની રહે ?

૭ શંકરાદિ શ્રેષ્ઠ યોગીઓને પણ માતાની અનુજ્ઞા ન લેવાની બાબત આડખીલીરૂપ નીવડી હતી પણ ભગવાનના જીવનમા, માતાની આજ્ઞા ન લેવાન્હતાંયે એવી કોઇ આડખીલી ઊભી થઇ ન હતી આમ છતા રમણ ભગવાનના અવતાર પરત્વે કોઇને શંકા રહેતી હોય તો તે શાસ્ત્રોની અને આપ્ત વાક્યોની વિરુદ્ધ છે એ કાર્તિકસ્વામીના અવતાર હતા એ હકીકત માટે નીચે મુજબના પ્રમાણ છે –

૧ ગણપતિ મુનીદ્રનુ કથન અને નાડી ગ્રથોનુ પ્રમાણ

૨ ગણપતિજીએ કહ્યુ છે કે જ્યારે મહર્ષિ પચ્ચેયમ્મનના મંદિરમા હતા ત્યારે છ વર્ણવાળા છ તારાઓએ એક રેખારૂપે એમને ઘેરી લીધા હતા અને એ એક જ્યોતિના સમુદ્રમા તરી રહ્યા હતા

૩ જે લોકો શ્રી રમણ ભગવાનને કાર્તિક સ્વામી માનીને સ્કંદ મહામંત્રની ઉપાસના કરે છે તેઓને તેનુ ફળ મળેલુ જોવામા આવ્યુ છે શ્રી રમણાષ્ટોત્તરમા શ્રી રમણને કાર્તિકેયના અવતાર કહ્યા છે જેઓ એ રૂપે એમની પૂજા કરે છે તેમની મનકામનાઓ સફળ થતી રહી છે.

૪ શૈવ સંપ્રદાયના બધા લોકો જ્ઞાનસંબંધરને કાર્તિકેયનો અવતાર માને છે. જે સ્થળે સંબંધરજીને જ્યોતિના સ્વરૂપમા સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો તે જ જગ્યાએ અને એટલી જ ઉમ્મરે શ્રી મહર્ષિને પણ

જ્યોતિના દર્શન થતા હતા સબધેર વાસિષ્ઠ હતા, મહર્ષિજી પણ વાસિષ્ઠ હતા

૫ સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થતા પછી તરત જ બધા ભાવોદ્રેકોનો નાશ થતો નથી દરેક ભક્તના ચરિત્રમા ક્ષણનાર માટે ઈશ્વરના દર્શનની પ્રાપ્તિ, એમનો વિરહ, એમને માટે પરિતાપ અને એમની પુન પ્રાપ્તિ એવો ક્રમ જોવામા આવે છે પછી ઇશ્વર અને ભક્ત બન્ને આખમીચામણીની રમત રમે છે આ જ કારણથી ભક્ત સન્દાસજીએ કહ્યુ હતુ કે –

બાહ છુડાયે જાત હૈ, નિર્બલ જાનિ કે મોહિ,
હિરદૈ સોં જબ જાય હૌ, મરદ બદૌગો તોહિ

શ્રી રમણદેવની વાત અનોખી હતી અરુણાચલ મહાદેવના દર્શન કરતા જ બધો યે ભાવાવેગ ગેબ થઇ ગયો તેણે પાછુ માથુ ઊંચક્યુ જ નહિ. એ સબધરના રૂપમા હતા ત્યારે જ તેમના ભક્તિમાર્ગમા પહેલા ભાવોનો આવેગ ઊઠીને પછી નષ્ટપ્રાય થયેલો હોવો જોઇએ નહિ તો આ અવતારમા બન્યુ તેમ થવુ અસભવિત છે સબધરજીની અનુભૂતિનો અન્ત એ જ શ્રી રમણમહર્ષિની અનુભૂતિનો આરભ છે

૬ જો પૂર્વજન્મનો કોઇ સબધ જ ન હોય તો અરુણાચલેશનુ નામ સાભળતા જ શ્રીમહર્ષિ શી રીતે ભાવાવેગમા ડૂબી ગયા હતા ?

૭ જ્યારે એમને ખબર પણ ન હતી કે અરુણાચલ કઇ ચીજનુ નામ છે ત્યારે સુદ્ધા એમને એના તરફ પિતૃભાવ શી રીતે પેદા થયો હતો ? 'પિતાજીની આજ્ઞાનુસાર એમને ત્યા જઉં છુ' એમ શા માટે લખ્યુ હતુ ? ખ્રિસ્તી નિશાળમા આ પિતૃભાવનાની એમને પ્રાપ્તિ થઇ ન હતી પુરુષરૂપનુ ભાન હોય ત્યારે જ પિતૃભાવના હઇ શકે ને ? અહીં પહોચવા પહેલા 'અરુણગિરિ'ના રૂપની કોઇ ભાવના જ એમને ન હતી, માટે સિદ્ધ થાય છે કે પિતૃભાવના પૂર્વજન્મનુ સ્મરણમાત્ર હતુ.

ઉપર આપેલી યુક્તિઓમાંનો સમષ્ટિરૂપે વિચાર કરીએ તો મહર્ષિજીને કાર્તિકેયના અવતાર માનવામાં કોઇ મુશ્કેલી જણાતી નથી

શ્રી રમણદેવનો અવતાર દુર્ગાના દમન માટે થયો ન હતો, કિન્તુ ઉપદેશ આપવા માટે જ એમનો અવતાર થયો હતો અહીં પ્રશ્ન એ ઊભો થાય છે કે આ અવતારનું ખાસ પ્રયોજન શું હતું ?

આ પ્રશ્નનો જવાબ આ પ્રમાણે આપી શકાય ઉપનિષદોનો 'सर्वं खल्विदं ब्रह्म' નો સિદ્ધાંત આચરણમાં ન રહ્યો ત્યારે બુદ્ધાવતારની જરૂર ઊભી થઇ 'સમતા જ્ઞાનીઓનું લક્ષણ છે, અમે જ્ઞાનશૂન્ય છીએ એટલે સમતાનું આચરણ થઇ શકે તો પણ અમારે માટે તે ગ્રાહ્ય નથી', એવા વિચારવાળા લોકોને માટે બુદ્ધદેવનો ઉપદેશ હતો એમના શિષ્યોએ 'सर्वं, शून्यम् शून्यम् ।' કહીને બ્રહ્મસ્થિતિની પુનઃ સ્થાપના કરવાની મહેનત કરવા માંડી ત્યારે જ શ્રી શંકરાચાર્યની આવશ્યકતા ઊભી થઇ. એ પ્રત્યક્ષપણે બૌદ્ધોની જોડે ઝઘડ્યા ન હતા તેમણે કહ્યું 'જે દેખાય છે તે બધું શૂન્ય જ છે, ભ્રમ છે વિકલ્પ જ છે પણ તેનું ભાન સદ્‌વસ્તુમાં, બ્રહ્મપદાર્થમાં થઇ રહ્યું છે' આ ભાન થવું યથાર્થ નથી એ બ્રહ્માત્મૈક્ય ભાવનાના આચરણમાં ઉપયોગી નથી એ કેવળ પોથીમાંનું રીંગણું બની જાય છે આથી વેદાંત કેટલા યે વિવાદોનું આસ્પદ બન્યું છે શ્રી શંકરાચાર્યે જગત્ અથવા વિશ્વ વા દૃશ્યની વિવેચના કરીને બ્રહ્મૈકસત્તાની સ્થાપના કરી હતી આત્મા, વિશ્વ દૃષ્ટાની ઉપાસનાનો શો માર્ગ છે એ તેમણે પ્રતિપાદન કર્યું ન હતું, એટલે એમના ઉપદેશમાં ન્યૂનતા રહી ગઇ હતી એની પૂર્તિ માટે બોધકના એક અવતારની આવશ્યકતા જણાઇ આ પ્રમાણે શ્રી શંકરના કાર્યની પૂર્તિ કરવી એ જ શ્રી રમણ ભગવાનના અવતારનું પ્રયોજન હતું

બુદ્ધભગવાને પ્રતિપાદિત કરેલા સમતાના પ્રધાનધર્મને શ્રી મહર્ષિજીએ જ્ઞાનીઓનું લક્ષણ જણાવ્યું આટલેથી જ એ અટક્યા ન હતા પણ

તેમણે એમ પણ કહ્યુ હતુ કે લક્ષણનુ સાધન જ લક્ષ્યનુ સાધન છે સાધક દશામા જે લક્ષ્ય હોય તે સિદ્ધ દશામા લક્ષણ બની જાય છે સિદ્ધ દશાનુ લક્ષણ, સાધક દશાનુ લક્ષ્ય બને છે માટે સિદ્ધ દશાનુ લક્ષણ જેટલી હદ સુધી આચરણમા લાવી શકાય તેટલુ લાવવુ જોઈએ

શ્રી શંકરાચાર્યજીની પ્રામાણ્યતાનો શ્રી મહર્ષિજીએ સ્વીકાર કરી, તેમની જેમ જ દૃષ્ટા-દૃશ્ય વિવેક કર્યો એટલુ જ નહિ પણ પોતાની પદ્ધતિ પ્રમાણે આત્મવિવેકનો તથા વસ્તુવિવેચનનો પણ ઉપદેશ કર્યો

ઉપનિષદનુ કથન છે, पूर्णमद, पूर्णमिदम् । મહર્ષિજીનો ઉપદેશ છે, " नाऽसत्य चिन्तयेद्विश्वम् । न वा स्वस्य तदयताम् ।"

આ બધી વાતોની સમીક્ષા હવે પછીના 'અનુગ્રહ ખંડ'મા કરીશુ

શ્રી રમણ મહર્ષિ શંકરાચાર્યની ભાવનાનુ પ્રત્યક્ષ ઉદાહરણ હતા તેમણે દુનિયાને બતાવી આપ્યુ હતુ કે તુરીયાવસ્થાની પ્રાપ્તિ થઈ શકે છે અને થાય છે એનુ પ્રમાણ એમનુ પોતાનુ જીવન જ હતુ જગતના ઉદ્ધાર માટે એમણે માનવ શરીર ધારણ કર્યું હતુ અને અધિકારીઓની યોગ્યતા અનુસાર એ અનુગ્રહ કરતા હતા એ બધી અનુગ્રહની વાતો હવે પછીના 'અનુગ્રહ ખંડ'મા આપી છે ૧

અહલ્યાજીના શાપની કથા અને અન્યથા નહિ સમજાય એક જોતા એ કથાનુ રહસ્ય અનોખુ છે પ્રજાપતિએ ગંગાના અંગ કાન્તિમાનને શાપ આપ્યો કાન્તિમય વિજ્ઞાનમય છે એને એમણે શાપને દીનદુઃખી દલિતોના ઉદ્ધારનુ સાધન બનાવ્યુ પહેલા અવતારમા મંત્રદ્રષ્ટા ઋષિઓના સાક્ષાત્કારના પ્રમાણભૂત વેદોમા વાચ્યરૂપે પ્રતિપાદિત થયેલા તથા સાધારણ જનતાને ખૂબ જ સુગમ જણાતા કર્મમાર્ગનુ પ્રતિપાદન કર્યું બીજા અવતારમા એમણે વાત્સલ્યમય ભક્તિસ્રોતને વહાવી દીધો, જે ભક્તિઓને જ

લક્ષ્ય હતો. આખરના અવતારમાં સર્વનું પર્યવસાન જે આત્મનિષ્ઠા છે, જે સહજસ્થિતિ છે, એનો જ ઉપદેશ કર્યો.

દ્વાપરયુગ માટે શ્રી કૃષ્ણચંદ્ર હતા તો આ યુગને માટે શ્રી રમણદેવ હતા ચાલો પાઠકો !- આપણે એમની અનુગ્રહલીલાનું પાન કરીએ.

આ ખંડની સમાપ્તિ માતાની આજ્ઞાનો ઇનકાર કરી, લોકાનુગ્રહની ખાતર મહર્ષિજીએ અરુણગિરિ પર રહેવાનો નિશ્ચય કર્યો એ ઘટનાથી થાય છે. અવતારના પ્રયોજનની સિદ્ધિની ગણના પ્રથમ હોઇ, તે અહીં સિદ્ધ થાય છે.

यच्चिन्ता स्थिरमुक्त्यै ब्रह्मैतद्रमणारव्यम् ।
मामावृत्य समन्तादानन्दे निदधातु ॥

**અર્થ : જેનું ધ્યાન ધરવાથી સ્થિર મુક્તિ મળે છે એવું રમણરૂપી બ્રહ્મ મારામાં વ્યાપી જઇ મને આનંદમાં ગર્ક કરી દે.**

— ગુરુગીત શ્લોક ૧૬

# શ્રી રમણચરિતામૃત

---

## બીજો ખંડ : અનુગ્રહ

---

### પ્રથમ ભાગ : અચલ તાંડવ

विरूपाक्षिगुहावासो विराजदचलाकृतिः ।
उद्दीप्तनयनः पूर्णो रचिताचलताण्डवः ॥
गभीरः परमाचार्यः सुप्रसन्नोऽभयप्रदः ।
दक्षिणास्यनिभो धीरो दक्षिणाभिमुखः स्वराट् ॥

વિરૂપાક્ષિ ગુફામાં વાસ કરનાર, અચલ મૂર્તિરૂપે વિરાજનાર, તેજસ્વી નયનોવાળા, પૂર્ણ, અચલ તાંડવ રચનાર, ગંભીર, પરમાચાર્ય, સુપ્રસન્ન, અભયદાન દેનાર, દક્ષિણામૂર્તિ પ્રભુ, ધીર, દક્ષિણાભિમુખ આત્મનાથને (નમસ્કાર હો.)



ત્યાગૈકમૂર્તિ, ધરતા જનરંજનાર્થ
આ દંડ દક્ષિણ, કમંડલુ વામ, હસ્તે

# પ્રકરણ પહેલું : ગિરીશ

"આ માત મારી" કહી પાર્વતીના ઉછંગે
બેઠા ગણેશ નિરખી તવ સુબ્રહ્મણ્યમ્!
આપે ય "તાત મમ આ" કહી શંભુ અંકે
બેઠા જઈ, શિવજીએ બહુ લાડ કીધા

— રમણગીતા અ ૧૮—શ્લો. ૬

લગભગ સને ૧૮૯૯માં શ્રી રમણસ્વામીએ પ્રવાલ પર્વત (પવળકુન્ર) છોડીને અરુણાચલ પહાડને જ પોતાનું રહેઠાણ બનાવી દીધું. સહજ સ્થિતિ પ્રાપ્ત થતાં પુત્ર પોતાના સહજ સ્થાનમાં એટલે કે પિતાની ગોદમાં બિરાજે એ જ ઉચિત ગણાય ને?

અરુણગિરિ શહેરની પશ્ચિમે આવેલો છે. મંદિરના પશ્ચિમ ગોપુરમની પાસે પહાડ પર ચડવાના પગથીઆ બનાવેલા છે. ત્યાંથી થોડે પહાડ પર ચઢે તો બન્ને બાજુએ એવી કેટલીયે ગુફાઓ દેખાશે કે જે તપશ્ચર્યા માટે અનુકૂળ ગણી શકાય. અહીં વૃક્ષોની કેટલીયે ઝાડી છે અને અને ચારે બાજુ ઘેરી છાયા પ્રસરી રહી છે. આ ઝાડીઓ ક્યાંક ક્યાંક એવી ઘેરી છે કે તે ઉપવન જેવી લાગે છે. પહાડ પર ચડતાં ચડતાં ચારે તરફ નજર દોડાવીએ તો અરુણાચલેશ્વર મહાદેવનું મંદિર, તેની પૂર્વે શહેર, શહેરની પૂર્વ બાજુએ એક તળાવ (આને ઇન્દ્રતીર્થ અથવા અય્યંકુલમ કહે છે) તેની ચારે બાજુ મોટાં ખેતરો, બાગબગીચા, દૂર ક્ષિતિજ પર આકાશ તથા પૃથ્વીને જોડી દેતી પર્વતની હારમાળા. આ બધું આંખને મોહિત કરી દે છે. એટલા માટે પ્રકૃતિની સુંદરતાના ઉપાસક પોતાના દિવસના કામકાજથી થાક્યા પછી આ પહાડ પર ચઢીને વનની સરેન

ગાઢ કરી મજા લૂટે છે પરમાત્માના ધ્યાનમા મગ્ન રહેનાર પણ આ પહાડને પોતાનુ રહેઠાણ બનાવે છે અને એકાતમા બેસીને ચારે તરફના સૃષ્ટિસૌંદર્યની ખૂબી પર વારી જાય છે અને જે પરમાત્માએ એ બધુ જગતમા સર્જ્યુ છે તેની અનત વિભૂતિઓના ધ્યાનમા લીન થઇ જાય છે કોઇ ભક્તે ઠીક જ કહ્યુ છે કે, "મારા પિતાના અનેક મહેલો છે તેમાના ગમે તે મહેલમા હુ જાઉ તો મને કોણ રોકનાર છે?" આ વાત અહીની પહાડી ગુફાઓને બરાબર લાગુ પડે છે

**સદ્‌ગુરુ સ્વામીની ગુફા :** રસ્તામા પહાડની તળેટીમા જ સૌથી પહેલી જે ગુફા છે, તે પહેલા રહેવાલાયક ન હતી તો યે કોઇ લોકો તેમા રહેતા હતા એક વખત તેમા એક ભિક્ષાચારી સાધુ રહ્યા હતા તેમની યાદગીરીમા આ ગુફાનુ નામ સદ્‌ગુરુ સ્વામીની ગુફા રાખવામા આવ્યુ

આ ગુફાથી થોડે ઉપર એક મદિર છે, જેનુ નામ 'ગુહ નમ શિવાય' છે આ પણ એક પ્રકારની ગુફા જ છે લોકો તેને મદિર જ ગણે છે

**વિરૂપાક્ષિ ગુફા :** ઉપર ચડતા 'વિરૂપાક્ષિ ગુફા' આવે છે પહાડ પરની બધી ગુફાઓમા આ ગુફા ઘણી મશહૂર છે ગિરિ પર ચડ્યા તે દિવસથી શ્રી રમણદેવ આ જ ગુફામા રહેવા લાગ્યા હતા આ ગુફાનો આકાર ૐકાર જેવો છે જ્યારે તેમા હવા જોરથી પ્રવેશે છે ત્યારે તેમા ૐકારનો નાદ સભળાય છે તેમા વિરૂપાક્ષિદેવ નામના એક સિદ્ધ પુરુષની સમાધિ છે, જેના પરથી તેનુ આ નામ પડ્યુ છે તેની માલિકી વિરૂપાક્ષિ સ્વામીના સપ્રદાય વાળા લોકોની છે જ્યારે શ્રી રમણદેવ પહાડ પર પહોચ્યા ત્યારે તે ગુફાની માલિકી વિષે એક મુકદ્દમો ચાલતો હતો ગુફાને સાફસૂફ રાખવાનુ ખર્ચ ત્યાં આવતા સજ્જનોના દાનમાથી નીકળતુ હતુ પણ આ આવક નહિ જેવી જ હતી, એટલે મુકદ્દમો લડતા બન્ને પક્ષોમાથી એકેનુ તેના પ્રત્યે ઠીક લક્ષ પણ ન હતુ આથી જેને ગમે તે ગુફામા રહી શકતુ હતુ કોઇ રોકનાર ન હતુ

ગુહનમઃશિવાય પહેલાં તો શ્રીશૈલ પર રહેતા હતા. વીર શૈવોમાં એ પ્રસિદ્ધ ભક્ત ગણાતા હતા. તેમની ઇચ્છા અરુણાચલ જવાની થતાં, એ વિરૂપાક્ષિદેવ નામના એક ભક્તને સાથે લઇને, ઉત્તર તરફ ભ્રમણ કરતાં કરતાં તથા રસ્તામાં અજબ ચમત્કારો બતાવતાં બતાવતાં અરુણાચલ આવી પહોંચ્યા, જ્યાં બન્ને જુદી જુદી ગુફાઓમાં રહેવા લાગ્યા. એ બન્નેનાં નામ પરથી ગુફાઓનાં ઉપરોક્ત નામો પડી ગયાં. બન્ને ગુફાઓમાંથી વિરૂપાક્ષિ ગુફા જ અધિક રહેવાયોગ્ય છે.

**આમ્રગુફા :** વિરૂપાક્ષિ ગુફાની ઉત્તર દિશામાં 'મુલૈપાલતીર્થ (સ્તન્ય તીર્થ)' છે, તેની પાસે એક આંબો છે, જેની નીચે એક ગુફા છે. ઝાડના નામ પરથી ગુફાનું નામ 'આમ્રગુફા' પડી ગયું, ત્યારથી તે એ જ નામે ઓળખાય છે.

તે વખતે આમ્રગુફા શ્રી મહર્ષિના રહેઠાણને લાયક ન હતી. કેટલાક દિવસ વીત્યા પછી યોગમાર્ગના પ્રેમી શ્રી ગંગાચાર્ય નામના એક સજ્જને પોતાના ભાઇ રામાનુજાચાર્યની જોડે ત્યાં આવી ગુફા પર પડેલા મોટા પથ્થરને કોતરાવીને પોકળ કરાવી ગુફાને પહોળી બનાવરાવી. આગલા ભાગમાં એક નાની દિવાલ પણ બંધાવી અને તેમાં એક દરવાજો મુકાવી તાળું લગાડવાની ગોઠવણ કરી. આ પ્રમાણે એ ગુફાને રહેવાયોગ્ય બનાવવામા આવી હતી. ઉનાળામા વિરૂપાક્ષિ ગુફાની અંદર હવા આવતી નથી. અંદર પણ ગરમી વધારે રહે છે. પાણીનો બંદોબસ્ત પણ કંઇક મુશ્કેલીથી થાય છે. મુલૈપાલ તીર્થની વાત એવી નથી. તેમાં સદા મીઠું પાણી ભરેલું રહે છે. લોકોની માન્યતા છે કે ગુહ નમઃ શિવાલયની પાસે આવેલું 'પાદતીર્થ' શ્રી શંકરના અંગૂઠાની ઠેસથી પેદા થયું છે, અને 'મુલૈપાલ તીર્થ'ને લોકો અંબિકાજીનો પ્રસાદ માને છે.

*સ્કંદાશ્રમ: આમ્રગુફા અને વિરૂપાક્ષિ ગુફાથી કંઈક વધારે ઊંચે ચઢવાથી શ્રી સ્કંદાશ્રમ આવે છે તેની પાસે પાણીનું એક ઝરણું વહે છે એક નાનકડો બાગ છે, જેમાં આંબા અને નાળિયેરીઓ છે આ આશ્રમ પહાડનું હૃદય હોય એવો લાગે છે શહેરમાંથી આ આશ્રમ નજરે પડે છે ને બહુ સુંદર છે. ત્યાં રસોઈ કરવા માટે એક અને રહેવા માટે એક એમ બે ઓરડીઓ છે પાસે બે ઓસરીઓ પણ છે

શ્રી સ્કંદાશ્રમ, વિરૂપાક્ષિ તથા આમ્રગુફામાં શ્રી મહર્ષિ મોસમ અનુસાર વારાફરતી રહેતા હતા છતાં યે એમનું મુખ્ય રહેઠાણ વિરૂપાક્ષિ ગુફા જ હતું એ ગમે ત્યાં રહે તો પણ પળનિસ્વામી એમની છાયાની માફક જોડે જ રહેતા હતા આહારના પદાર્થો પહાડ પર જ મળી રહેતા દિવસે દિવસે ભક્તોની સંખ્યા વધતી જ ચાલી કોઈ ને કોઈ બહારગામથી આવી જઈ, શ્રી મહર્ષિને ભિક્ષા આપી દેતું હતું આ સિવાય જ્યારે પણ જરૂર પડતી ત્યારે પળનિસ્વામી ગામમાં જઈને ભિક્ષા માગી લાવતા

**કીડીમંકોડા:** શ્રી મહર્ષિ પહાડ પર રહેતા હતા તે વખતે કીડી-મંકોડાનો ભારે ઉપદ્રવ હતો પણ તેમના તરફથી એ જંતુઓને કોઈપણ જાતની તકલીફ આપવામાં આવતી નહિ એ કહેતા કે 'આ તેઓનું ઘર છે, આપણે તો કેવળ મહેમાન છીએ તેઓને હેરાન કરવાનો આપણને હક્ક જ નથી' શ્રી મહર્ષિ આ બાબતને એટલી હદ સુધી માનતા હતા કે તેમણે વીંછીઓ તથા સાપોને સુદ્ધાં કોઈપણ જાતની તકલીફ આપી ન હતી વીંછીઓએ એમને ત્રણ વખત ડંખ માર્યો હતો પણ એમને ઝેર ચડ્યું ન હતું કદાચ એમનું શરીરતત્ત્વ જ એવા પ્રકારનું હતું કે ઝેર ચડે નહિ સાપોએ એમને કોઈ જાતની ઈજા કરી ન હતી

* આ આશ્રમ ભગવાન શ્રી રમણ મહર્ષિએ પોતે સ્થાપેલો કહેવાય છે ત્યાં ગયા પછી પાસે પાણીનું એક ઝરણું ફૂટી નીકળ્યું જેને ભક્તોએ પહોળું બનાવીને, તેની પાસે આશ્રમની સ્થાપના કરી હતી

એક દિવસ રકદાશ્રમમા એક સાપ આવી લાગ્યો તે વખતે શ્રી મહર્ષિના માતાજી ત્યા જ હતા હતા એ ખૂબ જ ગભરાઇ ગયા શ્રી મહર્ષિ શાતિપૂર્વક સાપની નજીક ગયા ક તરત સાપ ત્યાથી ચાલ્યો ગયો તે બે પત્થરોની વચ્ચે ભરાઇ ગયો અને ત્યાથી ફેણ ફેલાવીને શ્રી મહર્ષિ તરફ સ્થિર દષ્ટિએ જોવા લાગ્યો મ ર્ષિજી પણ એકી ટસે એના સામુ જોઇ રહ્યા આ પ્રમાણે આ સમોહન ક્રિયા થોડો વખત ચાલુ રહી એટલે શ્રી મ ર્ષિની સહૃદયતામા સાપનો વિશ્વાસ બેસી ગયો એ એમની પાસે આવવા લાગ્યો અને એમના પગ સુધી આવી લાગ્યો એટલે એમણે પોતાનો પગ ખસેડી લીધો સાપ પણ પડી ચાલ્યો ગયો આ નાગ જ બેત્રી વાર એમના દર્શન માટે આવ્યા કરતો હતો તે મ ર્ષિજીની બાજુ પાસે જતો, એટલે સુધી કે એમના પર ચઢી જવાનો અથવા એમના ખોળામા બેસવાનો તે પ્રયત્ન કરતો આ સાપ અને આશ્રમના મોરો વચ્ચે ભારે દોસ્તી હતી તેઓ પોતાની સ્વાભાવિક દશ્મનાવટ ભૂલીને આપસમા મહોબ્બત બતાવતા હતા શ્રી મહર્ષિ કહે છે કે જ્યારે મોર કળા પૂરીને નાચવા લાગતા ત્યારે સાપ પણ તેમની સાથે પોતાની ફેણ ફેલાવીને નાચવા મડી પડતો હતો

**ખિસકોલીઓ, કાગડા તથા ચકલીઓ :** ઝેરી જન્તુઓ પર શ્રી રમણદેવની આટલી બધી કૃપા હતી તો પછી ખિસકોલીઓ, કાગડા તથા ચકલીઓ પર એમનો પ્રેમ ઘણો હોય એમા શી નવાઇ ? આ બધા શ્રી મહર્ષિના હાથમાથી મેવા ખાતા તથા પાણી પીતા એક કાગડી દરરોજ સવારે પોતાના બચ્ચા એમને શરણે જ મૂકી જતી હતી બચ્ચાઓને ભૂખ લાગતી ત્યારે તેઓ 'કા કા' કરી મૂકતા એટલે શ્રી મહર્ષિ તેઓને કઇક ખાવાનુ આપતા સર્વ પ્રત્યે સમભાવ રાખવાની એમની બુદ્ધિમા પક્ષી ઓથી માડીને સૌ કોઇને વિશ્વાસ બેસી ગયા હતો ગીતાજી પણ કહે છે –

सर्वभूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि ।
ईक्षते योगयुक्ता मा सर्वत्र समदर्शन ।।

યોગે થયેલ યુક્તાત્મા, સર્વત્ર સમદૃષ્ટિ તે,
દેખે સૌ ભૂતમાં આત્મા ને સૌ ભૂતોય આત્મમાં
અ ૬ — શ્લોક ૨૯

**વાંદરા :** પશુપક્ષીઓમાં વાંદરાઓની માણસની સાથે અધિક સમાનતા માલૂમ પડે છે વાંદરાની મદદે જ શ્રી રામચંદ્રને વિજય અપાવ્યો હતો પહાડ પર નિવાસ કરતા એ વખતે શ્રી રમણ ભગવાન પાસે વાંદરાઓ ઘણા આવતા એ તેઓના ટંટાફિસાદ પતાવતા, તેઓના રાજતંત્રમાં ભાગ લેતા અને તેઓની જોડે હળીમળીને રહેતા હતા ભગવાન વાંદરાની ભાષા જાણતા હતા એ તેઓની જોડે વાતચીત કરી શકતા તેમણે તેઓનો ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો હતો એ કહેતા કે 'વાંદરાઓમાં રાજા, યુદ્ધ, સંધિ વિગેરે હોય છે કોઈ વાંદરો માણસોની જોડે રહીને પાછો જાય તો સાધારણ રીતે તેને ટોળામાં દાખલ કરવામાં આવતો નથી તે એ ટોળા માટે અછૂત જેવો બની જાય છે' પણ શ્રી રમણદેવને આ નિયમ લાગુ પડતો ન હતો એમની જોડે રહેવામાં દોષ મનાતો ન હતો કોઈ કોઈ વાર વાંદરાઓના જુદા જુદા દળો વચ્ચે ઝઘડા ઊભા થાય ત્યારે કેસો પતાવવા વાંદરાઓ શ્રી રમણ ભગવાન પાસે આવી પહોંચતા ભગવાન પણ બન્ને દળોની જુબાની સાંભળીને ચુકાદો આપતા જો કે શ્રી રમણદેવ પશુપંખીએ કહેલી જંતુભાષા સમજી શકતા ન હતા છતાં યે તેમના સર્વોત્તમ પ્રેમને કારણે બધા જીવજંતુઓ એમને વશ જ રહેતા આ બાબતમાં એક બે વાતો સાંભળવા જેવી છે

વાંદરાના રાજાએ એક વખત વાંદરાના એક નાના બચ્ચાને બટકું ભરી લીધું બચ્ચું બેભાન થઈ ગયું એને મરી ગયેલું સમજીને રાજા એને ત્યાં જ છોડી ચાલ્યો ગયો એ નાનું બચ્ચું થોડા વખત પછી ભાનમાં આવતાં લંગડાતું લંગડાતું વિરૂપાક્ષિ ગુફા આગળ પહોંચ્યું લંગડાતું હોવાથી એનું નામ 'નોંડિ' (લંગડો) રાખવામાં આવ્યું ગુફામાં રહેતા

આશ્રમવાસીઓએ એની સેવાચાકરી કરી પાંચ છ દિવસ પછી 'નોટિ'ની ન્યાતના વાનરાઓ એ રસ્તેથી નીકળ્યા માણસોની જોડે રહેવા છતાં મેં એ વિષે કશી પરવા ન કરતા તેઓએ 'નોટિ'ને પાછો પોતાની ટોળીમાં દાખલ કરી દીધો 'નોટિ'એ પેલા નરની તરફ નિર્દેશ કરીને શ્રી મહર્ષિને જણાવ્યું કે 'એણે જ મને બટકાં ભર્યાં હતાં ' આ બનાવ પછી કોઇ કોઇ વાર એ વાનરાઓની ટોળી આશ્રમમાં આવી પહોંચતી અને તેઓ શ્રી મહર્ષિના કોઇ સમાગમ તે સ્થીને સત્કાર પામીને પાછા ફરતા 'નોટિ' તો અચકાયા વગર શ્રી મહર્ષિના ખોળામાં બેસી જતો અને બીજાઓ પર રોફ કરતો

'નોટિ' ઘણો જ સાફ રહેતો હતો પણ એનો સ્વભાવ ચીડિયો હતો ખાતી વેળાએ તે અનાજનો એક દાણો યે નીચે પડવા દેતો નહિ કોઇ વાર ભૂલથી યે એક બે દાણા પડી જતા તો ઝટ વીણી લઇ ખાઇ જતો એક દિવસ કોઇ કારણસર 'નોટિ'એ થોડું ખાવાનું એઠું મૂક્યું એટલે શ્રી રમણદેવે એને ટોક્યો, 'કેમ એઠું ? એમ કરવું એ ઠીક નથી' આ શબ્દો સાંભળી 'નોટિ ગુસ્સે થયો અને શ્રી મહર્ષિની આંખ પર તમાચો લગાવી દીધો પણ એ લપડાક સખ્ત ન હતી આ ગુનાને લીધે કેટલાક દિવસ માટે ખોળામાં બેસવાનો એનો હક્ક છીનવી લેવામાં આવ્યો આથી એને બહુ પસ્તાવો થયો શ્રી રમણ ભગવાનના પગે પડીને તે જાતજાતના કાલાવાલા કરવા લાગ્યો, એટલે તેમને દયા આવી અને 'નોટિ'ને ફરી પાછો ખોળામાં બેસવાનો હક્ક મળી ગયો નોટિનો આ બીજો વાંક હતો

નોટિનો પહેલો વાંક આ પ્રમાણે હતો શ્રી રમણદેવ એક દિવસ નોટિ માટે ગરમ દૂધ ફૂંકીને ઠંડું કરી રહ્યા હતા નોટિને એવો ભ્રમ થયો કે શ્રી મહર્ષિ એનું દૂધ પી જાય છે ક્રોધે ભરાઇ તેણે શ્રી મહર્ષિને ફટકો લગાવી દીધો પછી જ્યારે એને પોતાની ભૂલ સમજાઇ ત્યારે પોતાની મેળે જઇને

કાનાવાવા કર્યા અને શ્રી મહર્ષિના ખોળામાં ગમગીન સૂરત બનાવીને બેસી ગયો એ વેળાએ શ્રી મહર્ષિને ખાસ કંઈ વાગ્યું ન હતું એમને એનો વાંક જલદી માફ કરવામાં આવ્યો હતો

એક દિવસ હસતા હસતા શ્રી રમણ ભગવાને તેને કહ્યું 'નોંડિ તું જ્યારે રાજા બની જશે ત્યારે તું અમને ભાગે જ યાદ કરીશ ' આશ્ચર્યની વાત છે કે નોંડિ સાથેસાથ પોતાની ટોળીનો રાજા બની ગયો જ્યારથી એને શ્રી મહર્ષિનો આશ્રય મળ્યો હતો ત્યારથી એની ટોળીના બધા વાંદરા એની તરફ ઇજ્જત-આબરૂની નજરે જોતા હતા ટોળીમાં ત્રણ બુઢ્ઢાઓ હોવા છતા ટોળીવાળાઓએ 'નોંડિ'ને જ રાજા ચૂંટયો એ વખતે શ્રી મહર્ષિ આશ્રમમાં ન હતા પોતાનો રાજ્યાભિષેક આશ્રમમાં થાય એવી નોંડિની ઇચ્છા હતી પણ શ્રી મહર્ષિ ન હોવાથી તેને ભારે નિરાશા થઈ આ નિરાશાને કારણે હો અથવા તો રાજ્ય મળવાના આનંદને કારણે હો અથવા બીજા કોઈ કારણે, નોંડિ અને તેની પ્રજાએ આશ્રમના બધા વૃક્ષોનો નાશ કરી દીધો શ્રી મહર્ષિ પાછા ફર્યા અને ઝાડોની પાયમાલી જોઈને અચંબો પામ્યા કે નોંડિના બિરાદરોએ આમ કેમ કર્યું હશે ? બીજે દિવસે એ મો સાફ કરી રહ્યા હતા એ વખતે નોંડિ ત્યાં આવ્યો તે પહેલાની જેમ એમની પાસે ગયો નહિ પાસેના ઝાડ પર ચઢીને સૌથી ઊંચી ડાળીને ખૂબ જોરથી હલાવવા લાગ્યો (આ પ્રમાણે વાંદરાઓનો રાજા જ કરે છે) પછી તે નીચે ઊતરી શ્રી મહર્ષિની પાસે આવીને બેસી ગયો આગલા રાજાએ ત્યાં આવીને નોંડિને સલામ કરી ત્યારે શ્રી મહર્ષિને ખબર પડી કે એમનો એ વાંદરો રાજા બન્યો હતો જ્યારે શ્રી મહર્ષિ જમવા બેઠા ત્યારે નોંડિ તેમની પંગતમાં બેઠો નહિ તે ઝુંપડીમાંથી બહાર ગયો લોકો એની પાછળ ગયા અને જોયું તો એ પોતાના અનુયાયીઓની વચ્ચે બેઠો હતો તેની બાજુમાં તેની ત્રણ રાણીઓ બેઠી હતી વાંદરાઓમાં એવી પ્રથા જોવામાં આવે છે કે જૂના રાજાની રાણીઓ નવા રાજાની રાણીઓ બની જાય છે

આ બધાં કારણોને લીધે પોતાના અનુયાયીઓના ખાવા પહેલાં નોંડિ ખાવાનું પસંદ કરતો ન હતો. આ પ્રસંગે આશ્રમ તરફથી એ બધા વાંદરાઓને ભોજન આપવામાં આવ્યું હતું.

નોંડિને ૭ સંતાન હતાં, એ બધાં પ્રત્યે આશ્રમવાળાઓને લાગણી હતી. કેટલાક દિવસ પછી દિવાનના કાવત્રાને લીધે નોંડિને પોતાનું રાજ ગુમાવવું પડ્યું. આથી પોતાનાં બચ્ચાં જોડે તેને જુદાં રહેવું પડ્યું. શ્રી મહર્ષિ સ્કંદાશ્રમ છોડીને રમણાશ્રમમાં રહેવા લાગ્યા તે અરસામાં એક દિવસ નોંડિ એમની શોધમાં ત્યાં આવી પહોંચ્યો. પછી દર પખવાડીએ તે શ્રી મહર્ષિનાં દર્શનાર્થે આવ્યા કરતો હતો.

વાંદરાઓનો ક્રોધ ક્ષણિક હોય છે. વાંદરાઓનો એક બુઢ્ઢો આગેવાન બિમાર પડ્યો અને મરણ પામે આવી લાગ્યું. તે કોઇ ટોળી જોડે જઇ શકતો ન હતો એટલે તે આશ્રમની પાસે જ રહી પડ્યો. સવારે શ્રી મહર્ષિએ તેને જોયો ત્યારે બે વાંદરાઓને ઝાડ પર બેસીને વિલાપ કરતા સાંભળ્યા. પહેલાં જ્યારે આ બુઢ્ઢો રાજા હતો ત્યારે આ બન્ને વાદરાને તેણે ન્યાતબહાર કર્યા હતા. હવે એ બન્ને એ અધિકાર પર આવી ગયા હતા. છતાં યે તેમનામાં વેર લેવાની લેશ પણ વૃત્તિ ન હતી. તેઓનું દુઃખ જોઇને દિલ પાણીપાણી થઇ જતું હતું. શ્રી મહર્ષિએ પેલા બિમાર વાદરાને ઉપાડ્યો અને પોતાના સાથળ પર સુવડાવી દીધો. પણ તેના જીવવાની કંઇ આશા ન હતી. પેલા બન્ને વાંદરા પોતાના ભાઇની મરણવેદના જોઇ રહ્યા હતા. જ્યારે શ્રી મહર્ષિએ બુઢ્ઢા વાદરાને એક સાથળ પરથી બીજા સાથળ પર ફેરવવા માંડ્યો ત્યારે એના દાત એમના સાથળમા ઘૂસી ગયા હતા. એની નિશાનીઓ શ્રી મહર્ષિના સાથળ પર પડી ગઇ હતી. થોડી વારમાં શ્વાસ પાડીને વાંદરાઓના રાજાએ પ્રાણ છોડી દીધા. પછી શ્રી મહર્ષિએ એના શબને દૂધ તથા પાણીથી નહવરાવ્યું, અને એના ચહેરા પર વિભૂતિ લગાડાવી, બાકીનું આખું શરીર કપડાવી ઢંકાવ્યું. ધૂપ, દીપ વિગેરે કરવામાં

આવ્યુ અને પછી એનુ શબ દફનાવવામા આવ્યું એ વખતે એ વાનરના મુખ પર મન્ત્રાનીના જેવું તેજ અર્થત્ શાંતિ ચમકી રહી હતી

લોકા કહે છે કે વાદરાઓમા આત્માની લાગણી ઓછી હોય છે પણ એ વાત સાચી જણાતી નથી એક દિવસ શ્રી રમણદેવ થોડા ભક્તો જોડે અરુણાચળની પ્રદક્ષિણા કરવા નીકળ્યા હતા બપોરનો સમય હતો વચ્ચે પચ્ચમન મંદિર સુધી પહોચતા સુધીમા તો બધા તડકાને લીધે થાકીને લોથપોથ થઇ ગયા તે વખતે પાસે જ વાંદરાઓની એક ટોળી હતી તેઓએ નજીકના જાબુના ઝાડો પ ચઢીને એની ડાળીઓ એવી જોરથી હલાવી કે જોતજોતામા મેકડો પાકા જાબુ જમીન પર ટપકી પડયા અને કોઇપણ જાતની શકા ન રહે એટલા ખાતર વાદરાઓ પોતે ત્યાથી ઘણે દૂર ચાલ્યા ગયા તેઓ પોતાની કૃતજ્ઞતા જ બતાવવા માગતા હતા જાબુની મિજમાનીથી બધાનો થાક ચાલ્યો ગયો અને સૌ તાજા થઇ ગયા

**વાઘ :** આ જ પ્રમાણે એક વાઘ પણ કોઇ કોઇ વાર મિત્રભાવે આશ્રમની પાસે આવ્યા કરતો હતો એની ગર્જવાની રીત પરથી જ માલૂમ પડતુ કે તે મિત્રભાવે જ આવતો હતો શ્રી મહર્ષિ કહેતા કે એ વખતે દિલમા કોઇ પણ જાતનો વિકલ્પ પેદા થતો ન હતો પણ ભક્તો તો ભયભીત બની શખ વિગેરે ફૂકતા અને તેને નસાડી મૂકતા અને વાઘ પણ મિત્રભાવે પાછો ચાલ્યો જતો

એક દિવસ કોણ જાણે કેમ એ વાઘ ગુસ્સે થઇને આશ્રમ પાસે આવી લાગ્યો ઝાડ પર જે વાદરાઓ બેઠા હતા તેમાના થોડાક એની ગર્જના સાભળીને થરથર કપી ઊઠયા અને ઝાડ પરથી નીચે પડી ગયા વાઘ તેઓને ખાઇ ગયો, પણ આ એક જ અપવાદ હતો ઘણુ ખરુ એ વાઘ મિત્રભાવે આવ્યા કરતો હતો

શ્રી રમણ ભગવાનના જીવનમા આવી અનેક ઘટનાઓ છે એમને તો ' वसुधैव कुटुम्बकम् । વસુધા જ કુટુબ' હતુ.

હે રમણ ભગવાન્! પશુપક્ષી અને મનુષ્યોમાં આપની સમબુદ્ધિ હતી. આપ માત્ર પહાડ પર નહિ, પણ આખી દુનિયા પર રાજ કરતા હતા. જે વાત્સલ્યનો અનુભવ આપ આપના પિતાના ખોળામાં કરી રહ્યા હતા એ જ વાત્સલ્ય વડે આપે સચરાચર સંસારનો ઉદ્ધાર કર્યો હતો. જે અમૃત-ધારાના પાનમાં આપ મસ્ત રહેતા એ જ અમૃતનું પાન બધા આપની પાસેથી કરતા હતા આપ જ ગિરીશ હતા. આ જ કારણસર સાપ આપની સમક્ષ નાચતો હતો આપ કાર્તિક સ્વામીના અવતાર હતા એટલે તો આપના મોરો એ સાપને લગારે ઇજા કરતા ન હતા. આપના રાજ્યમાં કોઇ દુ:ખી રહેતું ન હતું અને રહે તો આપ જ એની સેવાશુશ્રૂષા કરતા હતા. આપની પ્રભુતા રામની પ્રભુતા જેવી હતી. શ્રીરામ પોતાની પ્રજાની રક્ષા પિતાની જેમ કરતા હતા એ પ્રમાણે અમારે માટે આપ જ પિતા હતા.

---

## પ્રકરણ બીજું : ગ્રંથોનું વાંચન

શ્રી રમણદેવ સહજસમાધિમાં આરૂઢ રહેતા હતા. જે પદનું વેદાન્ત પણ વર્ણન કરી શકતું નથી, એવું પદ એમણે મેળવી લીધું હતું. આવી સ્થિતિનું વર્ણન કરતાં વેદાન્તે કહ્યું છે કે :

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

શ્રી મહર્ષિ રમણે એજ બ્રહ્મસત્તાની જોડે પોતાની એકતા સાધી હતી. પછી એમને ગ્રંથોના અભ્યાસની શી જરૂર રહે? તેઓશ્રી જે કંઇ શાસ્ત્ર-

ચર્ચા કરતા તે પોતાને માટે નહિ એમને તો એની લગારે જરૂર ન હતી પણ એમના ચરણોમા એમનિ કૃતકૃત્ય થવા માટે જેટલા યે લોકો આવતા, તેમને અનેક પ્રકારની શકાઓ થતી એટલે શ્રી રમણદેવ તેઓને તત્ત્વની રીત એવી સુગમતાથી બતાવતા કે જેથી તે તેમનાથી તરત સમજી શકાતી

કેટલાક શબ્દોના અર્થ વ્યવહારમા જાણીતા છે પણ ગ્રંથોના વાચન વિના એ જાણીતા અર્થોનું જ્ઞાન પ્રાપ્ત થતુ નથી બીજી વાત એવી છે કે શાસ્ત્રાર્થના નિર્ણયની બાબતમા અનેક શકાઓ ઊભી થાય છે જુદા જુદા લોકોના જુદા જુદા સંપ્રદાયો અનુસાર શાસ્ત્રોનો સમન્વય કરીને શકાઓનુ સમાધાન કરવુ એ ઉચિત છે ગ્રંથો વાચ્યા વિના જુદા જુદા સંપ્રદાયોનો, જુદા જુદા પૂર્વ અને અપર સદર્ભોનો ઉપક્રમ તથા ઉપસહાર સમજી શકાતો નથી એટલે અર્થનો નિર્ણય થઈ શકતો નથી ત્રીજુ કારણ એ છે કે કોઈ કોઈ લોકો પરમાર્થ જાણવાને ઉત્સુક હોય છે પરંતુ ઉપાસનાની પદ્ધતિ જાણવાનુ સામર્થ્ય તેઓનામા હોતુ નથી એટલે તેઓથી ગ્રહણ કરી શકાય એવી વાતો જ તેમને બતાવવી પડે છે આ ત્રણે કારણોસર શ્રી મહર્ષિને ગ્રંથોનુ અવલોકન કરવાની જરૂર ઊભી થઈ હતી

જ્યારે પળનિસ્વામી નાયકરજીના બાગમા રહેતા હતા ત્યારે કુમ્મરના વખતમા નાગલિંગસ્વામી પુસ્તકાલયમાથી પુસ્તકો લાવીને વાચવાની ભારે મહેનત કરતા હતા તામિલ ભાષાના કૈવલ્ય નવનીત, વાશિષ્ઠ આદિ વેદાન્તના ગ્રંથો વાચવામા એમને ભારે મુશ્કેલી પડતી હતી તે વખતે શ્રી મહર્ષિજી એ પુસ્તકો વાચીને તેઓનો સરળ અર્થ લખી આપતા, જે વાચીને ભક્તોને ભારે અજાયબી થતી મહર્ષિજી ઘણા બુદ્ધિશાળી હતા અને એ વખતે તેમને બ્રહ્મપદાર્થની પ્રાપ્તિ થઇ ચૂકી હતી એટલે જે કઇ વાચતા તે જલદી સમજી જતા હતા એમની કલ્પનાશકિત (ધારણાશકિત) પણ અપૂર્વ હતી, એટલે આવી નાની નાની વાતોની એમને માટે કંઇ વિસાત જ ન હતી

શ્રી રમણદેવ વિરૂપાક્ષિ ગુફામા રહેતા હતા ત્યારે તેમના ભક્તોમા, ગંભીરમ્ શેષય્યર નામના એક સજ્જન હતા એ રામભક્ત હતા મ્યુનિસિપલ ઓવરસિયર હતા યોગશાસ્ત્ર જાણવાની ઇચ્છાથી એમણે સ્વામી વિવેકાનંદજીના રાજયોગ, જ્ઞાનયોગ આદિ ગ્રંથો વાચ્યા હતા પણ તેમના મનમા આ વિષય પરત્વે કંઇ શંકાઓ રહ્યા કરતી હતી એનુ સમાધાન જાણવાની ઇચ્છાથી એ બધા જ પુસ્તકો લઇને એ એક દિવસ રમણદેવ પાસે પહોચ્યા રમણદેવ કાગળની નાની કાપલીઓ પર એમની શંકાઓનુ સમાધાન લખી આપતા હતા આવી કાપલીઓનુ એક બંડલ પાછળથી ગંભીરમ્ શેષય્યરના ઘરમાથી મળી આવ્યુ હતું એમના મરણ પછી એમના મોટાભાઇ કૃષ્ણય્યરે એ બંડલ શ્રી મહર્ષિને પાછુ સોપી દીધુ હતુ પછી એ બધી કાપલીઓમાના લખાણને એક પુસ્તકનુ સ્વરૂપ આપવામા આવ્યુ અને એનુ નામ 'આત્માનુસંધાન' રાખવામા આવ્યુ મહર્ષિજીની રચનાઓમા 'આત્માનુસંધાન'નુ સ્થાન પ્રથમ છે

એ જ પ્રમાણે બીજા લોકો પણ પુસ્તકો લાવતા અને પોતાની શંકાઓનુ નિવારણ મેળવી લેતા ચિદંબરમના એક શાસ્ત્રી શ્રી શંકરાચાર્યનો 'વિવેકચૂડામણિ' ગ્રંથ પોતાની જોડે લઇ આવ્યા હતા પળનિસ્વામી પણ કેટલીક ચોપડીઓ લઇ આવ્યા હતા મહર્ષિજીને દર્શનશાસ્ત્રનુ જ્ઞાન શ્રવણથી ઘણુ પ્રાપ્ત થયુ હતુ જુદી જુદી ભાષા બોલનારાઓની જોડે વાતચીત કરતા કરતા તેમણે એ ભાષાઓ શીખી લીધી હતી આ પ્રમાણે તેમણે સંસ્કૃત, તેલુગુ, મળયાળમ્ વિગેરે ભાષાઓ સાભળીને જ શીખી લીધી હતી પછી જેમ જેમ ચોપડીઓ મળતી ગઇ તેમ તેમ જુદી જુદી ભાષાઓમા સારી રીતે બોલવાનુ અને ચોપડીઓ લખવાનુ પાંડિત્ય એમને પ્રાપ્ત થયુ હતુ

મહર્ષિજીએ ભક્તિમય ગીતો દ્વારા પણ વેદાંતશાસ્ત્રનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ તમિળ તેવારો ગાવામા ભારે નિપુણ હતા એ ગીતોમા વેદાંત ઠાસી ઠાસીને ભર્યું છે

શ્રી રમણ મહર્ષિનો કોઇ જુદો સંપ્રદાય ન હતો. એમનો ઉપદેશ સાંભળવાથી માલુમ પડે છે કે એમનો મત લગભગ શ્રી શંકરાચાર્યજીના અદ્વૈત મતને મળતો આવે છે. એ કોઇ જાતના તર્કવિતર્કના ચક્રાવામાં પડતા ન હતા. એ કેવળ તત્ત્વનો વિમર્ષ તથા વિવેક જ ઇચ્છતા. એમને કોઇપણ સંપ્રદાયના વાદવિવાદપ્રેમી લોકો એમના ઉપદેશથી તૃપ્ત થતા નહિ. મહર્ષિજી પાસે ઉપાસનાનું જેટલું મહત્ત્વ હતું તેટલું પાંડિત્યનું ન હતું. તેમના 'ઉળ્ળ નાર્પદુ' (**સદ્દર્શન ચાલીસી**) નામના ગ્રંથના અનુબંધ 'સૂક્તિસુધા'નો ૩૬મો શ્લોક આ પ્રમાણે છે –

"જે પંડિતો પંડિતાઇ ધરાવવા છતાં શાંતિ પામ્યા નથી તેઓના કરતાં અભણ વધારે ધન્ય છે. કારણ કે પંડિતો ભ્રમમાં ફસાયેલા હોય છે, જ્યારે અભણ તેમાંથી બચેલા હોય છે. અભણને સન્માન માટે અહીંથી તહીં ભટકવું પડતું નથી અને તેઓને વાણી તથા ચિત્તનો ક્લેશ હોતો નથી. અવિદ્વાન્ નર આવા બીજા ઘણાયે અશુભોથી મુક્ત હોય છે."

શ્રી રમણ ગીતામાં પણ કહ્યું છે કે –

**એકલી શાસ્ત્રચર્ચાથી ના પામે સિદ્ધિ સાધક,**
**ઉપાસના વિના સિદ્ધિ મળે ના કદિ કોઇને,**

અ. ૧–શ્લોક ૧૨

કોઇ કોઇ પંડિતો મહર્ષિજી આગળ પોતાની પંડિતાઇ બતાવવા આવતા. એવે વખતે મહર્ષિજી મૌન ધારણ કરીને બેસી જતા અને પંડિતો બોલીબોલીને શરદ ઋતુના જલ વિહીન વાદળોની જેમ પાછા ચાલ્યા જતા હતા.

મહર્ષિજીએ ગ્રંથો વાંચ્યા હતા એમ કહેવાનો આશય એવો નથી કે એ બધા જ શાસ્ત્રો જાણતા હતા. આશ્રમમાં એમનું સ્થાન કોઇ માનસિક કે આધ્યાત્મ શાસ્ત્રના પ્રોફેસરનું ન હતું. એ ઉપાસનાની પદ્ધતિની બાબતમાં બારે કુશળ હતા. એ કોઇ કોઇ વાર ઉપનિષદોના વાક્યોનું પણ પ્રમાણ આપતા. આમ કરવામાં એમનો આશય એટલો જ હતો કે આપણે

ઉપનિષદોને પ્રમાણગ્રંથો માનતા હોઇ તેઓશ્રી તેમાંથી જ વાક્યો ટાંકતા, જેથી આપણી શંકાઓનો નિકાલ જલદી આવી જાય પોતે જે વાતો કહેતા તેનું પ્રમાણ એમની આત્માનુભૂતિ જ હતું. ભર્તૃહરિએ પણ કહ્યું છે :– 'स्वानुभूत्येकमानाय। જેનું એકમાત્ર પ્રમાણ આત્માનુભવ જ છે.'

એક વખત કોઇ પંડિતે મહર્ષિજીને પ્રશ્ન પૂછયો હતો કે 'આજકાલ વિકાસવાદ (Evolution Theory) નું જોર ખુબ ચાલ્યું છે, તે વિષે સ્પેન્સર, શ્રી અરવિન્દ આદિ મહાત્માઓ જુદા જુદા મતો પ્રદર્શિત કરે છે. આપનો શો મત છે?' બિચારા એ પંડિતને કયાં ખબર હતી કે મહર્ષિજી પ્રાકૃતિક શાસ્ત્રો જાણતા જ ન હતા? જ્યાં લગી વૃત્તિ સત્ય અને અસત્યની વિવેચનામાં સંલગ્ન ન થઇ હોય ત્યાં સુધી જ શાસ્ત્રોના અભ્યાસની જરૂર છે એવી મહર્ષિજીની દૃઢ માન્યતા હતી. શાસ્ત્રની ચર્ચાથી સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે એવું એ માનતા જ ન હતા.

---

## પ્રકરણ ત્રીજું : ગ્રંથરચનાનો આરંભ

**લોકમાત સ્તન દૂધ પામીને, શંકર સ્તવન કાવ્ય જે રચે;**
**દ્રાવિડ દ્વિજ શિશુ ગિરા ઝરે, તે જ સંત અવતાર આપ છો.**
અ. ૧૮–શ્લોક ૧૯

**કાવ્ય દ્રાવિડ ગિરા વિષે કર્યાં, તે અગસ્ત્ય સમ સંતની ગિરા;**
**દૃષ્ટિ દીર્ઘ થકી જ્યોતિ મેળવી, આપણું હૃદયબળથી, ગુરુ વિના.**
– રમણગીતા અ. ૧૮–શ્લોક ૨૧

શ્રી ગંભીરમ્ શેષય્યરની મારફત આપણને શ્રી રમણ મહર્ષિનું એક બીજું પુસ્તક પણ પ્રાપ્ત થયું છે. તે સમયે 'વિવેક-ચૂડામણિ'નો તામિલ્ પદ્યાનુવાદ થયેલો હતો ખરો પણ બધાને તે મળી શકતો

ન હતો શેષય્યરે એ મૂળ ગ્રંથનો તામિલ ગદ્યાનુવાદ મહર્ષિજી પાસે કરાવવાની ખૂબ કોશિશ કરી અને શરૂઆતના કેટલાક પ્રકરણો તૈયાર પણ થઈ ગયા એ અરસામાં ક્યાંકથી તામિલ પદ્યાનુવાદ મળી ગયો મૂળ સંસ્કૃત ગ્રંથ તો મળતો જ હતો એટલે મહર્ષિજીને બીજો ગદ્યાનુવાદ કરવાની જરૂર જણાઈ નહિ આમ કેટલાંયે વર્ષ વીતી ગયાં એક દિવસ વિરૂપાક્ષ ગુફામાં ઝાડુ કાઢતાં કાઢતાં એક ખૂણામાંથી અગાઉ લખેલા પ્રકરણોની હસ્તલિખિત પ્રત મળી આવી તે જોઈને શેષય્યરના ભાણેજે મહર્ષિજીને પુસ્તકનો બાકીનો ભાગ પૂરો કરવાનો આગ્રહ કર્યો, જેને પરિણામે લોકોને તામિલ ગદ્યમાં 'વિવેકચૂડામણિ' પ્રાપ્ત થયો

પાઠકોને યાદ હશે કે મહર્ષિજીને મળવા આવનારાઓમાં ઉદંડી નાયનાર નામના એક ગૃહસ્થ હતા તે ગુરુમૂર્તમમાં મહર્ષિજીને છોડીને ચાલ્યા ગયા હતા ત્યાર પછી કેટલાંયે વર્ષ વીતી ગયાં પણ તેમને મહર્ષિજીનાં દર્શન ફરીથી કરવાનું ભાગ્ય મળ્યું નહિ જતી વખતે તેમણે સો રૂપીઆની થેલી મહર્ષિજીનાં ચરણોમાં ભેટ ધરવાની ઈચ્છા પ્રદર્શિત કરી હતી આટલી રકમ જ તેમની અંગત મિલકત હતી બાકીની દાનધર્મમાં વપરાઈ ચૂકી હતી મહર્ષિજીએ આ ગુરુદક્ષિણા સ્વીકારી નહિ કારણ કે પોતે તો માનતા હતા કે 'तेन त्यक्तेन भुञ्जीथा मा गृध कस्यस्विद्धनम्। સંન્યાસ ધર્મ વડે આત્મનું પાલન કરો કોઈની સંપત્તિની આશા ન કરો કારણ કે જ્યારે ધન પણ આત્મપર્યંત બની જાય છે ત્યારે તેની ઈચ્છા જ રહેતી નથી' પણ નાયનાર એમ તો ક્યાં છોડે તેમ હતા? મહર્ષિથી છુપાવીને તેમણે એ થેલી શેષય્યરના હાથમાં મૂકી દીધી અને તેને મહર્ષિજીના કાર્યમાં ઉપયોગ કરવાની વિનંતી કરી તે સમયે શેષય્યર આશ્રમની દેખરેખ રાખતા હતા પાછળથી એ રકમ 'વિવેકચૂડામણિ' છપાવવામાં વપરાઈ હતી

અત્યાર સુધી મહર્ષિજીનું પોતાનું લખેલું એકકે પુસ્તક ન હતું જે કંઈ પ્રગટ થયું તે કાં તો માત્ર અનુવાદ હતો અથવા પ્રશ્નોના ઉત્તરો

હતા. પ્રશ્નોત્તરરૂપે લખાયેલી 'હું કોણ?' નામની પુસ્તિકા સાચા સાધકને માટે પ્રથમ કોટિની પૂર્ણ માર્ગદર્શિકા છે. તેમાં શ્રી શિવપ્રકાશમ પિળ્ળૈએ પૂછેલા પ્રશ્નો તથા શ્રી રમણ ભગવાને આપેલા તેના ઉત્તરો છે.



## પ્રકરણ ચોથું : શ્રી. શિવપ્રકાશમ્ પિળ્ળૈ

राम स्वात्मविचारोऽयं कोऽहं स्यामितिरूपकः ।
चित्त दुर्द्रुम बीजस्य दहने दहनस्स्मृतः ॥

**અર્થ : હે રામ! 'હું કોણ?'ની આ વિચારણા સ્વાત્મવિચાર જ છે અને તે ચિત્તરૂપી ઝેરી વૃક્ષના બીજને બાળી નાખનારો અગ્નિ કહેવાય છે.**

— યોગવાસિષ્ઠ

શ્રી શિવપ્રકાશમ્ પિળ્ળૈને દર્શનશાસ્ત્રનો પરિચય હતો અભ્યાસકાળ દરમિયાન તેમના હૃદયમાં આત્મવિચાર–'હું કોણ?'–નો પ્રશ્ન ઊભો થયો હતો. પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલા તો તેમને પરીક્ષા આપીને આર્કટ જીલ્લાના મહેસૂલ ખાતામાં નોકરી લેવી પડી. તે સને ૧૯૦૨માં મહેસૂલ ઊઘરાવવા માટે અરુણાચલ આવ્યા અને કેટલાક માણસો પાસેથી તેમણે પહાડ પર રહેતા મૌની બ્રાહ્મણ સ્વામીની પ્રશંસા સાંભળી. તે સમયે પોતાના વિદ્યાર્થી જીવનનો પેલો પ્રશ્ન ફરી પાછો ઊભો થયો અને પોતાની શંકાના સમાધાન માટે તે મહર્ષિજીનાં દર્શનાર્થે ઊપડયા.

પ્રશ્નોના ઉત્તરો ઇશારતથી જ મળ્યા. થોડાક પ્રશ્નોના જવાબ જમીન પર લખી આપ્યા. ૧૩મા પ્રશ્નનો જવાબ પાટી પર લખી આપ્યો હતો,

જે પિળેજીએ કાગળ પર ઉતારી લીધો હતો બીજા સમાધાનો યાદ કરીને તેમણે પાછળથી પુસ્તિકામા શામિલ કર્યા હતા

આ વાતચીતનું પરિણામ પિળૈ પર તરત જણાયુ નહિ પરતુ પાછળથી નોકરી પરથી તેમનુ ચિત્ત ઊઠી ગયુ અને તેમણે સને ૧૯૧૦મા રાજીનામુ આપી દીધુ પછી કોઇ કોઇ વાર તે મહર્ષિજીના દર્શનાર્થે આવતા, છતા પોતાને તૃપ્તિ થાય એટલો ઉપદેશ તે એમની પાસેથી મેળવી શકયા ન હતા

સને ૧૯૧૩મા પિળૈના ધર્મપત્ની પરલોક સિધાવ્યા હવે શુ કરવુ એવો પ્રશ્ન ઊભો થયો વાનપ્રસ્થ થઇને રહેવુ કે ફરીથી લગ્ન કરી ગૃહસ્થજીવન ગુજારવુ ? લગ્ન કોઇ સાધા ણ વાત ન હતી એમની ન્યાતમા મોટી ઉમ્મરે લગ્ન કરનારને રૂપીઆનો વરસાદ વરસાવવો પડતો હતો એટલુ ધન લાવવુ કયાથી ?

વિચાર કરીને પિળેજીએ કાગળ પર નીચે પ્રમાણે પ્રશ્નો લખ્યા –

૧ સાસારિક દુઃખોમાથી ભાગવા માટે મારે શુ કરવુ જોઇએ ?

૨ જેની જોડે હુ લગ્ન કરવા ચાહુ છુ એ જ છોકરી જોડે હુ પરણી શકીશ કે નહિ ?

૩ જો એમ ન બને તો તેનુ કા ણ શુ ? જો લગ્ન થવાના જ હોય તો જરૂરી ધન કેવી રીતે મેળવવુ ?

પિળૈજીએ આ કાગળ લઇને એક રાતે પોતાના ગામના ગણપતિની મૂર્તિ સામે મૂકીને આ પ્રમાણે કહ્યુ –

" હે ગણપતિ ! રાત પૂરી થવા પહેલા જ મારા પર કૃપા કરો કા તો પ્રત્યક્ષ થઇને મારા આ પ્રશ્નોના ઉત્તરો આપો અગર પ્રશ્નોની નીચે જ જવાબ લખી આપો હુ તમારી આજ્ઞાનુ પાલન કરીશ જો તમે જવાબ

નહિ આપો તો પછી મારા શરણદાતા અરુણાચલના બ્રાહ્મણ સ્વામી જ છે.” આમ વિનવીને આખી રાત પિળ્ળૈજીએ ત્યાં જ પસાર કરી.

પિળ્ળૈજીની પ્રાર્થના ગણપતિએ સાંભળી નહિ. પોતાના ભક્તોને અરુણાચલ મોકલવા એવો શ્રી ગણપતિનો ઇરાદો જણાતો હતો. પિળ્ળૈએ વિચાર કર્યો કે 'કાન હોવા છતાં આ તો બહેરા છે અને આંખ હોવા છતાં આંધળા છે. આવા ગણપતિથી શું કામ સરશે ? ચાલ, જીવતાજાગતા ગુરુદેવ બ્રાહ્મણસ્વામીનાં ચરણોનું શરણ લઉં.'

વિરૂપાક્ષ ગુફામાં કેટલા યે લોકો આવતા જતા. બધાને એકસરખો ઉપદેશ મળતો : 'આત્મા, અનુભૂતિ; વિચાર.' દરરોજ બ્રાહ્મણસ્વામી પાસે આ જ ચર્ચા ચાલતી હતી. પિળ્ળૈએ તેમની પાસે પોતાનાં રોદડાં રડ્યાં નહિ. પણ તેમની સમક્ષ બેસવાથી એમને જણાવા લાગ્યું કે સ્વયં બ્રાહ્મણસ્વામીનું જીવન જ પોતાના પ્રશ્નોના જવાબ આપતું હતું. મહર્ષિ બ્રહ્મચારી હતા, તેમને રતિની કામના ન હતી તેમ જ લગની લગારે લાલસા ન હતી. વળી એ ગરીબ હતા અને ધનની વાત પણ કરતા ન હતા. છતાં યે એ ભારે સુખી હતા. એમને કોઇ ચીજની કામના હોય કે મેળવવાની હોય એવું ચિહ્ન પણ જણાતું ન હતું. તેઓશ્રી એવો ઉપદેશ આપી રહ્યા હતા કે : 'સાંસારિક લાલસાઓ છોડી દો અને આત્મવિચાર કરવા લાગો ' પિળ્ળૈએ નિશ્ચય કરી લીધો કે એમને માટે આ જ જવાબ હતો. મહર્ષિજી એમને ઉપદેશ આપી રહ્યા હતા કે 'પોતાની લાલસાઓને લાત મારો ' આવો વિચાર કર્યા પછી પિળ્ળૈજીને પોતાની દુઃખદ કથા કહેતાં શરમ આવી અને તેમણે તા ૪-૫-૧૯૧૩ના દિવસે ઘેર પાછા ફરવાનો વિચાર કર્યો.

૧. તે દિવસે બ્રાહ્મણસ્વામીની આસપાસ ઘણા માણસો બેઠા હતા. પિળ્ળૈ તેમની પાસે બેસીને તેમના તરફ તાકીને જોઇ રહ્યા હતા. એકાએક એમને સ્વામીજીના ચહેરા પર કોઇ અલૌકિક આભા ચારે તરફ પ્રકાશ

ફેલાવતી નજરે પડી સાથે સાથે એમણે એવું પણ જોયું કે સુવર્ણ શરીરવાળું કોઇ બાળક મહર્ષિજીના મસ્તકમાંથી બહાર આવતું હતું અને વળી અદૃશ્ય થઇ જતું હતું. એવું એ જ અદ્‌ભુત દૃશ્ય પિળ્ળૈજીને બે ત્રણ વાર દેખાયું એટલે તેમનાથી એ સહન થઇ શક્યું નહિ. એમની આંખો અંજાઇ ગઇ. એમની ખાતરી થઇ કે મહર્ષિ અનુગ્રહ કરવાનું સામર્થ્ય ધરાવતા હતા. આવા ભાવના ઊભરાથી હૃદય વિવશ થઇ ગયું. પરવશતાને કારણે પિળ્ળૈજીની આંખોમાંથી આનંદનાં આંસુ સરી પડ્યાં અને એ ગદ્‌ગદ કંઠે રડવા જેવા થઇ ગયા. પોતાના દિલની વાત કરી શકે એટલા પ્રમાણમાં ઇંદ્રિયો વશ ન હતી એ દૃશ્ય બીજાઓને દેખાયું નહિ, એટલે તેઓ વિચાર કરવા લાગ્યા કે 'પિળ્ળૈને થયું છે શું ?' થોડીવાર પછી પિળ્ળૈ સ્વસ્થ થયા ત્યારે એમણે પોતાની વાત કરી કેટલાકોએ તેમની હાંસી ઉડાવી · 'કંઇ ભાંગબાંગ પીધી તો નથી ને ?'' પણ પિળ્ળૈજીને માટે આ હાંસીનો નહિ, પણ ગંભીર પ્રસંગ હતો.

૨. તા. ૫મીએ પણ મહર્ષિજીની પાસે બેસતાં પિળ્ળૈને એ જ દૃશ્ય દેખાવા લાગ્યું. તેમને અચાનક દેખાવા લાગ્યું કે મહર્ષિની ચારે બાજુ સો ચંદ્રની કાંતિ ચમકી રહી છે તેમનું શરીર બાળસૂર્યના જેવા સોનેરી રંગથી ચમકી રહ્યું હતું. આખા શરીર પર વિભૂતિ લગાવી હતી. (મહર્ષિજી કદી આખા શરીર પર વિભૂતિ લગાવતા ન હતા ) મહર્ષિજીની આંખોમાં કૃપા વરસી રહી હતી પાસે બીજા લોકો યે બેઠા હતા, પણ કોઇને એ દૃશ્ય નજરે પડ્યું નહિ પિળ્ળૈએ આ દૃશ્યો વિષે મહર્ષિજીને કંઇ પૂછ્યું ન હતુ અને મહર્ષિ પણ એ વિષે કશુ બોલ્યા ન હતા

૩. બે દિવસ પસાર થયા અને પિળ્ળૈ ફરીથી મહર્ષિજીનાં દર્શને ગયા. આ વખતે એમને મહર્ષિનું શરીર સ્ફટિક જેવું સ્વચ્છ દેખાયું. એમનું મન આનંદમાં ઝૂલવા લાગ્યું. હાસે તો કદાચ આનંદ ચાલ્યો જાય એવા ભયને લીધે એમણે મહર્ષિ પરથી નજર ખસેડી જ નહિ

આ ઘટનાઓને કારણે પિળ્ળૈજીને વિશ્વાસ બેસી ગયો કે પોતાના પર મહર્ષિજીની કૃપા હતી પોતે નક્કી કરી લીધું કે પોતે પણ મહર્ષિની જેમ વિષયવાસનાઓમાં ફસાશે નહિ પરંતુ બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને તપ કરશે. આ બધી અદ્‌ભુત વાતો શ્રી શિવપ્રકાશમ્ પિળ્ળૈએ લખેલા 'અનુગ્રહ અહવલ' નામના તામિલ પુસ્તકમાં વર્ણવેલી છે. સને ૧૯૨૩માં તેમણે પોતાના પ્રશ્નો અને તેનાં સમાધાનો, પોતાના રચેલાં ગીતોની સાથે એક પુસ્તકરૂપે પ્રગટ કર્યાં હતાં.

શ્રીમહર્ષિ જોડે તેમને જે પ્રશ્નોત્તરી થઇ હતી તે નીચે આપી છે :

## પ્રશ્નોત્તરી

૧. પ્રશ્ન–સ્વામીજી! હું કોણ છું ? મુકિત કેવી રીતે મળે?

ઉત્તર–'હું કોણ છું ?' એનો હંમેશાં વિચાર કર્યા કરો એટલે તમને તમારું સાચું સ્વરૂપ માલૂમ પડશે અને એની દ્વારા તમને મુકિત મળશે.

૨. પ્રશ્ન–હું કોણ છું ?

ઉ.–વાસ્તવિક રીતે 'હું' પાંચ ઇંદ્રિયોમાની એકે નથી. એ ઇંદ્રિયોની લક્ષ્યભૂત વસ્તુઓમાંની એક પણ 'હું' નથી એ કર્મેન્દ્રિયો યે નથી, પ્રાણ નથી અને મન પણ નથી. સ્મૃતિરહિત સુષુપ્તિ પણ 'હું' નથી.

૩. પ્રશ્ન–તો પછી હું કોણ ?

ઉ.–એ બધાનો છેદ ઉડાડ્યા પછી જે વસ્તુ શેષ રહે તે જ 'હું.' તે જ ચૈતન્ય છે. તે જ સદ્વસ્તુ છે.

૪. પ્રશ્ન–ચૈતન્યનો સ્વભાવ કેવો છે ?

ઉ–એ સચ્ચિદાનંદ છે. તેને જ મૌન અથવા આત્મા કહે છે. તેમાં 'અહમ્‌તુ' ભાન પણ હોતું નથી. શેષ રહેનારી વસ્તુ કેવલ 'તે જ' છે. ભેદદૃષ્ટિએ જગત, જીવ અને ઇશ્વર એ ત્રણેનું જે ભાન થાય છે તે આભાસમાત્ર છે. એ ત્રણે શિવસ્વરૂપ છે અને સદ્વસ્તુથી અભિન્ન છે

૫ પ્રશ્ન–શિવરૂપી એ સદ્વસ્તુ શી રીતે પ્રત્યક્ષ કરી શકાય ?

ઉ –જ્યારે દૃશ્ય અદૃશ્ય થાય ત્યારે દ્રષ્ટાનુ સ્વરૂપ જાણી શકાય છે

૬ પ્રશ્ન–વિષયો હોવા છતાં તેમ જ દેખાવા છતાં ચિત્સ્વરૂપની અનુભૂતિ ટકી રહે ખરી ?

ઉ –ના દ્રષ્ટા અને દૃશ્ય, દોરડુ તથા ભ્રમથી તેમા ભાસતા સર્પ જેવા છે જ્યાસુધી આ સાપદોરડાનો ભ્રમ દૂર થાય નહિ ત્યા સુધી એવો વિશ્વાસ બેસતો નથી કે જે છે તે દોરડુ જ છે

૭ પ્રશ્ન–બહારના દૃશ્યો ક્યારે અદૃશ્ય થાય ?

ઉ –સર્વ ભાવો અને સર્વ કર્મોનુ મૂળ જે મન છે તે અદૃશ્ય થાય ત્યારે જ એ બધા અદૃશ્ય થાય છે

૮ પ્રશ્ન–મનનો સ્વભાવ શો છે ?

ઉ –સકલ્પવિકલ્પ એ જ મન છે શક્તિના રૂપોમાનુ એક રૂપ મન છે દૃશ્યોના સ્વરૂપમા (જગતના રૂપમા) મન દેખાય છે જો મન શિવરૂપી આત્મામા લીન થઇ જાય તો આત્માનુભૂતિ પ્રાપ્ત થાય છે જ્યારે મન કામના કરે છે ત્યારે જગત દેખાય છે અને આત્મા દેખાતો નથી

૯ પ્રશ્ન–મનનો લય શી રીતે થાય ?

ઉ –"હુ કોણ?" એ પ્રશ્નપર પગ ચાલુ રાખી આત્મવિચાર કરવાથી મનો લય થાય છે આ પણ એક જાતનો વિચાર જ છે, પરતુ આ વિચારથી બીજી બધી ભાવનાઓનો નાશ થાય છે પછી એનો પણ લોપ થઇ જાય છે (અગ્નિ ચિતાના લાકડાને ભસ્મ કરી દે છે અને સાથે સાથે પોતે પણ ઓલવાઇ જાય છે તે પ્રમાણે) ત્યારે આત્માની અનુભૂતિ થાય છે અને 'હુ'ની અલગ સત્તાનો ભાવ પણ ભૂસાઇ જાય છે પ્રાણનુ કાર્ય શ્વાસ ચાલુ રાખવાનુ છે, તે પણ ત્યારે અટકી જાય છે પ્રાણ અને અહ-વિચાર, એ બન્નેનુ મૂળ એક જ છે માટે અહકાર યા અભિમાન રહિત

થઇને, એનો ત્યાગ કરીને કામ કરવું જોઇએ જો આ દશા પ્રાપ્ત થઇ જાય તો પત્નીમાં પણ જગન્માતાનું ભાન થાય છે. અહંકારને આત્મામાં સમર્પણ કરી દેવો, એનુ નામ જ સાચી ભક્તિ છે.

૧૦. પ્રશ્ન–મનોલયના બીજા કોઇ ઉપાયો નથી શું?

ઉ–આત્મવિચાર સિવાય બીજો કોઇ શક્તિશાળી માર્ગ જ નથી બીજા માર્ગો દ્વારા પણ મનોલય થાય છે પણ માત્ર થોડા વખત માટે, કારણ કે પૂર્વકર્મો પાછા ઊથળો મારે છે.

૧૧. પ્રશ્ન–નિગૂઢ વાસનાઓ (જેવી કે આત્મરક્ષાની વાસના) ક્યારે શાંત થાય?

ઉ.–જેમ જેમ આત્માની પરમ શાંતિમાં ડુબકી મારતા જશો તેમ તેમ વાસનાઓ નબળી પડીને અંતે ભૂંસાઇ જશે અને તમને છોડીને તે. દૂર નાસી જશે.

૧૨. પ્રશ્ન–કેટના યે જન્મોની પ્રારબ્ધ–વાસનાઓનો એકદમ નાશ થવાનો સંભવ છે ખરો?

ઉ–આવી શંકાઓને ઊઠવા દેવી જ નહિ દૃઢ સંકલ્પ કરીને આત્માની શાંતિમાં ડુબકીઓ મારનારૂ મન, એ જ આત્મવિચાર વડે વારંવાર આત્મોપલબ્ધિનો સ્વાદ ચાખી ચાખીને અન્તે આત્મસ્વરૂપ બની જાય છે આ વિષે કઇ શંકા ઊભી થાય તો તેના સમાધાન માટે મહેનત પણ ન કરવી, પણ જેને શંકા થાય છે તે 'હું'ને જાણવાનો યત્ન કરવો.

૧૩. પ્રશ્ન–આત્મવિચાર ક્યા સુધી કર્યા કરવો?

ઉ–જ્યા સુધી વાસનાઓ મનમાં રહીને સંકલ્પવિકલ્પ પેદા કરે ત્યાં સુધી આત્મવિચાર કરવો ઘટે. જ્યાં સુધી કિલ્લામા શત્રુઓ હોય ત્યાં સુધી તેઓ કોઇ વખત પણ બહાર નીકળવાના જ છે એટલે તેઓ બહાર નીકળે કે એક એક કરીને બધાને મારી નાખવામાં આવે તો

આખરે ચિત્તદમન વગરનો યત્ન સહેજે મગજમા આવી જશે માટે સંકલ્પવિકલ્પો પર દયા કરી એક એમને વિચારમાર્ગ વડે ભગાડી દો. વિચારોને, સંકલ્પોને જડમૂળથી ઉખેડી નાખવા એ જ વૈરાગ્ય છે માટે આત્માનુભૂતિ થાય નહિ ત્યા સુધી આત્મવિચારની બહુ જ જરૂર છે માત્ર એક જ વિચારની આવશ્યકતા છે અને તે એ કે આત્મા જ સત્વસ્તુ છે આ વિચાર નિત્ય ચાલુ રહેવો જોઈએ અને તે તેલની ધાર જેવો અખંડ હોવો જોઈએ

૧૪ પ્રશ્ન—જે કંઈ આ સંસારમા બને છે તે ઈશ્વરના સંકલ્પનુ ફળ નથી શુ ? જો એમ જ હોય તો ઈશ્વરને એવો સંકલ્પ ઊઠે જ કેમ ?

ઉ ઈશ્વરને કોઈ પ્રયોજનની આકાંક્ષા નથી તે કોઈ પણ કર્મથી બંધાતા નથી તેથી એને આકાશ તથા સૂર્યની ઉપમા અપાય છે

કોઈપણ પ્રયોજન યા પ્રયત્ન વગર સૂર્યનો ઉદય થાય છે સૂર્યકાંતને તડકામા રાખવાથી તેના મધ્યબિંદુમા આગ પણ પેદા થાય છે સૂર્યના તેજથી કમળ ખીલે છે પાણીની વરાળ થાય છે અને જીવો પોતાના કાર્યો શરૂ કરે છે અને તે પૂરા થતા બંધ કરે છે છતા યે આ બધાની સૂર્ય પર કશી અસર થતી નથી તે પોતાનો સ્વભાવ ભૂલતો નથી અને પોતાની ગતિ મુજબ વર્તે છે એને કંઈ જ મેળવવાનુ નથી તે કેવળ સાક્ષી છે ઈશ્વર પણ એના જેવો છે આકાશ પણ એ જ કોટિનુ છે બાકીના ચાર મહાભૂતો અને તેના પરિણામો તેની અંદર જ થાય છે છતા યે કોઈ પ્રકારે આકાશ બંધનમા પડતુ નથી ઈશ્વરની વાત પણ આવી છે સૃષ્ટિ સ્થિતિ અને લયમા લય તથા મુક્તિના કાર્યો પણ ઈશ્વરની ઈચ્છાની અપેક્ષા વિના જ થઈ જાય છે. આ ત્રણેથી જીવ-જગત બંધાયેલા છે પોતપોતાના કર્મોનુ ફળ તેઓને ભોગવવુ જ પડે છે તેઓ કર્તા છે એટલે ફળના ભોક્તા પણ તેઓ જ છે પણ આ કર્મો અને કર્મના ફળો ઈશ્વરને બંધનરૂપ નીવડતા નથી

સૃષ્ટિ તો નિરાળી જ છે. કાળ અને કારણ, વ્યકિત અને સમાજ, આ બધાંની ઉત્પત્તિ થયા પછી જ સંકલ્પ તથા તેનાં ફળ પેદા થાય છે, જેનો સંબંધ સમાજની સાથે હોય છે. સૃષ્ટિથી પર જે ઇશ્વર છે તેની જોડે સૃષ્ટિના ભાવોનો સંબંધ જોડી દેવાનો કંઇ જ અર્થ નથી કર્તૃત્વની વાત નીકળી એટલે જ એક ભિન્ન કર્તાની ચર્ચા કરી. બાકી ખરૂં જોતાં ભગવાન સર્વમાં છે. તેનાથી અલગ કયી વસ્તુ છે? તેનામાં કર્તૃત્વની કલ્પના આરોપવી એનો શો અર્થ ?

આમ શ્રી. શિવપ્રકાશમ્ પિળ્ળૈની પ્રશ્નાવલી દ્વારા આપણને ભગવાન શ્રી રમણની મહત્ત્વની બોધપુસ્તિકા 'હું કોણ ?' ની પ્રાપ્તિ થઇ. એના પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મહર્ષિજી એક અદ્ભુત વ્યકિત અને મહાન્ શકિત હતા એમની પાસે રહેવાથી મન અને ભાવનાઓ બદલાઇ જતી. હાથમાના આમળાની જેમ કોઇ વખત પણ એમના અનુગ્રહનું સ્પષ્ટ દર્શન થયા વગર રહેતું નહિ.

શ્રી શિવપ્રકાશમ્ પિળ્ળૈજી પોતાના વતનમાં સને ૧૯૪૮ના જાનેવારી માસમાં આ નશ્વર જગત છોડીને પરલોક સિધાવી ગયા. ધન્ય એ પુણ્યાત્માને!

## પ્રકરણ પાંચમું : લક્ષ્મીઅમ્માળ–એચમ્માળ

कहा कमी जाके रामधनी ॥ ध्रुव ॥
मनसा नाथ मनोरथ पूरन, सुख निधान जाकी मौज घनी ॥
अर्थ धर्म अरु काम मोक्ष फल, चारि पदारथ देव छनी ॥
सूर कहत जो भजत राम को तिनसों हरिसो सदा बनी ॥

*

जा पर दीनानाथ ढर ।
सोइ कुलीन बडो सुन्दर, सोइ जिन पर कृपा करें ॥

શ્રી રમણભગવાન પુરુષભક્તો પ્રત્યે જેટલા કૃપાળુ રહેતા હતા તેટલા જ કૃપાળુ સ્ત્રીભક્તો પ્રત્યે પણ રહેતા. એમનામાં સમાનતાની વૃત્તિ એટલી હદ સુધી વધેલી હતી કે પશુપક્ષી અને જીવજંતુ તરફ પણ એમની એ જ લાગણી રહેતી. એમની કૃપાએ ભવદુઃખથી પીડિત અને શોકસમુદ્રમાં ડૂબકાં ખાતી એક અબળાનો ઉદ્ધાર કરી તેને જ્ઞાનના શિખર પર કેવી રીતે પહોંચાડી તેનું વર્ણન આ પ્રકરણમાં આપ્યું છે.

અરુણાચલથી આશરે વીસ માઇલ છેટે 'મંડકોલુત્તુર' નામનું એક ગામ છે. ત્યાં લક્ષ્મી અમ્માળ નામનાં એક સાધ્વી રહેતાં હતાં. તેમનું બીજું નામ એચમ્માળ હતું. સંસારનાં બધાં દુઃખો વજ્ર બનીને એકસામટાં એ બિચારાંને માથે તૂટી પડયાં હતાં. એમની ઉમ્મર ત્રીસ વર્ષની થઇ કે એક પછી એક એમનો છોકરો, છોકરી અને પતિ ગુજરી ગયાં. ત્યાર પછી દશ વર્ષની એક છોકરી મરી ગઇ. સંસારની વિષવૃક્ષ જોડે સરખામણી કરવામાં આવે છે, તેનાં ઝેરી ફળ તેમને ચાખવા મળ્યાં. એમની જીંદગી વસમી થતી ચાલી. મનના ભૂક્કા થઇ ગયા. દુઃખનાં માર્યાં એ ગાંડાં બની ગયાં.

એક વખત એ જ ગામમાં તેમણે પોતાના સૌભાગ્યના દિવસો વીતાવ્યા હતા. આજે એ જ ગામની માટીનું પ્રત્યેક અણુ, તેમના ગત જીવનની, તેમના લાડકવાયાની યાદ અપાવતું હતું. તેમની નજર જ્યાં પણ જતી તે જગ્યા જાણે એમને ખાવા ધાતી હતી. એમનું જીવન નરકની યાતના જેવું બની ગયું હતું. પહેલાં આનંદની જ્યોતિ વડે તેમનું દિલ ઝળહળી રહ્યું હતું, પણ હવે તે અનંત શોકસાગરનાં મોજાંના ઝપાટા ખાઇ ખાઇને બેહાલ થઇ ગયું હતું. બારી ઉઘાડીને ભૂરા આકાશ તરફ જોતાં યે તેમનું દિલ પાછું પડતું હતું, કારણ કે સામે જ નિશાળ નજરે પડતી હતી, જેમાં તેમની લાડકવાયી દીકરી દશ વર્ષની થઇ ત્યાંસુધી ભણતી હતી. સગાંવહાલાંઓનો દિલાસો પણ નકામો નીવડતો કારણ કે તે જખમ પર મીઠું ભભરાવતો. પોતાના જૂનાં ઘરમાં રહેવાનું યે તેમને માટે અશકય થઇ પડ્યું. હતું. દિલનો જખમ રૂઝાય એ હેતુથી તેમણે તીર્થયાત્રા કરવાનો વિચાર કર્યો અને પોતાના પિતાની આજ્ઞા લઇને તે સાધુસંતોના દર્શન માટે પહેલાં ઉત્તર તરફ ગયાં પશ્ચિમમાં ગોકર્ણ ક્ષેત્રમાં સાધુ-સંગતિમા થોડો સમય રહ્યાં પણ તેમનું દુઃખ રાવણની ચિતાની જેમ વધુ ને વધુ સળગીને ભભકી ઊઠતું હતું. કોઇ તેમને એ દુઃખના ભારમાંથી છોડાવી શક્યું નહિ.

જખમ રૂઝાયો જ નહિ અને લક્ષ્મી અમ્માળ સને ૧૯૦૪માં ઘેર પાછાં ફર્યાં. પણ તેમના હૃદયમાં એક વાત ઠસી ગઇ હતી કે કોઇ સાધુ જ તેમનો બેડો પાર કરી શકશે. આ વાતની સગાંવહાલાંઓને પણ ખબર પડી. તેમનામાંથી કોઇએ એવી સલાહ આપી કે 'અરુણાચળમાં એક બ્રાહ્મણસ્વામી છે, ત્યાં જઇને તમે એમનાં દર્શન કેમ નથી કરતાં? જો કે તે ઉમ્મરમાં નાના છે છતાં એમનો મહિમા અલૌકિક છે. એ મૌન પાળે છે છતાં યે જો તમે અખંડ શ્રદ્ધા તથા ભકિત સહિત તમે એમનાં દર્શને જશો તો જરૂર લાભ થશે. એક વાર એમનાં દર્શન કર્યા પછી

ઘરબારની શુદ્ધિ રહેશે જ નહિ.' આવી વાતોથી પ્રેરાઈને અચમ્માળે અરુણાચળ જવાની તૈયારી કરી અને ત્યાં પહોંચ્યાં યે ખરાં. શહેરમાં એમનાં સગાં રહેતાં હતાં પણ એમને મળવાથી પોતાના દિલનો જખમ પાછો તાજો થશે એ બીકે એ કોઇને ઘેર ગયાં નહિ. એક બહેનપણીની સાથે તે સીધાં વિરૂપાક્ષિ ગુફામાં પહોંચ્યાં. ત્યાં એક કલાક સુધી એ ઊભાં જ રહ્યાં. મહર્ષિજી કશું જ બોલ્યા નહિ. અચમ્માળના મોંમાંથી યે એકે શબ્દ નીકળ્યો નહિ. પોતાના પગ જમીનમાં દટાઇ ગયા હોય એવી એમની સ્થિતિ થઇ ગઇ. ઘેર પાછાં ફરવાનો યે વિચાર થતો ન હતો. વિચાર થાય પણ શી રીતે ?

जाको मन लाग्यो नंदलालहि ताहि और नहीं भावै हो।
ज्यों गूंगो गुर खाइ अधिक रस सुख-स्वाद न बतावै हो॥
जैसे सरिता मिलै सिंधु को बहुरि प्रवाह न आवै हो।
ऐसे सूर कमललोचन से चित्त नहीं अनत डुलावै हो॥

એ પરાણે પહાડ પરથી નીચે ઊતર્યાં. માર્ગમાં પોતાની બહેનપણીને કહ્યું કે 'આજે દિલનો ભાર ઊતરી ગયો છે.'*

જેવી રીતે લોહચૂંબક લોઢાને ખેંચે છે તેવી રીતે લક્ષ્મીઅમ્માળને કોઇ શક્તિ ખેંચી રહી હતી કોને ખબર કેમ પણ તેની આંસુઓની ધારા સુકાતી ચાલી પોતાના વહાલાઓના વિયોગનું વાવાઝોડું ફૂંકાતું હવે બંધ થયું અને તોફાન પછીની શાંતિ ચારે બાજુ છવાઇ રહી તેમને ખાતરી હતી કે આ બધો પેલા મૌની તપસ્વીનો જ પ્રસાદ હતો. તેમને વિશ્વાસ બેસી ગયો હતો કે મહર્ષિજી સિવાય બીજું કોઇ તેમના તાત, માત, સુત કે ભ્રાત હતું નહિ. તે સમયથી મહર્ષિજીની ભિક્ષાનો

* લક્ષ્મીઅમ્માળને માટે મહર્ષિજીનાં આ પ્રથમ દર્શન ન હતાં. જુઓ 'મહિમા' નામક પ્રકરણ

ભાર એચમ્માળે પોતાના માથા પર ઉપાડી લીધો. પહેલાં પિતા પાસેથી અને પાછળથી ભાઇની પાસેથી જે ધન મળતું હતું તે બધું તે મહર્ષિજી અને એમના ભક્તોની સેવામાં ખરચી દેતાં હતાં. શ્રી મહર્ષિજી ગમે ત્યાં રહે પણ એચમ્માળ નિયમપૂર્વક ભિક્ષાન્ન લઇને ત્યાં પહોંચી જતાં. એમનું ઘર રમણભક્તોનું પોતાનું ઘર બની ગયું. આ બધાના બદલામાં તેમને જે પ્રાપ્ત થતું તે હતી ચિત્તની શાંતિ અને અતૂટ ભક્તિ. એચમ્માળે પોતાનું સર્વસ્વ, સુખદુઃખ બધું જ મહર્ષિજીના ચરણોમાં અર્પણ કરી દીધું.

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

છોડીને સઘળા ધર્મો, એક લે શરણું મુજ,
હું તને સર્વ પાપોથી છોડાવીશ, અશોક થા.

— ગીતા અ. ૧૮ —શ્લોક ૬૬

શ્રી મહર્ષિજી પાસે આવવા પહેલાં કોઇ ઉત્તરવાસી યોગી પાસેથી એચમ્માળે ચિત્ત એકાગ્ર કરવા માટે નાસાગ્ર દૃષ્ટિ શીખી લીધી હતી અને તેનો અભ્યાસ એમણે ચાલુ રાખ્યો હતો. એવું કરતી વખતે એમને દિવ્ય તેજ દેખાતું હતું અને ખૂબ આનંદ પણ પ્રાપ્ત થતો હતો. આ અભ્યાસ દરમિયાન એ દુનિયાને ભૂલી જતા અને કલાક બે કલાક, દિવસ બે દિવસ એવા ધ્યાનમાં બેસી રહેવાની શક્તિ એમણે મેળવી હતી. કોઇએ આ બધી વાતની ખબર મહર્ષિજીને આપી, પણ તેઓ ચૂપ જ રહ્યા; પરંતુ જ્યારે એચમ્માળે પોતે જ એ બધી વાતો મહર્ષિજી સમક્ષ રજૂ કરી ત્યારે તેમણે એચમ્માળને એ સાધનાઓ છોડી દેવાની સલાહ આપી. તેમણે કહ્યું: "આ બધું તેજ ખાલી દૃશ્ય છે; એ આત્મા નથી તમારું લક્ષ્ય આત્માની ઉપલબ્ધિનું હોવું જોઇએ તુચ્છ લક્ષ્યોનો શો ખપ?"

મહર્ષિજીના આદેશને અનુસરીને એચમ્માળે એ બધા સુષ્પદ અભ્યાસને તિલાંજલિ આપી દીધી અને વિચારમાર્ગનું અવલંબન સ્વીકાર્યું. તરત ફળ મળવાની આશા તો ન હતી છતાં યે એચમ્માળના મનમાં આ વાતનો પૂરો વિશ્વાસ હતો કે મહર્ષિજી જરૂર પોતાને તારશે એટલે આ નવીન માર્ગનો સ્વીકાર કરવામાં તેમણે આગળપાછળ જોયું નહિ. તેમનું સર્વસ્વ, તેમના ઇષ્ટદેવ, તેમના પ્રાણ મહર્ષિજી જ બની ગયા.

મહર્ષિજી અને ભકતો એચમ્માળને ઘણું માન આપતા. એચમ્માળ આશ્રમનું અંગ હતાં. આ સાધ્વીનાં સૌજન્ય, ભક્તિ અને શ્રદ્ધા જોઇને શેષાદ્રિ સ્વામી પણ તેમને ખૂબ માન આપતા. ઘણું કરીને તામસિક ભકતો બીજા દેવો તરફ ભારે ઘૃણા બતાવે છે પણ એચમ્માળની વાત જ ઓર હતી મહર્ષિજી પર એમનો નિર્મળ સાત્વિક પ્રેમ ને ભકિત તો હતાં જ, તો યે શેષાદ્રિ સ્વામી પ્રત્યે પણ તેમને પૂજ્યભાવ હતો. શેષાદ્રિ સ્વામી યે એક અજબ વ્યકિત હતા. પોતે કોઇની પાસે જતા નહિ અને કોઇને પોતાની પાસે ફરકવા યે દેતા નહિ. પણ તેમનો આ નિયમ એચમ્માળને લાગુ પડતો નહિ. શેષાદ્રિ સ્વામી પોતે એચમ્માળને ઘેર પહોંચી જતા. કેટલી યે વાર અરણાચળ પરથી પાછા ફરતાં અંધારું થઇ જતું ત્યારે શેષાદ્રિસ્વામી એચમ્માળના ભોમિયા બની સાથે જતા શેષાદ્રિસ્વામી કોઇને યે મો ખોલીને વેદાંતનો બોધ આપતા નહિ, પરંતુ એક દિવસ એચમ્માળના કહેવાથી મહાવાકયોના તત્ત્વાર્થ વિષે, ગ્રંથોની મદદ લીધા વિના કલાકો સુધી એવી સરસ સમજણ આપી કે સાંભળનારાઓ એમનું પાંડિત્ય જોઇ દિંગ થઇ ગયા.

એક દિવસ એચમ્માળજી પૂજા કરવા બેઠાં હતાં એ વખતે શેષાદ્રિ સ્વામીએ દર્શન દીધાં અને 'શું કરો છો?' એમ પૂછ્યું. એચમ્માળે જવાબ આપ્યો કે: 'આપની તથા શ્રી રમણદેવની છબીઓની પૂજા કરું છું.' સ્વામીજીએ પૂછ્યું: 'તમે ધ્યાન અને અભ્યાસ કેમ કરતાં નથી?'

એચમ્માળ અષ્ટાંગ યોગનાં અચ્છા જાણકાર હતાં તો યે એ શેષાદ્રિજીનાં મોંએથી વધુ ઉપદેશ મેળવવા ઇચ્છતાં હતાં એટલે એ બોલી ઊઠયાં: "એ શી રીતે કરી શકાય?" તુરત શેષાદ્રિજી ત્યાં જ આસન જમાવીને બેસી ગયા અને નાસિકા પર દૃષ્ટિ રાખી ધ્યાન કરતાં કરતાં સમાધિમાં લીન થઇ ગયા. આમ ચાર પાંચ કલાક વીતી ગયા. જ્યારે સમાધિ પૂરી થઇ ત્યારે શેષાદ્રિજીએ કહ્યું : 'જોયું', એચમ્માળ!"

કેટલાક લોકોને એવો ભ્રમ છે કે જ્ઞાનીઓ ભાવશૂન્ય પથ્થર જેવા હોય છે અને તેમને કોઇ જાતની માયા, મમતા યા દયા આદિ ભાવો હોતા નથી પણ આ કેવળ ભ્રમ જ છે. જ્ઞાનીઓ પરમાત્માની જેમ રહે છે. પરમાત્માને પોતાની સૃષ્ટિ પર ખાસ કરીને પોતાના ભક્તો પર દયા અને વાત્સલ્ય હોતાં નથી શું?

એક વૈષ્ણવ ગીતમાં કહેલું છે કે:—

"મા, ગોપાળ કેટલા ક્રોધી છે? તેમની જોડે મારો બેટો પણ તોફાની થઇ ગયો .એટલે મેં તેને સજા કરી. એટલે જુઓ તો ખરા કે ગોપાળ ભમ્મર ચઢાવી, હોઠ ફફડાવી ખુદ ભગવાનની જેમ મને સજા કરવાનું કારણ પૂછી રહ્યા છે! સખી, ગોપાળની એ મોહિનીમૂરત ભૂલી ભૂલાય તેમ નથી."

એક ગોપી કહે છે:

"મા! ગોપાળના પ્રેમના શા વખાણ કરું? પોતાની ગાયોને શોધવા છતાં તેઓનો પત્તો ન લાગતાં, જુઓ તેમના કમળનયનોમાંથી કેવાં મોતી સરી રહ્યાં છે! શામળા કૃષ્ણની એ મંજુલ વાણી હું કદી પણ ભૂલી શકું ખરી?"

ભક્તો પ્રત્યે શ્રી રમણદેવનો આવો જ ભાવ રહેતો હતો.

શ્રી મહર્ષિની અનુમતિ લઇને એચમ્માળે પોતાની ભત્રીજી શેલમ્માળને ખોળે લીધી અને તેને પરણાવી યથાસમયે એચમ્માળના પૌત્રનો

જન્મ થયો. એ નાના બાળકનું નામ 'રમણ' રાખવામાં આવ્યું; પણ ભાવિ બળવાન છે. એચમ્માળના લલાટમાં સાંસારિક સુખ જ લખ્યું ન હતું.

એક દિવસ એચમ્માળ અરુણાચલ મુકામે પોતાના ઘરમાં બેઠાં હતાં. એટલામાં અચાનક તેમને શેષમ્માળનું મૃત્યુ થયાનો તાર મળ્યો. આની પહેલાં તેની બિમારીની ખબર સુદ્ધાં મળી ન હતી. એટલે આ તાર એચમ્માળને માટે અણધારી આફત હતી. તે સુકાઈને મગેકડા જેવા થઈ ગયા. કેટલાક દિવસ તો એવી જ પીડામાં વીત્યા કે અગાઉની જેમ આફતોનો વરસાદ વરસશે કે શું! પણ સમયે પલટો ખાધો. નજીકમાં જ નખવાળ ખડા હતા. તાર મળતાં જ એચમ્માળ શ્રી મહર્ષિ પાસે દોડી ગયાં અને એમના ચરણોમાં તાર ધરી દીધો. શ્રી મહર્ષિજીએ તાર વાંચ્યો અને એમની આંખોમાંથી બે આંસુ સરી પડ્યાં. શ્રી રમણેશ્વર ભક્તોના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનતા હતા. પોતાના ભક્તોના રોજિંદા જીવન સાથે એમનો કંઈ ને કંઈ સંબંધ ન હોય એવું બનતું જ નહિ. પોતાની પુત્રીનું જે એકમાત્ર ચિહ્ન આ પૃથ્વી પર રહ્યું હતું, તે બાળકને લાવીને એચમ્માળે શ્રી મહર્ષિને સોંપી દીધો.

એચમ્માળે વિચાર્યું કે 'રમણેશ્વર અશરણના શરણ છે એટલે એ અનાથ બાળકના નાથ છે.' એચમ્માળના દુઃખનો મહર્ષિજીને પૂરો ખ્યાલ હતો. એ નાના બાળકને જોઈને તેમની આંખો પાણી ભીની થઈ ગઈ. દુઃખની વહેંચણી થતાં તે હળવું થાય છે અને સહેલાઈથી વેઠી શકાય છે. આ વખતે દુઃખસાગર તરવામાં એચમ્માળને અગાઉ જેટલી મુશ્કેલી નડી નહિ.

ભગવાન શ્રી રમણ મહર્ષિની કૃપાનું એક વધુ ઉદાહરણ નોંધવા જેવું છે. મૈલાપુર–મદ્રાસના એક અધ્યાપક ગેરિગિરિ આયર પોતાના પત્ની જોડે થોડા દિવસ આશ્રમમાં આવીને રહ્યા. ઘેર જવાના સમયે એ દંપતી મહર્ષિજીની રજા લેવા ગયું. મહર્ષિજીને જોતાં જ દેવીનું ગળું રૂંધાવા લાગ્યું અને

તે રડી પડયાં. મહર્ષિજીની આંખોમાં પણ આંસુ ઊભરાઈ આવ્યાં, પણ પળવારમાં સ્વસ્થ થયા અને બોલ્યા, 'કેમ બેટી! એવી ભાવના કેમ કરતી નથી કે અત્યારે તું અરુણાચલ જ જઈ રહી છે?'

કેટલાક લોકો એમ માને છે કે સ્ત્રીઓને જ્ઞાનનો વિચાર કરવાનો અધિકાર નથી. શ્રી મહર્ષિને આ વાત કબૂલ ન હતી. ગણપતિ મુનીન્દ્રનાં ધર્મપત્ની વિશાલાક્ષમ્માએ આ વિષયમાં મહર્ષિજીને પ્રશ્ન પૂછ્યો હતો. મહર્ષિજીએ તેનો જે જવાબ આપ્યો હતો તે રમણગીતાના ૧૦મા અધ્યાયમાં આપેલો છે. શ્રી રમણદેવનો એવો અભિપ્રાય હતો કે સ્ત્રીઓને પણ જ્ઞાનનો વિચાર કરવાનો અધિકાર છે. સ્ત્રી જો આત્મનિષ્ઠ થઈ જાય તો તે સંન્યાસિની થઈ શકે છે અને પરમહંસોની જેમ તેના શબ પર સમાધિ પણ ચણાવી શકાય છે.

એચમ્માળજી આવાં અધિકારી સાધ્વી હતાં. શ્રી રમણદેવનાં આ પરમ ભક્ત તા. ૨૮મી ડિસેમ્બર ૧૯૪૫ના રોજ રાત્રે ૨-૦ વાગે દેવલોક થયાં. તિરુવણ્ણામલૈના તેમના ઘરમાં ભારે શાંતિ વચ્ચે એમનું મૃત્યુ થયું. મૃત્યુ પછીના ત્રીજા અગર ચોથા દિવસ સુધી તો એ પોતાના નિયમ મુજબ આશ્રમમાં અન્ન લઈ આવતાં અને શ્રીભગવાનને તેમ જ ભક્તોને પોતાને હાથે પીરસતાં હતાં. તેમનું જીવન શ્રી મહર્ષિ પ્રત્યેની ભક્તિ તથા સેવાથી રંગાયેલું હતું. એમની જીવનકથા વાચનારને તેમ જ સાંભળનારને પ્રેરણા આપે તેવી છે.

એચમ્માળ ગયાં પણ એમનું નામ અમર રહેશે. એમનું શરીર નાશ પામ્યું પણ એમની કીર્તિ જુગજુગ જીવશે.

---

# પ્રકરણ છઠ્ઠું : કાવ્યકંઠ શ્રીગણપતિ મુનિ

અર્પે છે ભક્તજનને વર નિત્ય આપ
ને છો ગુરુ ગણપતિ સમ શાસ્ત્રીનાય
છાયા તળે સકળ જે જન-આશ્રિતોના
મંદારવૃક્ષ સમ આપ હરો ત્રિતાપ

*—શ્રી રમણગીતા : અ. ૧૮—શ્લો. ૧૫*

ઈ. સ. ૧૯૦૩માં એક દિવસ શ્રી મહર્ષિજી વિરૂપાક્ષ ગુફામાં પોતાના ભક્તોની જોડે બેઠેલા હતા, તે વખતે આંધ્રના એક વિદ્વાને પોતાની સહજ પ્રતિભા દ્વારા નીચેના શ્લોકનો અર્થ મહર્ષિજીને ઉદ્દેશીને કોઈ અનોખી રીતે સમજાવ્યો હતો:—

*शुक्लाम्बरधर विष्णु शशिवर्णं चतुर्भुजम् ।*
*प्रसन्न वदन ध्यायेत् सर्व विघ्नोपशान्तये ॥*

એ વિદ્વાને એમ સમજાવ્યું કે "મહર્ષિજી શુક્લામ્બર (કૌપીન) ધારણ કરે છે; આત્મામાં નિત્ય રહેતા હોઈ સર્વવ્યાપી વિષ્ણુ છે. મન, બુદ્ધિ અહંકાર અને ચિત્ત એ ચારેનો એમણે નાશ (ભોજન) કર્યો છે. એ પ્રસન્નવદન છે, અને એમનું ધ્યાન ધરનારાઓના સર્વ વિઘ્નોનો એ નાશ કરે છે."

એ જ વિદ્વાને બીજે વર્ષે કૃત્તિકાના પર્વ વેળા અરુણાચલેશ્વરના મંદિરમાં થોડાંક અઠવાડિયાંમાં જ 'શિવસાહસ્રી' રચી કાઢી. આ ગ્રંથમાં એક હજાર શ્લોક છે. આ સ્તવનથી જ્યારે એમણે મહર્ષિજીની સ્તુતિ કરી ત્યારે 'હાજર' રહેલા ભક્તો એમની પંડિતાઈ જોઈને દિંગ થઈ ગયા. એમની કવિતાની ધારા તથા રમ્ય શૈલીથી લોકોને આશ્ચર્ય થયું. આવા

પંડિત ક્યાંથી પધાર્યા હશે એ જાણવાને લોકો આતુર થઈ ગયા. જેઓને ખબર હતી તેઓએ કહ્યું કે 'એ પંડિત આંધ્રવાસી છે, વિજયનગરમ્ અને બોબ્બિલીની પાસે આવેલું કલુવરાય અગ્રહાર એમનું ગામ છે અને એમનું નામ કાવ્યકંઠ શ્રી ગણપતિશાસ્ત્રી છે.' આ સાંભળીને લોકોને એમના પ્રત્યે ભારે શ્રદ્ધા પેદા થઈ અને એમની ખાતરી થઈ ગઈ કે એ વરદાન પામેલા પુરુષ હતા.

ખરેખર ગણપતિજી વરદાન પામેલા પુરુષ હતા. એમનો જન્મ (ઈ. સ. ૧૮૭૮માં) થયો ત્યારે એમના પિતા નરસિંહ શાસ્ત્રીજી શ્રી કાશી વિશ્વેશ્વરની સંનિધિમાં હતા. ત્યાં એમને એવો ભાસ થયો કે ગણપતિની મૂર્તિ પાસેથી બાળકના આકારવાળું કોઈ એમના પગ તરફ દોડી આવ્યું. આ કારણથી એમણે પોતાના પુત્રનું નામ ગણપતિ રાખ્યું. કોણ જાણે કેમ પણ આ છોકરાને બાળપણમાં જ દરેક જાતના રોગો આવી ગયા. બિમારી, મૂર્છા અને મૂંગાપણું પાંચ વર્ષ સુધી રહ્યાં. છઠ્ઠે વર્ષે ધગધગતા લોઢાની છાપ એના શરીર પર ચંપાવ્યા પછી જ રોગો મટી ગયા.

જે દિવસથી એમનું ભણતર શરૂ થયું, તે દિવસથી જ એમનું પાણી દેખાઈ આવ્યું. બીજાઓને માટે જે અસાધ્ય હતી એવી ગ્રહણ, ધારણ અને સદ્યઃસ્ફુરણની શક્તિઓ એમનામાં હતી. ભણીને ભૂલી જવાની ખામી એમનામાં હતી જ નહિ. એમની બુદ્ધિ પાસે બધાં શાસ્ત્રોનો કંઈ હિસાબ રહ્યો નહિ. દસ વર્ષની વયે સંસ્કૃતમાં સુંદર કવિતાઓ રચવા માંડી. પંચાંગની ગણતરી પણ જાણી લીધી. [illegible] અને નાના નાના વ્યાકરણો તો મોઢે થઈ ગયાં. બાર વર્ષની ઉંમરે બે સર્ગોવાળું 'ભૃંગસંદેશ' નામનું એક કાવ્ય મંદાક્રાન્તા વૃત્તમાં રચ્યું. ચૌદ વર્ષની ઉંમરે છંદ, વ્યાકરણ, અલંકાર, કાવ્ય, ઇતિહાસ આદિમાં પારંગત થઈ ગયા. એ અષ્ટાવધાની હતા, અચ્છા ભાષણકાર હતા ને આશુકવિ હતા. બાવીસ વર્ષની વયે કોઈ ઠેકાણે સંસ્કૃતના અધ્યાપક નિમાવાનો પ્રયત્ન

અભિકાન્તજી બોલ્યા

उच्चैः कुजरमाकार्यो वृंहितानि मदोद्धत ।
कुम्भिकुम्भामिषाहारी शेते सप्रति केसरी ॥

ગણપતિજી—પાછી ભૂલ 'न बहुव्रीहे मत्वर्थीय ।' એને 'आमिषाहारी' ખોટુ છે, 'आमिषाहार' તેનું જોઈએ માટે

समासीनो रसाले चेत् मौनमावह मौक्ले ।
काकः करोतु सत्कार मत्वा त्वामपि कोकिलम ॥

અભિકા ज्योतिरिंगण, न किं नु मन्यसे ।
यत्त्वमेव तिमिरेषु लक्ष्यसे ॥

ગ.ગ. किं प्रदीप भवने विभाससे ।
वायुना वहिरितो विधूयसे ॥

(બીજી લીટીમા 'इतो' ને બદલે 'अहो' નો પાઠ પણ છે)

આ સમયે શિતિકંઠ વાચસ્પતિજી ઊભા થયા અને બોલ્યા, 'આપ બન્ને તરફ અમને માનની લાગણી ઉદ્ભવે છે. આપ એકબીજાની નિંદા ન કરો. જોઈએ તો ગૌડ અને દાક્ષિણાત્ય સમાજોની નિંદા કરીને આ મારામારીનો ઝઘડો બંધ કરી દો.'

અભિકા भट्टो शिलोट्टोपरि वारवध्वा
निपीय मद्वारभते विहारम ।

ગણ अमुत्रगो वाऽस्तु वमुव्ययो वाऽ-
प्यमी न मीन व्यसन त्यजन्ति ।

શ્રી ગણપતિ શાસ્ત્રીએ જે સમસ્યાઓની પૂર્તિ કરી હતી તેમાની કેટલીક નીચે આપીએ છીએ. સમસ્યાઓ કૌંસમા આપેલી છે.

૧ हिडिंवा भीमदयिता निदाघे धर्मपीडिता ।
( स्तनवस्त्र परित्यज्य वधू श्वशुरमिच्छति ॥ )
( किं तु अतवद्य चरिता )

२ राहुसिकोणे च, गुरुस्तृतीये
कलत्रभावे च धरातनुजः
लग्ने च कोणे यदि बालकस्यात्
( सूर्यदशाकेन समं विनष्टः । )
( न तु अमावास्या । )

३ सतीवियोगेन विषण्णचेतसः
प्रभोश्शयानस्य हिमालये गिरौ
शिवस्य चूडाकलितं सुधाशया
( पिपीलिका चुंबति चंद्रमंडलम् । )

४ चतुर्थ्यां भाद्रशुक्लस्य चंद्रदर्शन शंकया
( वत्सरस्यैकदा गौरी पतिवक्त्रं न पश्यति । )

આવી જાતની પંડિતાઇથી કીર્તિ જરૂર વધે છે, પણ એ કીર્તિ સ્થાયી હોતી નથી ગણપતિજીએ આવી બાબતો માટે ખાસ પ્રયત્ન કર્યો ન હતો. એમનું ચિત્ત અન્યત્ર રોકાયેલું હતું. પુરાણોમાં લખેલું છે કે વિશ્વામિત્ર જેવા મંત્રજપના પ્રભાવ વડે નવી સૃષ્ટિ રચવાને સમર્થ થયા હતા. ગણપતિજીને વિચાર આવ્યો કે પોતે પણ શા માટે એમના જેવા ન થાય? અઢાર વર્ષની વયે એ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યા હતા. તો યે એમનું મન હમેશાં મંત્ર જપવાની ધૂનમાં જ લાગેલું રહેતું. આ કારણસર એમણે તપશ્ચર્યા કરવાના વિચારથી ગંગા, યમુના, ગોદાવરી વિગેરે પવિત્ર નદીઓના તીરે નિવાસ પણ કર્યો એમનો ઇષ્ટમંત્ર શિવપંચાક્ષરી હતો. આ સિવાય બીજા મંત્રના જપ પણ એમણે કર્યા હતા. વચ્ચે વચ્ચે કોઇ ઠેકાણે સંસ્કૃત ભણાવવાનું કામ કરી લેતા હતા. પોતાની તપશ્ચર્યા વડે એમને કેટલીક જાતની દિવ્ય અનુભૂતિઓ મળી હતી, પણ શ્રી શંકરનો સાક્ષાત્કાર થયો નહિ. એમણે શિવકોટિ લખી, કરોડ વાર શિવ-

પંચાક્ષરીનો જપ કર્યો, પણ બધું વ્યર્થ ગયેલું જણાયું. શિવનો સાક્ષાત્કાર ન થવાને કારણે એમને જીવન વ્યર્થ જણાવા લાગ્યું.

ગણપતિજી સમાજને સુધારવા માગતા હતા. વૈદિક યુગના બ્રાહ્મણ સમાજની એ ફરી સ્થાપના કરવા ચાહતા હતા. બની શકે તેટલું લોકોનું ભલું કરવાનો એમનો સંકલ્પ હતો. એમનો એવો મત હતો કે મંત્રજપથી માણસની ગુપ્ત શક્તિઓ જાગી ઊઠે છે, જેના બળથી તે પોતાના બધા સંકલ્પો પૂર્ણ કરી શકે છે. અરુણાચલમાં તેજોલિંગ છે તેની સમક્ષ મંત્રજપ કરવાના ઇરાદાથી એ ૧૯૦૩–૦૪માં અરુણાચલ આવ્યા. એ અરસામાં એમણે એકબે વાર શ્રીરમણમહર્ષિનાં દર્શન કર્યાં. ત્યારબાદ થોડા વખત માટે વેલ્લૂરની કોઇ પાઠશાળામાં સંસ્કૃત પંડિત તરીકે એમણે કામ કર્યું. ત્યાં તેમણે પોતાના શિષ્યોને એકઠા કરીને પોતાના વિચારોને સફળ બનાવવાના પ્રયત્નો જારી રાખ્યા. વળી પાછા મંત્રજપ કરવા માટે અધ્યાપકની નોકરી છોડીને એ અરુણાચલમાં રહેવા ગયા.

પરંતુ કંઇયે ફળપ્રાપ્તિ થઇ નહિ વિચાર કરવા લાગ્યા કે 'કાવ્ય, પુરાણ, ઇતિહાસ, વેદ, ઉપનિષદ્ અને મંત્રશાસ્ત્ર જાણવા છતાં કદાચ મને મંત્રજપનું રહસ્ય બરાબર ખબર ન હોય કારણ કે હું આટલાં વર્ષોથી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક તપશ્ચર્યા કરી રહ્યો છું તો પણ જે દેવતાની હું ઉપાસના કરું છું તે શા માટે મને દર્શન દેતા નથી?' આવા વિચારોથી એમનું હૃદય સદા ચિંતામગ્ન રહેવા લાગ્યું.

શ્રીમદ્ ભાગવતમાં સાચું જ કહ્યું છે કે :

रहुगणै तत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
नच्छन्दसा नैव जलाग्निसूर्यै विना महत्पादरजोऽभिषेकम् ॥

જડભરત રહૂગણ રાજાને કહે છે કે, "હે રહૂગણ! ઇશ્વર વિષેનું જ્ઞાન અને દિવ્ય પ્રેમ તપથી મળતાં નથી, ગૃહસ્થોએ કરેલાં યજ્ઞ, દાન કે

સત્કર્મથી એ મળતાં નથી, વેદોના અભ્યાસથી અથવા જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસનાથી એ મળતાં નથી; તે માત્ર મહાપુરુષોનાં ચરણોની રજના અભિષેકથી જ પ્રાપ્ત થાય છે." શ્રી ગણપતિ મુનિના હૃદયમાં આ પ્રતીતિ ઘર કરી રહી હતી.

દરમિયાન કૃતિકાનો દિવસ આવ્યો. બપોરનો એક વાગ્યો હતો ગણપતિજી અસંતોષ સેવતા બેઠા હતા. એકાએક એમને ગિરિનિવાસી બ્રાહ્મણસ્વામીનું સ્મરણ થયું અને મનમાં બોલવા લાગ્યા: 'મંત્રજપનું રહસ્ય એ મહાત્મા જરૂર જાણતા હશે. મંત્રજપ પણ તપશ્ચર્યાનો એક પ્રકાર જ છે ને? લોકો કહે છે કે એ મહાત્માને અપરોક્ષાનુભૂતિ થઇ છે, તો પછી એ જરૂર જાણતા હશે કે મર્મ કયા છુપાયો છે? મારી શંકાઓનુ સમાધાન એ જ કરી શકશે. શું એ મને ઓળખશે? તે દિવસે (ઇ સ ૧૯૦૩મા) મેં 'શુક્લામ્બરધરમ્' ની વ્યાખ્યા કરી નહોતી શું? એ શું એમને યાદ હશે? મારે માટે એ જ શરણ્ય છે. એ જ મારી ગતિ છે." આવા વિચારો કરતાં કરતાં શાસ્ત્રીજી ઊભા થયા અને સખ્ત તાપમાં વિરૂપાક્ષિ ગુફા બણી દોડવા લાગ્યા

તે વખતે ગણપતિજીનું આખું શરીર ભાવના આવેગથી કંપી રહ્યું હતું. એમના સદ્ભાગ્યે તે વખતે મહર્ષિજી બહારના ઓટલા પર એકલા બેઠા હતા ગણપતિજીએ એમના ચરણોમાં માથું મૂકીને દંડવત પ્રણામ કર્યા અને એમનાં ચરણો પકડીને ગદ્ગદ્ સ્વરે બોલ્યા: "જે વાંચવા જેવું હતું તે બધું વાંચી લીધું, વેદાન્તશાસ્ત્રનું પૂરું અધ્યયન કર્યું, પેટ ભરીને મંત્રજપ કર્યા, તો યે આજ સુધી મને 'તપ' શબ્દનો ખરો અર્થ સમજાયો નથી. ભગવન્! હવે મને આપનાં ચરણકમળ જ પેલેપાર લઇ જઇ શકશે. કૃપા કરીને આ રંકને તપનું તાત્પર્ય સમજાવો."

પંદર મિનીટ સુધી મહર્ષિજી ગણપતિજી બણી સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યા. ગણપતિજી ભારે ઉદ્વેગપૂર્વક પ્રતીક્ષા કરતા બેસી રહ્યા. કોઇએ

પણ વચ્ચે આવીને એ દૃશ્યની ગભીરતામા ભગ પાડયો નહિ પછી મહર્ષિજી વચ્ચે વચ્ચે રોકાતા રોકાતા ધીમે સ્વરે તામિલમા આ પ્રમાણે બોલ્યા .

"અહભાવનુ ભાન કયાથી ઊભુ થાય છે, તે ગોધી કાઢવામા આવે તો મન તેમા જ લીન થઇ જાય છે એ જ તપ છે."

"મત્રનો જપ કરતી વખતે મત્રનો નાદ કયાથી ઊઠે છે તે ગોધી કાઢવામા આવે તો મન તેમા જ લીન થઇ જાય છે આ તપ છે"

ગણપતિજીના હૃદયની તપ્ત રેતી પર અમૃતનુ સિચન થયુ વૈદિક યુગથી માડીને આજ સુધીમા આવી ઘટના આ એક જ બની છે મોક્ષનો એક નવો માર્ગ ખુલી ગયો આ મહાન્ માર્ગનો કોઇએ વિચાર પણ કર્યો ન હતો કોઇએ એનો ઉપદેશ કર્યો ન હતો સૌથી પહેલા યોગીશ્વરેશ્વર શ્રી રમણે મનુષ્યોના પરમાર્થની ખાતર ગણપતિરૂપી નરને, ધર્મક્ષેત્ર અરુણાચલમા જ્યોતિનિલય ગિરિતટ પર જપરૂપી શુશ્રૂષાથી પ્રસન્ન થઇને આ પરમ વિદ્યાનુ દાન દીધુ પછીથી અન્ય મુમુક્ષુઓને પણ આ ઉપનિષદ્‌ની પ્રાપ્તિ થઇ સને ૧૮૯૬ના સપ્ટેમ્બરની પહેલી તારીખે શ્રી રમણસ્વામીના મૌનનો આરભ થયો હતો આજે ૧૯૦૭મા ગણપતિજીના પુણ્યસસ્કારને કારણે એમણે એ મૌનનો ત્યાગ કર્યો અને પોતાને જે સત્યની ઉપલબ્ધિ થઇ હતી તેનો ઉપદેશ કર્યો

જયજય શ્રીરમણદેવ ! જયજય શ્રીરમણદેવ ! જયજય શ્રીરમણદેવ !

જેઓ મોક્ષના માર્ગનો આવિષ્કાર કરે છે તેઓને મત્રદ્રષ્ટા અથવા મહર્ષિ કહે છે આ વિશિષ્ટ પથના સાક્ષાત્કારને કારણે શ્રી રમણ આજથી મહર્ષિ બન્યા ગણપતિજી થોડા સમય માટે ત્યા જ રહ્યા પળનિસ્વામી આવ્યા તેની પાસેથી ખબર પડી કે મહર્ષિનુ નામ 'વેકટરામન' હતુ તેને બદલીને ગણપતિજીએ 'શ્રીરમણ' રાખી, તે જ ક્ષણે "શ્રીરમણપચક"ની રચના કરી

મહર્ષિજીના સગાઓમાં લક્ષ્મણઅય્યર નામના એક તેલુગુ પંડિત હતા. એ બાળપણથી જ મહર્ષિજીને 'રમણિ' અથવા 'રમણ' કહીને બોલાવતા હતા. એ જ નામને ગણપતિ મુનિએ આજે કાયમ કરી દીધું.

બીજે જ દિવસે ગણપતિજીએ પોતાના શિષ્યોને બધી વાતો કરી અને તેઓને કહ્યું કે 'શ્રીરમણ મંત્રદ્રષ્ટા છે એટલે એમને હવે 'ભગવાન્ શ્રીમદ્રમણ મહર્ષિ' કહીને બોલાવવા.' તે દિવસથી બધા લોકો શ્રી રમણને 'શ્રી રમણમહર્ષિ' કહેવા લાગ્યા અને 'ભગવાન્' કહીને સંબોધવા લાગ્યા.

ગણપતિ શાસ્ત્રીજીને વિશ્વાસ હતો કે ઉમાદેવીના અનુગ્રહથી જ તેમને આ ઉપદેશામૃત મળી ગયું હતું એટલે તેમણે ત્રણ અઠવાડિયાંમાં જ 'ઉમાસાહસ્રી'ની રચના કરી. એક દિવસ આમ્ર ગુફામાં શ્રી મહર્ષિજીની સન્નિધિમાં ગણપતિજી જે શ્લોકો રચતા હતા તે એક સાથે ચાર માણસો ઉતારી રહ્યા હતા. આ ઉમંગમાં તેમણે ચાર જ કલાકમાં ત્રણસોથી વધારે શ્લોકો રચી કાઢ્યા! ત્યાં સુધી મહર્ષિજી ચૂપ જ બેસી રહ્યા. રચના પૂરી થઈ ગયા પછી એ બોલ્યા: "મેં જે કંઈ કહ્યું તે બરાબર ઉતારી લીધું છે ને?" આ વાત પરથી સ્પષ્ટ જણાય છે કે એ શ્લોકોની રચના મહર્ષિજીએ જ કરી હતી અને એ રચના ગણપતિજીનાં મોંએથી કવિતારૂપે બહાર પડી હતી. મહર્ષિજીની બીજી રચનાઓમાં ગણપતિજીએ સુધારા કર્યા હતા પણ એ શ્લોકોમાં કશો યે સુધારો કરવાની જરૂર જણાઈ ન હતી.

હવે શ્રી રમણને શાસ્ત્રીજીએ 'શ્રીરમણમહર્ષિ' શા માટે કહ્યા તે સમજી લઈએ.

१ ऊर्ध्वरेता तपस्युग्रो, नियताशी च संयमी ।
शापानुग्रहयोश्शक्त सत्य सधो भवेदृषिः ॥

२ तपोनिर्धूत पाप्मानः याथातथ्याभिधायिनः ।
वेदवेदांगतत्त्वज्ञाः ऋषयः परिकीर्तिताः ॥

३ तपस्वीनपरादान्तास्सत्यवाचो बहुश्रुताः ।
वेदवेदांगतत्त्वज्ञाः ऋषयः परिकीर्तिताः ॥

* ૨. ઊર્ધ્વરેતા, મિતાહારી, તપમાં ઉગ્ર, સંયમી;
કૃપા ને શાપમાં શક્ત, સત્યવક્તા સદા ઋષિ.

૨. તપથી હણતા પાપ, સર્વદા સત્ય ભાખતા;
વેદવેદાંગતત્ત્વજ્ઞ ઋષિઓ વખણાય .

૩. તપસ્વી, શુચિ ને દાન્ત સત્યવક્તા બહુશ્રુત;
વેદવેદાંગતત્ત્વજ્ઞ ઋષિઓ વખણાય છે.

હવે 'ભગવાન્' શબ્દનું ઔચિત્ય જોઈએ. 'ભગ' શબ્દનો અર્થ આવો છે :

ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस श्रिय ।
ज्ञानवैराग्ययोश्चापि षण्णा वर्गो भगो मतः ॥

સમગ્ર પૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, શ્રી ને યશસ્વિતા;
જ્ઞાન, વૈરાગ્ય એ ષટ્ક ભગરૂપ મનાય છે.

આવા ૭ ગુણોરૂપી ભગ ધરાવનાર પુરુષ 'ભગવાન' કહેવાય છે

ઈ. સ. ૧૯૦૮ના જાનેવારી, ફેબ્રુઆરી અને માર્ચના ત્રણ મહિના મહર્ષિજીએ ભક્તોની જોડે પચ્ચેયમ્મન મંદિરમાં ગાળ્યા હતા તે વખતે બીજા લોકો પણ એમનાં દર્શન કરવા આવતા હતા. તે વખતના ખર્ચનો આખો બોજો શ્રી રંગસ્વામી અય્યંગારે ઊઠાવી લીધો હતો. શેષય્યર અને બીજા થોડા ભક્તો રસોઈનું કામ સંભાળતા હતા. એ અરસામાં ગણપતિ મુનિ શ્રી મહર્ષિના આદેશ મુજબ ધ્યાનનો અભ્યાસ કરતા કરતાં 'ઉમાસાહસ્રી'માં સુધારા કરી રહ્યા હતા. પછી શ્રી મહર્ષિની આજ્ઞા લઈને વિદાય થયા. એ કોઈ કોઈ વાર વચ્ચે આવી જતા અને મહર્ષિજીનાં દર્શન કરીને ચાલ્યા જતા. ત્યાર પછી શાસ્ત્રીજીએ શ્રીરમણેકવિંશતિની

રચના કરી. પાછળથી આ સ્તુતિના તેમણે ચાલીસ શ્લોક કર્યા અને એનું નામ "શ્રીરમણચત્વારિંશત" રાખ્યું. ધ્યાનનો નવીન માર્ગ ગ્રહણ કરવા છતાંયે ગણપતિજીએ પોતાના પ્રથમ સંકલ્પનો ત્યાગ કર્યો નહિ. વેદકાળ પછી હિંદુ સમાજમાં જે આચારવિચાર ઘૂસી ગયા તેને જડમૂળથી ઉખાડીને, વેદકાળના ઉન્નત ભાવોને પાછા સજીવન કરવાનો એમનો નિર્ણય હતો. આવો એક સમાજ કાયમ કરીને મંત્રજપ વડે બળસંચય કરી લેવાનો એમનો ઇરાદો છેવટ સુધી ટકી રહ્યો હતો.

વિનય લેતી વખતે તેમણે મહર્ષિજીને પૂછ્યું "અહંના વિચારથી બધી કામનાઓની સિદ્ધિ થાય છે કે તેને માટે વળી અમુક જાતના મંત્રજપની જરૂર રહે છે?" મહર્ષિજીએ જવાબ આપ્યો, 'અહં-અહંના વિચારથી દરેક જાતની સિદ્ધિ મળે છે.' એમની સલાહ પૂરી ત્યારે મહર્ષિજીએ ગણપતિજીને કહ્યું 'ઈશ્વર પર તમારો બોજો મૂકી દો એટલે તમે તમારા બોજામાંથી છૂટશો. એ જ તમારો બોજો સંભાળી લેશે.'

ત્યાર પછી ગણપતિજીએ તિરુવત્તિયુર, ગોકર્ણ આદિ ક્ષેત્રોમાં આ વિચારમાર્ગનું અનુસંધાન કરીને તપ કર્યું હતું.

ગણપતિજીની સોબતથી મહર્ષિજીએ સંસ્કૃત અને તેલુગુ સાહિત્યનું જ્ઞાન મેળવી લીધું. વળી એ ભાષાઓના સારો પરિચય મેળવ્યો અને કવિતા કરવાની શક્તિ પણ પ્રાપ્ત કરી. શ્રી રમણમહર્ષિએ તામિલમાં 'ઉળ્ળદુ નાર્પદુ' નામનો એક ગ્રંથ લખ્યો છે તેનો ગણપતિજીએ 'સદ્દર્શન' નામે સંસ્કૃત અનુવાદ કર્યો. ગણપતિજીના શિષ્ય કપાલિ શાસ્ત્રીજીએ એનું ભાષ્ય પણ લખ્યું છે.

જ્યાં જ્યાં સંસ્કૃત ભાષાનો પ્રચાર છે ત્યાં ત્યાં મહર્ષિજીના ઉપદેશનો પ્રચાર કરવાનું માન શ્રી ગણપતિ મુનિને ફાળે જાય છે. સંસ્કૃત જ ભારતવર્ષની એકમાત્ર ધાર્મિક ભાષા છે. આથી ભક્તોની શંકાઓના શ્રી રમણદેવે કરેલા સમાધાનોને સંસ્કૃત પુસ્તકનું રૂપ આપવામાં આવ્યું

અને તેનું નામ 'શ્રીરમણગીતા' પાડવામાં આવ્યું. આ ગીતા રચવાનું શ્રેય પણ શ્રી ગણપતિજીને ઘટે છે.

શ્રી ગણપતિ મુનિએ સામયિક, સામાજિક, આચાર, પુરાણ તથા ઇતિહાસ આદિનું સંશોધનપૂર્વક અધ્યયન કર્યું હતું. એમની સમાલોચનાત્મક શક્તિ અનોખી હતી. પુરાતત્ત્વ અને પ્રાચીન સંસ્કૃતના એ ભારે વિદ્વાન હતા. જુદી જુદી શંકાના કાળ વિષે એમણે વિદ્વત્તાપૂર્ણ લેખ 'ભારતી' માં પ્રગટ કર્યા હતા. સામાજિક બાબતોમાં એમના વિચારો નવી રોશનીથી રંગાયેલા હતા. રજસ્વલા થયા પછી કન્યાઓનાં લગ્ન, અસ્પૃશ્યતાનો નિષેધ આદિ વાતોને એ શાસ્ત્રસંમત ગણતા હતા. લોકો માને છે કે એ ગણપતિના અંશાવતાર હતા. પોતે પણ લગભગ એમ માનતા હતા. થિયોસોફિકલ સોસાયટી માટે એમને માન હતું. એ કહેતા કે લોકસંગ્રહ કરવા માટે આ કાળમાં બાર ઋષિઓ અવતર્યા છે. એમનો એવો અભિપ્રાય હતો કે પંચગૌડ અને પંચદ્રવિડનો ભેદ, એક જ વર્ણમાં અવાંતર શાખાઓનું હોવું વગેરે હાનિકર્તા છે. આ બધાને નિર્મૂળ કરવા માટે એમણે પોતાના જીવનમાં પ્રયત્નો પણ કર્યા હતા. એ કહેતા કે બધાને એમના ગોત્રને નામે બોલાવવા જોઈએ, જેથી આપસઆપસનો મેળ સહેલાઈથી બેસી જાય. વૈદિક નામો માટે એમને ભારે પક્ષપાત હતો. તે પોતાને 'વાસિષ્ઠ ગણપતિ' તરીકે ઓળખાવતા. એમના બધા જ શિષ્યોને ભગવાન શ્રી રમણ મહર્ષિના ભક્તો કહીએ તો તેમાં જરા યે અતિશયોક્તિ નથી.

આ મહાપુરુષનું, આ ઉદાત્ત અને આધ્યાત્મિક વિચારસંપન્ન મહાત્માનું નિર્વાણ ખરગપુરના નિમપુર આશ્રમમાં ઇ. સ. ૧૯૩૬ના જુલાઈની ૨૫મી તારીખે થયું. જો કે એ દિવસે એમના ભૌતિક જીવનનો અન્ત આવ્યો છતાં એ સમસ્ત આધ્યાત્મિક જગતમાં પોતાના ઉદાત્ત વિચારોના પ્રતાપે મશહૂર થઇ અમર બની ગયા છે.

## પ્રકરણ સાતમું : શ્રી. રામસ્વામી અય્યર

અત્યાર સુધી આપણે શ્રી મહર્ષિજીના એવા ભક્તોનો પરિચય કર્યો છે કે જેઓ મુમુક્ષુ બનીને ભવબંધન કાપવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, પણ હવે અહીં એવા સજ્જનના ચરિત્રનું વર્ણન કરીશું કે જેમના ત્રિવિધ તાપ શ્રી મહર્ષિજીની કૃપાથી શાંત થઈ ગયા હતા. સને ૧૯૦૮નો એપ્રિલ માસ હતો. શ્રી મહર્ષિજી વિરૂપાક્ષ ગુફામાં રહેતા હતા, એ વખતે એમના દર્શન માટે તિરુવણ્ણામલૈના પી ડબલ્યૂ. ડી. સુપરવાઇઝર શ્રી મનવાસી વિ. રામસ્વામઅય્યર પોતાના એક દોસ્તની જોડે આવી લાગ્યા. રામસ્વામઅય્યરના મિત્ર એમ માનતા હતા કે મહર્ષિના દર્શન કર્યા સિવાયનો જે સમય જતો તે નકામો જતો હતો. શહેરના લોકો મહર્ષિજીની બાબતમાં જાત જાતની સારી વાતો કરી રહ્યા હતા. આથી રામસ્વામઅય્યરની એવી ઇચ્છા થઈ કે પાછા એકવાર જઈ મહર્ષિજીના દર્શન કરવા. એક મહિના પછી રામસ્વામઅય્યર ફરીથી વિરૂપાક્ષ ગુફા પર હાજર થઈ ગયા. તે વખતે મહર્ષિજી એકલા હતા. તેમના દર્શન કરતાં જ અય્યરના હૃદયમાં ભાવેશનો સાગર ઊભરાયો. એ બોલી ઊઠ્યા "ભગવન્! સંસારના પાપીઓને તારવા માટે ક્રાઈસ્ટ આદિ મહાપુરુષોએ અવતાર લીધો હતો, તો શું મારે માટે કંઈ આશા છે ખરી?" તુરત શ્રી મહર્ષિજી જાગ્રત બનીને અંગ્રેજીમાં બોલ્યા "છે, છે, આશા છે" ત્યારપછી બનેલી ઘટનાઓનું બયાન શ્રી અય્યરના શબ્દોમાં જ વાંચીએ.*

---

* શ્રી અય્યરે તે વખતની બધી વાતો પોતાની રોજનીશીમાં લખી રાખી હતી. આ પ્રકરણ એ રોજનીશીને આધારે જ લખ્યું છે.

"ઘણી અનિચ્છા અને આગ્રહ સહિત હું પહાડ પરથી નીચે ઊતર્યો. તે વખતે પહેલું ગીત* આપોઆપ દિલમાંથી સ્ફુરી ઊઠ્યું :—

"પ્રભુ! મારી શી ગતિ થવાની છે? તમે તો રસભરેલી મૃદુલ મંજરી છો. ભક્તના મનરૂપી ભ્રમરને એના પર અપાર પ્રીતિ હોય છે, એટલે પુષ્પરસના પાનની અભિલાષાથી તે તેની ચારે બાજુ ઘૂમ્યા કરે છે."

ત્યાર પછી જ્યારે જ્યારે મોકો મળતો ત્યારે ત્યારે અય્યર શ્રી મહર્ષિજીનાં દર્શન કરવા જતા. પ્રવાસમાં જવાનું ન હોય ત્યારે તે રાત્રે આશ્રમમાં જ રહેતા. એક રાત્રે એવું બન્યું કે અડધા કલાકના મૌન પછી મહર્ષિજીએ તેમના પર કૃપાદૃષ્ટિ કરી, જેને લીધે અય્યરના શરીરમાં એક પ્રકારનો પ્રવાહ વહેવા લાગ્યો. તેમને એવું લાગ્યું કે પોતાનું શરીર જાણે બળી રહ્યું હતું. આ ઘટનાની પહેલાં કે પછી અય્યર એક દિવસ આમલીના ઝાડ નીચે બેઠા હતા, તે વખતે પણ તેમને એવું લાગ્યું હતું કે કોઈ ચીજે તેમના દેહમાં પ્રવેશ કર્યો. એ ક્ષણ ખૂબ જ આનંદદાયક હતી. પ્રવેશ કરનારી એ ચીજ શી હતી એ માલૂમ પડતું ન હતું. આ વખતે પણ થોડો સમય વીત્યા બાદ અય્યરના શરીરમાં આનંદદાયક પ્રવાહ વહેવા લાગ્યો હતો.

શ્રી. અય્યરને અપચાની બિમારી હતી ઊંઘ પણ સારી આવતી ન હતી. એક રાત્રે એમને ઊંઘ આવી જ નહિ માથું ધમધમી ગયું. મન ખૂબ બેચેન થઈ ગયું. મહર્ષિજીએ અય્યરને તબિયતના સમાચાર પૂછ્યા એટલે તેમણે પોતાની હાલત કહી બતાવી. પછી પળવારમાં અય્યરનું માથું ઠંડું થઈ ગયું. એ આષાડ માસનો સોળમો દિવસ હતો કોઈ સ્ત્રીભક્ત ભોજન લઈને આવી હતી અય્યર ઘણુંખરું હલકો ખોરાક લેતા, પણ તે

* શ્રી અય્યરના પૂર્વજોને સંગીત પર ભારે પ્રેમ હતો અને તેઓ આ શાસ્ત્રની બારીકમાં બારીક ખૂબીઓ જાણતા હતા. એ સંસ્કારોને લઈને શ્રી અય્યર પણ સારાં ગીતો રચી શકતા હતા તેમની રોજનીશીમા આવા કેટલા યે ગીતો લખેલાં જાણે છે.

દિવસે મહર્ષિજીના દમાણથી તેમને બધા ભારે પદાર્થો ખાવા પડ્યા પણ આશ્ચર્યની વાત એ છે કે તે રાત્રે એમને અપચાની ફરિયાદ રહી નહિ ઊંઘ પણ ઘસઘસાટ આવી તે દિવસથી અય્યરે બધી બાબતોમા શ્રી મહર્ષિજી પર જ આખો બોજો નાખી દેવાનુ નક્કી કરી લીધુ આ બધી વાતો અય્યરના ઘરના માણસોને માલૂમ પડી પહેલા તો તેઓને અય્યર મહર્ષિજી પાસે જાય એ જ પસદ ન હતુ પણ હવે તેઓના વિચારોમા પે પલટો થયો. અય્યરનુ ભોજન હવે દરરોજ પહાડ પર મહર્ષિજી પાસે પહોચતુ થવા લાગ્યુ પોતાની જે બિમારી કાઢવા માટે અય્યરે અત્યાર સુધી ઘણા પૈસા ખર્ચ્યા હતા, તે આમ આપોઆપ ચાલી ગઈ આ અરસામા તેમણે એક બીજુ ગીત રચ્યુ તેનો આશય આવો છે

"પ્રભુ! તારા આ અનુગ્રહનુ હુ શી રીતે વર્ણન કરુ? વણમાગ્યે ભમનાઓ, પોપટો, ખિસકોલીઓ, મોરો અને વાદરાઓ સુદ્ધા તારી દયાના પાત્ર બની ગયા છે!"

ભગવાન શ્રીરમણમહર્ષિએ ઘણી યે વાર પોતાની પ્રેમભરી દૃષ્ટિથી ભક્તોના હૃદયમા આનદની લહેરો વહાવી હતી બીજા ગુરુઓની હસ્તદીક્ષા અને ચરણદીક્ષા કરતા એમની આ દૃષ્ટિદીક્ષા અધિક પ્રભાવશાળી હતી [ગુરુ પોતાના ચેલાઓના મસ્તક, હૃદય, હાથ વગેરેને અડકીને તેઓના પર અનુગ્રહ કરે છે]

શ્રી અય્યરને ભગવાને જે ઉપદેશ કર્યો તે સક્ષેપમા આવો છે "આત્માને ભૂલવો નહિ એ પરમ-અર્થ છે, આત્માને ભૂલી જવો એ પરમ-અનર્થ છે" સનત્સુજાતીયમા કહ્યુ છે કે "प्रमादो वै मृत्यु। પ્રમાદ જ ખરેખર મોત છે" પ્રમાદ એટલે આત્મવિસ્મૃતિ અથવા આત્માના યથાર્થપણાને ન પિછાણવુ એ છે

શ્રી અય્યર આ ઉપદેશ અનુસાર પોતાનુ જીવન વીતાવી રહ્યા છે. તેમની રોજનીશીમાની કેટલીક વાતો નીચે આપી છે, જેના પરથી એમના માનસિક પરિવર્તનનો ખ્યાલ આવે છે.

"મારો અનુભવ એવો છે કે જ્યારે પણ હું આત્માને ભૂલી જાઉં છું ત્યારે ત્યારે પશુવત્ વ્યવહાર કરું છું અને અધમ ગતિમાં જઈ પડું છું જ્યારે અહં-પદાર્થનું સાચું ભાન થાય છે ત્યારે મનમાં બીજી જાતનો અગમ ખ્યાલ સુદ્ધા ઊભો થતો નથી 'હું કોણ?' એ પ્રશ્નનો જ્યારે હું વિચાર કરું છું અને બીજી ધારા મારફત (જે ઘણું કરીને અંતર્મુખ મનની વૃત્તિ છે) પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરું છું ત્યારે મારા આનંદની કંઇ સીમા જ રહેતી નથી સંકલ્પ શક્તિનો ઉપયોગ કરવાનો અર્થ જ વિચાર કરવો એ છે. જેની ભાવના જેટલી મજબૂત અને દૃઢ રહે છે એટલો અધિક એને આનંદ થાય છે, એવો મારો પાકો નિશ્ચય છે એમા મને લગારે શંકા નથી

"મનને સ્થિર બનાવવાની એક રીત છે, તે એ કે કોઇ પણ જાતના વિચારો કરવા નહિ આપણે જેટલા પ્રમાણમા વિચાર કરીએ છીએ તેટલા પ્રમાણમા આપણુ મગજ ગરમ થઇ જાય છે જ્યારે કોઇ પણ જાતની ફીકર હોતી નથી ત્યારે મન શાંત અને આનંદી રહે છે. આ દશાનું સાચું વર્ણન થઇ શકે તેમ નથી એને 'અહં'નું જ્ઞાન અથવા 'અહં'ના સ્ફુરણનુ જ્ઞાન કહે છે પણ એક વાત ધ્યાનમા રાખવા જેવી છે. 'અહં'ને જાણ્યું છે એવી જાતની ભાવના ઊઠતા જ એ સ્થિતિનો પણ અંત આવી જાય છે સારાંશ એ છે કે આત્માની શક્તિ અલૌકિક અને અતીત છે 'હુ કોણ?' એ વિચારમાર્ગ દ્વારા વિચાર કરવાથી એ શક્તિને જાગૃત કરી શકાય છે આમ કરવાથી સર્વ આધ્યાત્મિક અને આધિભૌતિક તાપો દૂર થઇ જાય છે * મહર્ષિજી પોતાના

* વિલિયમ્સ જેમ્સે પોતાના "Varieties of Religious Experiences" નામના પુસ્તકમા એવા કેટલા ય ઉદાહરણો આપ્યા છે કે જેમા માનસિક શક્તિ દ્વારા બિમારીઓ દૂર થયેલી છે મેસ્મેરિઝમ અને શ્રદ્ધાના બળથી કેટલા યે રોગો મટે છે આ બન્ને માર્ગો મનની વૃત્તિઓ પર અવલંબિત છે અને મન આત્માનુ જ એક રૂપ છે

આત્મામાં આરૂઢ થઇ ગયા છે એટલે એમની સન્નિધિમાં આત્મધારાના બળ વડે બધા આધિઓ (માનસિક પીડાઓ) અને એમના અનુગ્રહ વડે બધા વ્યાધિઓ (દેહની પીડાઓ) દૂર થઇ જાય છે."

શ્રી. અય્યર પોતાના કૌટુમ્બિક જીવનમાં યે મહર્ષિજી પર નિર્ભર રહે છે. એમની ડાયરીમાં લખેલું છે કે એમની દીકરીનાં લગ્નની બાબતમાં મહર્ષિજીએ તેમને મદદ કરી હતી.

---

## પ્રકરણ આઠમું : મિ. હમ્ફ્રીસ

સન ૧૯૨૧ના નવેમ્બર માસમાં એક દિવસે શ્રી મહર્ષિજીના દર્શનાર્થે કાવ્યકંઠ શ્રી ગણપતિ મુનીન્દ્ર પોતાના મિત્ર અને શિષ્ય સર્વપલ્લી નરસિંહમજી તથા એક અંગ્રેજ અમલદારની જોડે આશ્રમમાં જઇ પહોંચ્યા. એ અંગ્રેજનું નામ મિ. ફ્રેંક એચ. હમ્ફ્રીસ હતું. એ વેલુર મુકામે એસિસ્ટંટ પોલિસ સુપ્રિન્ટેન્ડંટ હતા. એમને યોગ આદિ વિષયોમા ભારે શ્રદ્ધા હતી. હમ્ફ્રીસે શ્રીમહર્ષિજીને પૂછેલા પ્રશ્નોમાંના પહેલા પ્રશ્ન પરથી જ એમનો અદમ્ય ઉત્સાહ, એમનો ઉદાર આશય તથા બીજાનું ભલું કરવાની ઉત્કટતા સાફ તરી આવતાં હતાં. એમને મહર્ષિજી જોડે અંગ્રેજીમાં વાતચીત થઇ હતી.

હમ્ફ્રીસ-મહર્ષિજી! શું હું દુનિયાનો ઉદ્ધાર કરી શકીશ?

મહર્ષિજી-તમે પોતાનો ઉદ્ધાર પહેલાં કરી લો. એટલે દુનિયાનો ઉદ્ધાર પણ થઇ જશે

હ–લોકોપકાર કરવાની મને ભારે હોંશ છે. મારાથી એ કાર્ય થશે ખરું ? '

મ–એ ઘણી સારી વાત છે તમે પણ દુનિયામાં જ છો ને? એટલું જ નહિ પણ તમે જ દુનિયા છો અને દુનિયા જ 'તમે' છો તમે બન્ને અભિન્ન છો

મિ. હમ્ફ્રીસ થોડીક વાર ચૂપ રહ્યા અને ફરી પ્રશ્ન પૂછ્યો ·

હ–સ્વામીજી! શ્રીકૃષ્ણ, ઇશુ આદિની માફક હું પણ અલૌકિક કાર્યો કરી શકું ખરો?

મ–એવા કાર્યો કરતી વખતે શું એમનામા એવી ભાવના હતી કે તેઓ અલૌકિક કાર્યો કરી રહ્યા છે?

હ–(થોડીક વિચાર કરી) નહિ

મહર્ષિજીને લાગ્યુ કે હમ્ફ્રીસને સિદ્ધિઓના માહાત્મ્ય પર ભારે વિશ્વાસ હતો અને એવા મોહને લીધે એમને પ્રમાદ થશે માટે એ પ્રમાદમાથી એમને ઉગારી લેવા માટે મહર્ષિએ એમને ચેતવણી આપતા કહ્યુ કે "પરમ પુરુષાર્થ આત્માની ઉપલબ્ધિ જ છે. એને મેળવવા માટે બધી શકિતઓ ખપાવી દેવી જોઇએ આમ કરવા માટે પ્રપત્તિ ભાવે એવો નિશ્ચય કરી લેવો ઉત્તમ છે કે 'અમારા બધા સંકલ્પો અને અમારુ સર્વસ્વ તારૂ જ છે તે બધનુ તુ ચાહે તે કર' આવો ભાવ રાખીને આત્માની ઉપલબ્ધિને માટે પ્રયાસ કરવો એ જ શ્રેષ્ઠ છે"

ભગવાન શ્રી રમણ મહર્ષિ ખરેખર લોહચુમ્બક હતા એક વાર જે શખ્સ એમની પાસે આવતો તે બીજી વાર તો શું, અનેક વાર આવ્યા વગર રહી શકતો જ ન હતો એમનુ આકર્ષણ એવુ અદ્ભુત હતુ કે ગમે તેટલે દૂરથી યે માણસો ખેંચાઇ આવતા મિ હમ્ફ્રીસની પહેલી મુલાકાત ઉપર મુજબ સમાપ્ત થયા પછી, એમની બીજી વારની મુલા-

કાત ફરી પાછી બહુ જલદી થઇ શ્રી મહર્ષિજીનુ એમને એટલુ બધુ આકર્ષણ થયેલુ કે બપોરના ધૂમ તડકામા મારતી મોટર સાયકલ પર ૬૦ માઇલની સફર કરી રસ્તાની ધુળ ખાતા ખાતા એ બીજી વાર અરુણાચલ આવી પહોચ્યા ! એ વખતે એ પોતાની જોડે પબ્લીક વર્કસ ડિપાર્ટમેન્ટના સુપરવાઇઝર શ્રી ગણનાચાર્યજીને લઇ આવ્યા હતા પહાડ ચઢી એ બને વિરુપાક્ષિ ગુફા આગળ આવી પહોચ્યા, તે સમયે ત્યા જીલ્લાના મુનસિફ રત શ્રી કૃષ્ણસ્વામી અય્યર હાજર હતા, એમને એમની તથા શ્રી ગણના ચાર્યની મદદથી હમ્ફીસને શ્રી મહર્ષિજીની જોડે નીચે મુજબ પ્રશ્નોત્તરી થઇ

હ—આપે આપેલા બોધની આખરી વાત સિવાય બીજુ કશુ જ મને યાદ નથી મારા માટે કોઇ માર્ગ છે ખરો ? (એમનો ભાવાર્થ એવો હતો કે નોકરી અને યોગાભ્યાસ બન્ને એક સાથે ચાલુ રાખવા અસંભવિત હતા )

મ—પોતાની નોકરી રે સભાળવી અને ધ્યાન પણ ધરવુ

આ પછી મિ હમ્ફીસે ત્રીજીવાર શ્રી મહર્ષિજીના દર્શન કર્યા હતા, પણ તેનો હેવાલ મળી શકતો નથી થોડાક વર્ષ પછી એમણે પોતાની નોકરીનુ રાજીનામુ આપી દીધુ અને રોમન કેથલિક સંપ્રદાયમા દાખલ થઇ પાદરી બની ગયા

મિ હમ્ફીસનુ ચરિત્ર ખરેખર રસપ્રદ છે શ્રી નરસિહમજીને કાવ્યકંઠ ગણપતિ મુનિજીને તેમ જ શ્રી મહર્ષિજીને મળવા પહેલા જ તે પોતાના સૂક્ષ્મ શરીર દ્વારા આ ત્રણેને મળી ચૂક્યા હતા ! એ આખો વૃત્તાત આ જુઓ

મિ હમ્ફીસની ઉમ્મર ફકત ૨૧ વર્ષની હતી ત્યારે વેલ્લુરના એસિસ્ટન્ટ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે તેમની નિમણુક થઇ વેલ્લુર અરુણાચલથી થોડા માઇલ જ દૂર છે પોતાના હોદ્દા પર હાજર થવા માટે તે વિલાયતથી રવાના થયા એ દરમિયાન સ્ટીમર પરજ બિમાર પડયા

અને સને ૧૯૧૧ના જાનેવારીમાં મુબઇ પહોંચતા જ તેમને હૉસ્પિટલમાં દાખલ થવુ પડ્યુ, જ્યા તેમને લગભગ બે મહિના સુધી રહેવુ પડ્યુ આ દરમિયાન એમનુ ચિત્ત વેરૂ તરફ ખેચાઇ રહ્યુ હતુ એમને યોગનો કઇક અભ્યાસ હતો એટલે પોતાના સૂક્ષ્મ શરીર દ્વારા એમણે વેરૂ તરફ પ્રયાણ કર્યુ અને ત્યા પહોંચી શ્રી નરસિંહમજીને તેલુગુ શિક્ષક બનાવ્યા બાદ બિમારીમાથી ઊઠયા પછી મુબઇની હોસ્પિટલ છોડી એ તા ૧૮મી માર્ચે વેરૂ જઇ પહોંચ્યા અને સૌથી પહેલા એમણે તેલુગુ મૂળાક્ષરો શીખવાની શરૂઆત કરી તે શિખવવા માટે બીજુ કોઇ નહિ પણ પોતે અગાઉથી મુકરર કરેલા શિક્ષક શ્રી નરસિંહમજી જ આવી પહોંચ્યા! દિવસે દિવસે શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે સ્નેહ વધતો ગયો વિદ્યાર્થીને ગૂઢ વિષયોમા ભારે રસ પડતો હોવાથી તે શિક્ષકને જાત જાતના પ્રશ્નો પૂછવા લાગ્યા અને એક દિવસ એમણે પોતાના શિક્ષક પાસે જ્યોતિષનુ પુસ્તક મગાવ્યુ ત્યાર પછી એક દિવસ હમ્ફ્રીસે શિક્ષકને પૂછ્યુ "કેમ સાહેબ! આપ અહી કોઇ મહાત્માને ઓળખો છો ખા?" નરસિંહમજી પોતાના ગુરુ વિષે કશુ કહેવા ઇચ્છતા ન હતા એટલે એમણે કહી દીધુ કે પોતે કોઇ એવા મહાત્માને ઓળખતા ન હતા બીજે દિવસે શિક્ષક આવ્યા કે તુરત વિદ્યાર્થીએ કહ્યુ 'કાલે આપે કહ્યુ કે આપ કોઇ મહાત્માને ઓળખતા નથી પણ મને તો આપના ગુરુજીના દર્શન થઇ ચૂક્યા છે તેઓશ્રી મારી પાસે રોજ પણ ખરા વધારામા હમ્ફ્રીસે ઉમેર્યુ કે "વેરૂના નિવાસીઓમાથી સૌથી પહેલા આપનેજ મે મુબઇમા જોયા હતા" આ અજબ વાત સાભળીને નરસિંહમજીની અચરજનો પાર રહ્યો નહિ અને તે કહેવા લાગ્યા 'અરે સાહેબ, મે કદી મુબઇ જોયુ પણ નથી" પછી વિદ્યાર્થીએ શિક્ષક પાસે પોતાના યોગાભ્યાસની વાત જાહેર કરી એટલે શિક્ષકને ઉપરની વાતો સાફ સમજાઇ ગઇ ત્યારબાદ હમ્ફ્રીસની વિનતીનો સ્વીકાર કરી શિક્ષકે જુદા જુદા મહાત્માઓની છબીઓ બતાવી જેવી તેમણે શ્રી ગણપતિ મુનિની છબી જોઇ કે તુરત હમ્ફ્રીસ બોલી ઊઠયા

"આ જ આપના ગુરુ છે ને? એમણે જ મને ગઈ કાલે રાત્રે સ્વપ્નામાં દર્શન દીધા હતા" શિક્ષકને લાચારીથી હા પાડવી પડી.

પંદર દિવસ વીત્યા પછી હમ્ફ્રીસ ફરી બિમાર પડ્યા અને દવા'ને માટે તેમને ઉટકમંડ (ઉટાકામંડ) જવું પડ્યું, ત્યાંથી તે ન સિંહમઠને પત્રો લખ્યા કરતા હતા. એ પત્રોમાં તેમણે અનેક વાતો લખી કે "મને જટાધારી, લાંબી દાઢીવાળા, ઉજ્જ્વલ નેત્રોવાળા એક સિદ્ધ પુરુષના દર્શન થયાં. મને પ્રાણાયામનો અભ્યાસ કરવાની ઈચ્છા છે. માંસાહાર છોડી દેવા ઈચ્છું છું, કારણ કે એમ કરવાથી સાધના અને ધ્યાનમાં સુગમતા થાય એમ લાગે છે. હું મારા પૂર્વજન્મમાં ગૂઢ આત્મવિદ્યા સમાજનો સભ્ય હતો. એ સમાજના સભ્યો સિદ્ધ પુરુષો જોડે વ્યવહાર રાખવાની શક્તિ ધરાવે છે. શું એ સમાજનો સભ્ય હું ફરીથી બની શકું ખરો?"

ઉટાકામંડથી પાછા ફર્યા પછી હમ્ફ્રીસને ગણપતિઝનો પરિચય થયો, ત્યારથી તેમની પ્રત્યે હમ્ફ્રીસને ભારે શ્રદ્ધા પેદા થઈ હતી.

શ્રી રમણમહર્ષિ જોડે જે વાતચીત થઈ તેનો વૃત્તાંત હમ્ફ્રીસે ઈંગ્લેંડની ફેલિક્સ ફ્રેડર'ર નામની એક મહિલાને પત્ર દ્વારા લખી જણાવ્યો હતો. એ આખો વૃત્તાંત ફેલિક્સ ફ્રેડરીકે લેખરૂપે આંતરરાષ્ટ્રીય સાત્ત્વિક ગેઝેટમાં (International Psychic Gazette) છપાવ્યો હતો. એ લેખનો સારાંશ આ રહ્યો.

**મહાત્મા કોને કહેવા!** "ભગવાનનું ધ્યાન ધરવાથી પૃથગ્ભાવ અથવા પોતે ભગવાનથી ભિન્ન છે એવો ભાવ જેના હૃદયમાંથી ભૂંસાઈ ગયો હોય, જે પોતાને માત્ર કરણ (સાધન) સમજતો હોય એટલે કે મન, વાણી તથા કર્મોને આ શરીરમાં ભગવાન જ ચલાવે છે એવી દૃઢ ભાવના જેના હૃદયમાં થઈ ગઈ હોય તે મહાત્મા કહેવાય છે. આવા લોકો જે કંઈ કામ કરે તે બધાં ભગવાનની શક્તિ જ એમની મારફત

કરાવે છે જરૂર પડે તો ક્યારેક ક્યારેક પરમાત્મા એમની દ્વારા અલૌકિક કામો પણ કરાવે છે

દૂરદર્શન, દૂરશ્રવણ વિગેરે અનેક સિદ્ધિઓ છે એ બધીની પરવાહ પણ ન કરવી જોઇએ જો એવી સિદ્ધિઓ પ્રત્યે મમતા પેદા થાય તો સાધનામા પતન થયા વિના રહેતુ નથી એવી સિદ્ધિઓ ન મેળવવાથી જ મનની અધિક શાન્તિ અને જ્ઞાનની અધિકતા મળે છે એવી સિદ્ધિઓ મળે તો એક પ્રકારે આત્મા ઢંકાઇ જાય છે

બધા ગુરુઓએ શ્રમ વેઠીને સિદ્ધિઓ મેળવેલી હોય છે એમ સમજવુ એ ભારે મૂર્ખતા છે કોઇ પણ સાચા ગુરુ સિદ્ધિઓની કશી પરવાહ કરતા નથી પોતાના નિત્ય વ્યવહારમા આવી સિદ્ધિઓથી તેઓને કોઇ જાતનો લાભ થતો નથી

આખુ વ્યાવહારિક જગત વિચિત્ર છે, આશ્ચર્યજનક છે પણ દૃશ્ય જગત અને દૈવી શક્તિ એ બન્નેનુ મૂળ કારણ એક જ છે, એ કોઇ સમજતુ નથી એ જ વિચિત્રતા છે

આવી ક્ષણિક વાતો પરથી તમારી દૃષ્ટિ ઊઠાવી લો સર્વનુ જે એક માત્ર કારણ છે એના જ ધ્યાનમા મગ્ન થઇ જાઓ પહેલા પહેલા આ વાત કઠણ જણાશે દરરોજ ઓછામા ઓછો અડધો કલાક ધ્યાન માટે અલગ રાખો આ પ્રકારના નિત્ય અભ્યાસથી તમને નિદ્રા પ્રાપ્ત થશે. જો કે દૃષ્ટા તમારી અદર જ છે, છતા એવી આશા રાખશો નહિ કે તે તમને ઝટઝટ સ્પષ્ટપણે નજરે પડશે આત્માની ઉપલબ્ધિ થતા વર્ષો વીતે, પરતુ ચાર પાચ મહિનાના અભ્યાસથી ચિત્તની શાતિ, પ્રસન્નતા, દુખ સહવાની શકિત, થોડીક હદ સુધી સિદ્ધિ વિગેરે તમને અજાણતા જ પ્રાપ્ત થઇ જશે.

કર્મના કૌશલનુ ફલ એ જ છે શ્રી કૃષ્ણનુ કથન છે કે
कमण्येवाधिकारस्ते मा फलेषु कदा च न ।

પૂર્ણ કૌશલ એ જ દેવકુળ છે; પૂર્ણ જ કૌશલ છે યોગ. कर्मसु कौशलम् ।

**ભાવના :** લોકોની વૃત્તિઓ વ્યક્તિની ભાવનાથી અલગ નથી એ મનમાં એવું વસી જાય કે લોકવૃત્તિ પણ ભગવદ્વૃત્તિનો એક અંશ જ છે તો પછી પોતાની અલગ સત્તાનું ભાન રહેતું નથી. પછી તો દેહ અને મન બન્નેની ભાવનાઓ ભૂંસાયેલી જ સમજવી. ત્યારબાદ જે શેષ રહે તે જ સદ્વસ્તુ છે. એ વાણીથી અગોચર છે; મનથી યે પર છે. તેનું વર્ણન 'અસ્તિ, નાસ્તિ'થી થઇ શકતું નથી (એટલે કે એમ પણ નથી કહી શકાતું કે 'તે છે' કે 'તે નથી'.) તેની સ્થિતિ યે કહી શકાય નહિ. તે શૂન્ય પણ નથી. બધા જ્ઞાનીઓ એનામાં જ અવસ્થિત છે તો યે એમનામાંના ઘણા થોડા નાનાત્વમાં ફસાયા વિના મન, શરીર અને સંકલ્પોને કામમાં લાવી શકે છે.

**મત:** જ્ઞાનની પ્રાપ્તિ માટે નિર્ણયાત્મક તર્કબુદ્ધિ ઝાઝી ઉપયોગી નથી. એ તર્કબુદ્ધિનો આશ્રય લેવામાં આવે તો એક મત અથવા ધર્મ તૈયાર થાય છે તથા સમાજ અને સંસારની નીતિઓનો નિર્ણય થાય છે. એ પણ થોડીક હદ સુધી મદદરૂપ થાય છે. સમાજના સપાટાઓ ખાઇને જલદી જાગનારા પુરુષને સંસારના નાનાત્વની ભાવના એક ભ્રમ જ જણાશે. જે જ્ઞાનાગ્નિ હૃદયમાં છે તેની જ્વાળાથી જ આ ભ્રમ બળીને રાખ થઇ જશે. બધા ધર્મો આ જ વાતનો બોધ કરીને ચૂપ થઇ જાય છે. એનાથી આગળ એક ડગલું યે તે જઇ શકતા નથી. આ બાબતમા સર્વ ધર્મોનો એકમત છે.

**ઇશ્વરપ્રાપ્તિ:** ઇશ્વરપ્રાપ્તિ કોઇ દૂરની વાત નથી. પ્રતિદિનના જીવનમાં એવી ભાવના કરવી જોઇએ કે સર્વ કંઇ ઇશ્વર જ છે. ઇશ્વર જ સર્વ કંઇ છે.

પછી તમારે તમારી બુદ્ધિને સ્થિર કરવાનો અભ્યાસ કરવો જોઇએ. જૂની વાસનાઓને તિલાંજલિ આપીને તથા બીજી બધી ચાલ્નેને ઇશ્વર સમજીને પોતાનો વ્યવહાર ચલાવવો જોઇએ. સતસ્થિતિને અનુમાન સમજીને તૃપ્ત માનવી ન જોઇએ. જેવી રીતે તમે મનોવૃત્તિઓ દ્વારા વ્યાવહારિક જગતના પ્રત્યક્ષપણાનો અનુભવ કરો છો તેવી જ રીતે અનુભવથી તમારે જાણી લેવું જોઇએ કે સતની દૃષ્ટિએ આ આખું જગત અસત્ જ છે. સત્ ટકે છે અને અસત્ ટકતું નથી એવું કંઇ નથી હોતું. ઇંદ્રિયો ન હોવા છતાં વિષયનું જ્ઞાન કેવી રીતે થાય છે? બહેરા માટે શબ્દનો કંઇ જ અર્થ નથી તેમ જ આંધળાને દૃશ્ય જગત એક અર્થહીન વસ્તુ જ છે. માટે મન જ્ઞાનાત્મક નથી, માત્ર કરણ છે. ભગવાનની કળાઓ સમજવામાં મન મદદ કરે છે અને બુદ્ધિ વિવેક આપે છે.

ઇશ્વર અનંત છે. સત્ અને અસત્ બન્ને એની અંદર રહેલાં છે. એનો અર્થ એવો નથી કે ઇશ્વરનો એક અંશ સત્ છે અને બીજો અસત્ છે, ઇશ્વર વિષેનું સાચું જ્ઞાન વાતો દ્વારા થઇ શકતું નથી. સાચું જ્ઞાન બાહ્ય જગતની વસ્તુ નથી, તે અંદર જ રહેલું છે. જ્ઞાનનો અર્થ 'જાણવું' કે દેખવું" એવો થતો નથી. જ્ઞાનનો અર્થ 'થવું" એવો થાય છે.

**જ્ઞાનસિદ્ધિ:** જ્ઞાનસિદ્ધિનો અર્થ ઇશ્વરનો સાક્ષાત્કાર છે. એ જ અપરોક્ષાનુભૂતિ છે. ઘણુ ખરું લોકો એમ સમજે છે કે દરેક વ્યવહારમાં ઇશ્વરનો હાથ નથી, પણ તે પડદા પાછળ ઉદાસીન ભાવે જોયા કરે છે. આ એક ભારે ભૂલ છે.

**દૃશ્ય જગત્:** જાદુઇ ફાનસમાં ( Magic Lantern ) જો કાચની તકતી પરનાં ચિત્ર પર દીવાની ન પડે તો ચિત્રો દેખાતા નથી તેમ જ એ ચિત્રોના રંગો પણ પડદા પર ઊતરતા નથી. રંગોની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? એક જ સફેદ રંગના વિકલનથી જ ને? માણસના

વ્યવહારની બાબતમા પણ આ જ વાત લાગૂ પડે છે મનુષ્યમા જીવનની જ્યોતિ ઝગમગી રહી છે, અને માણસ એક પ્રિઝમ (પટેરદાર કાચ) જેવો છે વાસનાઓ હોવાને કારણે ઈશ્વરની શુભ્ર જ્યોતિનુ એમા વિકરન થાય છે અને વિવિધ રંગો દેખાય છે ઊંઘ અને મોત એ બે અવસ્થાઓમા વાસનાઓથી રંગાયેલી મનોવૃત્તિ હોતી નથી ત્યારે કોઈ જાતના દૃશ્યો દેખાતા નથી

સિનેમામા અંદરનો ઉજાશ સફેદ જ હોય છે ફિલ્મની પટ્ટી પર રંગો હોય છે તેવી જ રીતે માણસમા વાસનાઓ ભરેલી હોય છે જ્યા સુધી વાસના હોય છે ત્યા સુધી મનરૂપી પડદા પર સંસારના નાના રંગની છબીઓ દેખાય છે વાસનાઓ અને તેના ફળોનો મૂલોચ્છેદ કરી નાખીએ એટલે કે તેના તરફ જોઈએ પણ નહિ (વાસનાઓનુ ફળ જગત છે અને વાસનાઓ ચિત્તથી ભિન્ન છે) અને એમ કરી મૂળ કારણની શોધ કરીએ તો એક અખંડ શુભ્ર જ્યોતિના દર્શન થાય છે

**પાપ:** ભગવાનને કઈ ગમા જ નથી એ સ્વતંત્ર છે બંધનમા પડેલા જીવની અંદર પણ સ્વતંત્રતાનો એ ગુણ વિદ્યમાન હોય છે એટલે જ તે બંધનવાળા જીવન તરફ અણગમાની નજરે જુએ છે અને ગુલામીની બેડીઓ તોડીને ફગાવી દેવાની મહેનત કરે છે આગમ ઈચ્છા પણ આ બેડીમાથી જ જન્મે છે જ્યારે માણસ પોતાના બંધનોનુ કારણ શોધી લે છે ત્યારે એને માલૂમ પડે છે કે ઈંદ્રિયોએ જ તેને બાંધી રાખ્યો છે જ્યારે તેને ભાન થાય છે કે 'પોતે' બદ્ધ નથી ત્યારે કોઈ પણ જાતનુ પાપ થઈ શકતુ નથી

બંધનમા પડેલા જીવને ઈંદ્રિયજન્ય જ્ઞાન સિવાય બીજુ કોઈ જાતનુ જ્ઞાન હોતુ નથી એવા જીવને હુ બદ્ધ જીવન કહુ છુ, પણ એક વાર મનુષ્યને આ સત્યનુ દર્શન થઈ જાય કે પોતે ખરેખર જ્ઞાનસ્વરૂપ આત્મા

છે તો તેને માટે ઈંદ્રિયો ઉપકરણ સદાયરૂપ જ રહે છે. પછી ઈંદ્રિયો તેને ફરીથી બંધનમાં જકડી શકતી નથી

ઈશુ ખ્રિસ્તે કહ્યું છે કે "હું અને મારા પિતા એક જ છીએ" અલૌકિક કાર્યો કરતી વખતે તેમણે પોતાને ઈશ્વરથી ભિન્ન સમજ્યા જ ન હતા કારણ અને કાર્ય બન્ને ઈશ્વર છે

અહંતા તથા મમતા છોડી દેવી જોઈએ શરીર અથવા મનને માયિક સમજવા એ કેવી ભૂલ છે? ઈશ્વરની જ્યોતિનો પ્રકાશ ન મળે તો એ કઈ કામ કરી શકે ખરા? ઈન્દ્રિયો અને મન એક જ સફેદ રંગના જુદા જુદા વર્ણો છે

**પૂજા :** પૂજા માટે કયો માર્ગ ઉત્તમ છે? પૂજા કરવાનો પ્રયત્ન જ ન કરવો એ સર્વોત્તમ માર્ગ છે તમારી કોઈ સ્વતંત્ર હસ્તી જ નથી અને સર્વ કંઈ 'એ' જ છે તો પૂજા કોની અને કેવી રીતે કરવી? મન, વાણી, કર્મ એ બધા એનો જ કાર્યકલાપ છે આ પ્રમાણે સર્વ કંઈ ઈશ્વરની વિભૂતિ છે એમ સમજવું એ જ પૂજાનુ સર્વસ્વ છે, પૂજાનું ગૂઢ રહસ્ય છે"

---

## પ્રકરણ નવમું : દ્રાવિડ મહાકવિ

सुकुमाररससदानन्दो मृदुभाषी दयार्णव ।

**સદા આનંદી સુકુમાર, મૃદુભાષી દયાસાગર.**

ઉપદેશનાં ગીતો અથવા ભજનોનો પ્રભાવ લાંબા વખત સુધી ટકી રહે છે અને તેના કરતા લખેલી વાતો વધારે સ્થિર થાય છે છાપખાનાના આ જમાનામા લખેલી, છતા ન છપાયેલી વાત ટકી રહેવાની બાબતમા કંઈ શંકા રહે છે આ સિવાય છાપખાનાથી

બીજો એક લાભ એ છે કે ચોપડી એક વાર છપાઈ જાય એટલે પછી તેમાં કોઈ પોતાને ફાવે તે વાત ઘૂસાડી શકતું નથી પણ નહિ છપાયેલી વાતો અને ગીતોને કાયમ રાખવા માટે તેને યાદ રાખવાની ધારણા શક્તિની જરૂર પડે છે અને તેમાં કોઈ ગમે તે ઘૂસાડી શકે છે

બધા પુસ્તકોની બાબતમાં ઘણુંખરું એવું જોવામાં આવે છે કે શરૂઆતમાં એ બધા મૌખિક ઉપદેશરૂપે રજૂ થયેલા હોય છે પાછળથી તે લિપિબદ્ધ થાય છે અને અંતે છપાય છે શ્રી રમણ ભગવાનની રચનાઓનો આવો ક્રમ રહ્યો નથી શ્રી ગંભીરમ્ શેષય્યરજીની વિનંતીથી એમણે બીજાના વિચારોનો અનુવાદ તથા સારસંગ્રહ આદિ રચ્યા હતા. એમનું 'વિવેક ચૂડામણિ' પુસ્તક શ્રીમદ્ શંકરાચાર્યજીની એ નામની કૃતિનો જ ગદ્યાનુવાદ છે આ પરથી સાફ માલૂમ પડે છે કે શ્રી રમણની રચનાઓનો આરંભ ઉપદેશોથી નહિ પણ લખાણથી જ થયો હતો અથવા એમ કહી શકાય કે શ્રી મહર્ષિજીએ શરૂઆતમાં લખીને જ ઉપદેશ કર્યો હતો

ઇ સ ૧૯૧૧ના અરસામાં કેરળ પ્રાંતના શૃંગગિરિ મઠના અધિપતિએ શ્રીમદ્ શંકરાચાર્યજીના મંદિરની સ્થાપના ભારે ઠાઠમાઠથી કરી હતી આનો પ્રભાવ આખા કેરળ પ્રાન્ત પર પડ્યો આથી આચાર્યપાદના ગ્રંથો પર લોકોની શ્રદ્ધા વધી ગઈ શ્રી મહર્ષિજીના ભક્તોમાં કેરળ પ્રાન્તવાસી અય્યાસ્વામી નામે એક ભક્ત હતા જેઓ એમને ઓળખે છે તે બધા એમ કહે છે કે અય્યાસ્વામી જેવા શ્રદ્ધાળુ પરિચારક મળવા દુર્લભ છે અય્યાસ્વામી ઘણુંખરું મૌન રાખીને એમની રહેતા પરિચર્યામાં હંમેશા મોખરે રહેતા તેમણે મહર્ષિજીને પ્રાર્થના કરી કે એ આચાર્યપાદના થોડાક ગ્રંથોનો મલયાળી ભાષામાં તરજૂમો કરી આપે અને બીજા એક ભક્તે તામિલમાં તરજૂમો કરવાની પ્રાર્થના કરી આથી મહર્ષિજીએ થોડીક ચોપડીઓનો અનુવાદ કરી આપ્યો એવી ચોપડીઓ 'ગુરુસ્તુતિ' અને 'હસ્તામલક' છે અમરુકના દેહમાં પ્રવેશ્યા પછી શ્રી શંકરાચાર્યજી જ્યારે પોતાને જ ભૂલી ગયા ત્યારે તેમને યાદ આપવા માટે તેમના જ વેદાન્તના સ્તોત્ર

શ્રી પદ્મપાદે ગાયા હતા એ શ્લોકો 'ગુરુસ્તુતિ'ને નામે પ્રસિદ્ધ થયા બીજી ચોપડી આખી ગીતે લખાઈ એક વાર શ્રી શંકરાચાર્યજીએ શ્રી હસ્તામલકને પ્રશ્ન પૂછ્યો કે "તમે કોણ છો?" હસ્તામલકજીએ જે ઉત્તર આપ્યો એનું જ પુસ્તક બની ગયું, જેનું નામ 'હસ્તામલક' પડ્યું.

ભગવાન શ્રી રમણ મહર્ષિની સેવા કરવા માટે પેરુમાળ સ્વામી અરુણાચલ આવ્યા તે વાતને થોડા જ દિવસ થયા હતા એ ભોજન કરવા માટે દરરોજ શહેરના અન્નક્ષેત્રમા જતા હતા થોડા દિવસ પસાર થયા પછી અન્નક્ષેત્રના વ્યવસ્થાપકોએ પેરુમાળ સ્વામીને કહ્યુ કે એ ભોજન ભલે કરે પણ તેના બદલામા એમણે અન્નક્ષેત્રનું કંઈ ને કંઈ કામ કરવુ. એ તો મહર્ષિજીની સેવા કરવા માટે આવ્યા હતા, નહિ કે અન્નક્ષેત્રમા કામ કરીને પેટ ભરવા એટલે પેરુમાળ સ્વામીએ શહેરમા ભિક્ષા માગી લેવાનુ નક્કી કર્યું પહાડ પર મહર્ષિજી તથા એમના ભક્તોને ભોજન મળી રહેતુ હતુ, પણ એનો કંઇ નિયમ રહેતો ન હતો એમને પણ કોઇ કોઇ વાર ભિક્ષા માગવી પડતી હતી પેરુમાળને કોઇ ગીતો આવડતા ન હતા આ કારણથી એમને ભીખ માગવામા તકલીફ પડતી હતી આથી એમણે મહર્ષિજીને એક ગીત લખી આપવાની પ્રાર્થના કરી મહર્ષિજીએ 'અરુણાચલ શિવ, અરુણાચલ શિવ, અરુણાચલ શિવ, અરુણાચલા'ની ટેક રાખી એક પદ રચી આપ્યુ એ જ પદનુ નામ 'અક્ષર મણમાલૈ' (અર્થાત્ અક્ષર વરમાળા) પડ્યુ આ પદ મહર્ષિજીની પોતાની રચનાઓમા સૌથી પ્રથમ છે

નામ પરથી જ ગીતનો ભાવ સ્પષ્ટ જણાય છે જીવને 'પ્રિયા' અને ઈશ્વરને 'પ્રિયતમ' બનાવીને પદની રચના કરવામા આવી છે વિરહઘેલી પ્રિયા પોતાના પ્રિયતમ જોડે અનુનય કરે છે દ્રાવિડ ભાષામા આ પદ બહુ સુંદર રચાયુ છે દરેક કડી કડીએ શ્લેષ છે અને ગીતમા ભક્તિ અને શૃંગારનુ મિશ્રણ છે આમે વિરહઘેલી મહિલાની દીનવાણી સાંભળીને

ચિત્ત હવી જાય છે પણ જ્યારે પદે પદે ખાસ કરીને ભક્તિ નીતરવા લાગે છે ત્યારે એ ગીતની ખૂબી કેવી રીતે બતાવી શકાય? ગીતમાં વેદાન્તનો ઉપદેશ હાંસી હાંસીને ભરેલો છે. દાખલારૂપે એ ગીતનાં કેટલાંક ચરણોનો અનુવાદ નીચે આપીએ છીએ :

"આવો પ્રિતમ! શૃંગાર અને છબીની જેમ તમે અને હું એક થઈ જઈએ. તમે મારા નાથ છો. હવે મને છોડશો તો તમારી હાંસી થશે. શું આ પુરુષાર્થ છે? જુઓ, ચોરલૂંટારાઓ (પાંચ ઇન્દ્રિયો) મારો હાથ પકડીને મને ખેંચી રહ્યા છે, છતાં તમે ચૂપ કેમ બેસી રહ્યા છો? સૂઈ ગયા તો નથી ને? પાછળથી મારા માટે ખોજ કરાવવી એ તમારે માટે શરમની વાત કહેવાય. તમારું ચિત્ત વજ્રનું છે શું? જુઓ, તમે મને તમારી જેવી ઘેલી બનાવી દીધી, તો હવે દવા કેમ આપતા નથી? હું તો કશી હતી; તમે દર્શન આપીને મને ચૂંટી લીધી અને હવે કેવા નિષ્ઠુર બનીને બેઠા છો? શું આ તમને શોભે છે? મારી પર ચીડાશો નહિ. હું તમારી છાની વાતોને ખુલ્લી કરી દઉં છું. એક દિવસ અચાનક દર્શન દઈને ઠોઈની જેમ મારું દિલ ખેંચી લીધું. મેં ધાર્યું કે તમે મારા રમણ છો, દિલરૂબા છો. તમે મને પોકારી એટલે હું આવીને ખડી થઈ. જ્યા સુધી દેહમાં શ્વાસ છે ત્યાં સુધી હું તમારાથી વિખૂટી પડવાની જ નથી. એ તમારું જ અપમાન ગણાય. મુજ દીન વિરહિણીને વધુ ન સતાવો, પ્રિતમ! હાથ પકડીને મુજ ડૂબતીને ઉગારો! પથ્થર ન બનો; કંઈક તો બોલો. મને આ માળા પહેરાવવા દો અને તમારી માળા મુજ રંકને દઈ દો, પ્રિયતમ!"

જયદેવના 'ગીતગોવિંદ'ની માફક આ 'વરમાળા', આ વિરહગીતનો વિલાપ મધુર છે. તે સર્વે ભક્તોના હૃદયતાપને હરનાર છે. સૌથી પહેલાં શ્રીમની એચમ્માએ આ ગીત છપાવ્યું હતું.

'અક્ષર વરમાળા'નાં ૧૦૮ પદ છે અને દરેક પદના આરંભમાં વર્ણમાલાનો અકેક અક્ષર ક્રમવાર આવે છે.

દિવી કાનોત્તર' એક શૈવ આગમ (ઉપાગમ) છે તેમા 'જ્ઞાના-જ્ઞાન વિચારપટલ નામનુ એક પ્રકરણ છે મહર્ષિજીએ એનુ તામિલમા ભાષાંતર કર્યું છે વિરૂપાક્ષિ ગુફામા અને ૧૯૧૬ની પહેલા જ આ તજૂમો કરવામા આવ્યો હતો એ જ અરસામા મહર્ષિજીએ બીજા બે ગીતો રચ્યા, જેના નામ 'અરુણાચલાષ્ટક' અને 'અરુણાચલનવ્શક' છે

'અરુણાચલાષ્ટક'મા મહર્ષિજીએ પોતાના વેદાન્ત તથા પોતાની ઉપલબ્ધિના સ્વરૂપનુ વર્ણન કર્યું છે આ ગીત દ્વારા આપણને શ્રી મહર્ષિજીના એ વખતના વિચારો જાણવા મળે છે કયા કારણથી ઘર છોડ્યુ ? અરુણાચલમા શુ જોયુ ! અન્તે શુ માલૂમ પડ્યુ ? વિગેરે બાબતો આ ગીતમા દર્શાવવામા આવી છે એમના બધા ઉપદેશોનો એ પાયો છે એ ગીતનો સાર નીચે મુજબ છે

૧ આ પહાડ અચલ જ્ઞાનશૂન્ય છે હુ જ્યારે સાનભાન વગરનો બાળક હતો ત્યારે મને ખબર પડી હતી કે અરુણાચલ કોઈ મોટા મહાત્મા છે એ પહાડ છે એવી મને ખબર ન હતી બીજાઓને એનો પૂછીગાછીને આ તો અને જોઉ છુ તો એ એક પહાડ જ છે

૨ તમારી ખોજ કરીને મે તમને મેળવ્યા પણ તમને 'જોયા' એમ ન કહી શકાય જોનાર હુ અને જોવાયેલા તમે બન્ને જુદા રહ્યા નહિ પછી મોમાથી શબ્દો શી રીતે બહાર પડે ? હુ જ રહ્યો નહિ તો એ સ્થિતિનુ વર્ણન કોણ કરે ? તમે જ પહેલા (દક્ષિણામૂર્તિરૂપે) બોલ્યા વિના જ બધુ કહ્યુ હતુ અને હવે મૌન સાધીને સહજ સ્થિતિ બતાવનાર પહાડ બનીને બેઠા છો

૩ તમારા રૂપનો વિચાર કરતા જણાયુ કે તમે પૃથ્વી પર એક પહાડ છો એને તમારુ રૂપ માનુ તો એ આકાશ જેવા માટે આખી પૃથ્વી પર શોધી વળવા જેવુ છે તમારા રૂપની ભાવના કરતા એ પાણીમા સાકરની જેમ ભળી જાય છે ત્યારે મારુ રૂપ જ રહેતુ નથી હુ પોતાને ઓળખી લઉ, તો પછી તમારાથી ભિન્ન કઈ સત્તા છે ?

૪. તમે તેજરૂપ છો એટલે બીજા દેવનું ધ્યાન ધરવું એ હાથમાં દીવો રાખીને અંધારું શોધવા બરાબર છે. તમે આ ભિન્ન ભિન્ન રૂપોમાં પ્રત્યક્ષ દેખાઓ છો. તમને જે જોઈ શકતો નથી તે સૂરજને જોઈ ન શકતા આંધળા જેવો છે. જો છે તે એકમાત્ર પ્રકાશ જ છે, બીજું કંઈ છે જ નહિ.

૫ મણિમાળાના દોરાની માફક બધા ધર્મોમાં તમે ઓતપ્રોત છો. મન કસોટી છે, તેના પર જીવરૂપી મણકાઓને કસવાથી બધો જ મળ જતો રહે છે ત્યારે તમારી કાંતિ ચમકી ઊઠશે. જ્યાં સૂરજનું તેજ હોય ત્યાં છાયા ટકી શકે ખરી?

૬. તમે જ અંતરજ્યોતિ છો. તમારી શક્તિ અદ્‌ભુત છે. જીવ પ્રારબ્ધના ચક્કરમાં પડીને ફેરા ફરનારાં છાયાચિત્રો જેવો છે. વૃત્તિજ્ઞાન જ દુરબીનનો કાચ છે. તેની દ્વારા લોકરૂપી ચિત્રવિચિત્ર દૃશ્યો દેખાય છે.

૭ જો 'અહમ્' ન રહે તો બીજું શું રહે? 'મને' એમ કહેતાં જ 'કોને?' એવો પ્રશ્ન પૂછી એ જ માર્ગે મનમા ડૂબકી મારવામા આવે ત્યારે હૃદયની સભામાં દ્વંદ્વરહિત અને અચળ અરુણાચળ એકલો જ બિરાજમાન દેખાય છે. તે અહંરૂપી જ્યોતિના જ્ઞાનનો સમુદ્ર છે.

૮ સમુદ્રનુ જળ વાદળાના રૂપમા ગમે ત્યાં ઘૂમે; પણ છેવટે વરસીને ઝરણું, નદી વિગેરે બનીને સમુદ્રમા પાછુ ભળી જાય નહિ ત્યાં સુધી સ્થિર રહેતું નથી એ જ પ્રમાણે અનેક યોનિઓમાં ભ્રમણ કરવા છતા યે જીવ જ્યા સુધી પોતાના સ્વરૂપમા ભળી જતો નથી ત્યાં સુધી તેને શાંતિ મળતી નથી. પક્ષી આકાશમા ગમે ત્યા વિચરે પણ આખરે તેને પોતાના માળામાં આવ્યે જ છૂટકો

શ્રી ભગવાને રચેલુ 'અરુણાચલપંચક' ભક્તિ માર્ગનું પ્રતિપાદક છે. તેનો સાર આ પ્રમાણે છે:

૧ પૃથ્વી પર અંધારુ છે અને તમે અરણ્ છો તમારા Cન્ય થતા વિના મારુ હ્રદયકમળ ખીલશે નહિ કૃપા કરીને મને દર્શન નહિ આપો તો હુ અભાગણી બળી મરીશ તમે પ્રેમસ્વરૂપ છો આ રીતે અગર રહેશો તો કેમ ચાલશે? કૃપા કરીને પ્રકાશનુ રૂપ ધરો

૨ હે અગણ્યાદ્રિ! પ્રેમાગ્નિમા હુ મીણની જેમ પીગળી રહી છુ તમે મારા નાથ છો છતા પ્રેમ દર્શાવતા નથી શુ આ વાજબી છે? તમારા પ્રેમ દ્વારા પેદા થતુ સુખ જ બકનો ॥ હ્રદયો અમૃતનુ પાન કરાવે છે પ્રાણનાથ! તમારુ સુખ એ જ મારુ સુખ છે તમારુ દુઃખ મારુ દુઃખ છે

૩ જાણ્યા વગર મે તમારી જોડે પ્રેમ બાંધ્યો એ જ મારી ભૂલ થઈ ને? તમે તમારો પ્રેમપાશ મારા ગળામા નાખીને મને ઘસડી ગયા સારુ? ખેર! શુ મારે જાન પણ આપવો પડશે? તો વાર શાની છે? કેશોજ શ્વાસ ચાલી રહ્યો છે તે પણ લઈ લો! પછી તમે એમના જ બતે મોજ માણો!

૪ આ દુનિયામા બીજાઓ કરતા મે તમારુ વધારે શામ શુ કરી નાખ્યુ? મારા મનમા ક઼ાક ભડી રહી હતી અને તમે મારી રક્ષા કરીને તમારા ચરણોમા સ્થાન આપ્યુ તમારી આ અપાર કરુણાના સ્મરણથી જ શરમની મારી મૂઝાઈ રહી છુ તમારી સ્તુતિ કરૂ અને તમે મને આશિષ આપો તો પછી ખરેખર મારી શરમનો પાર રહે નહિ મારુ માથુ ખૂબ જ ઝૂકી જશે.

પ મારા દિલના ચોર! ચૂપચાપ તમે મને ઊઠાવી લાવ્યા આટલા દિવસ પોતાના ચરણો પાસે રાખી અને હવે કયુ તત્ત્વ બતાવી રહ્યા છો? હુ તમારા હૃદયને વજ્રનુ કહુ તો મારે જ મારુ માથુ શરમથી ઝુકાવવુ પડશે. કોણ જાણે કેમ, પણ મને મારા મનના જ અંતરની ખબર

પડતી નથી તમે મોણુ છો, એ હુ જાણુતી નથી તમારી જાળમા હુ હરણીની માફક ફસાઇ પડું છુ મારી આ લાચારીનો છેડો નહિ જ આવે શુ ?

૬ આટલા દિવસ હુ માત્ર કમળનાળના દેડકા જેવી રહી હવે મુજ રકને નવમધુલોલુપ ભમરો બનાવી દો, જેથી હુ તમારા ચિત્પદ-પ કજના મધુનુ પાન કરૂ નહિ તો નક્કી સમજજો કે હુ એ પાદપ કજમા મારા પ્રાણ તજી દઇશ એ તમારા અપજશની પતાકા બની રહેશે તમે આકાશથી યે સૂક્ષ્મ છો, તમે કૃપાના મૂલકંદ છો અને તમારી કાતિનાં કિરણોથી જ આ આકાશ ચમકી રહ્યુ છે

૭ પ ચભૂત અને પાચભૌતિક ધર્મ શુ તમારાથી ભિન્ન છે ? સાચુ પૂછો તો ભિન્ન કોણ છે ? હૃદયસ્થાનને છોડીને ' હુ " કહીને આગળ વધનાર એ કોણ છે ?

૮ જીવનના ક્રમિક માર્ગ અને બુદ્ધિની મને ગમ રહી નથી તમે મને આ સ્થિતિ પર લાવ્યા એમા સુખ કયા છે ? એનાથી મોત જ બહેતર છે! આના ઉન્માદથી શો લાભ ? હે મારા વૈદ્ય ! તમે જ મને દવા આપો

૯ મને પરમતત્ત્વનુ જ્ઞાન ન હતુ એ સમજવાની રીત મારા જેવી અભણને કયાથી માલૂમ હોય ? તેથી મે તમારા ચરણકમળ ન પકડ્યા મારૂ સર્વ કઇ તમે જ છો બધા ભારો વહેનાર હે વિશ્વભર્તા ! શુ હુ એકલી જ તમને ભારે પડુ છુ ? તમને છોડીને હુ અહી આવી એ જ ઘણુ છે ! હુ બીજે કશે નહિ જાઉ, જોજો !

૧૦ તમને જ પરમ સમજીને કોણ જાણે કેટલી યે મા ! જેવી યોગીઓ તમારી જાળમા ફસાઇ હશે ? છદ્મગીથી કદાગ્રહીને દેહ તજવાની ઇચ્છા ! રાખનાર માટે આ સારી દવા છે સમર્પણથી જ સર્વ કઇ સરી જશે. આ એવી દવા છે કે જે મોત વિના જ મોત લઇ આવે છે

શ્રી મહર્ષિએ કેટલીક છૂટીછવાઇ કવિતાઓ પણ રચી છે એ બધીની એક માળા ગૂંથવામા આવી છે અને તેનુ નામ 'નવમણિમાળા' રાખવામા આવ્યુ છે *

સને ૧૯૩૬મા મહર્ષિજીએ સ્કંદાશ્રમમા 'દક્ષિણામૂર્તિ ગુરુસ્તુતિ' રચી હતી 'મહિમા' નામના મથાળાવાળા આ પુસ્તકના હવે પછીના પ્રકરણમા બતાવવામા આવ્યુ છે કે કેટલાક ભક્તોને દક્ષિણામૂર્તિના ચિત્રમા મહર્ષિજીની મૂર્તિ વિલીન થતી દેખાઇ હતી આ પહેલા તામિલમા દક્ષિણામૂર્તિનુ જે સ્તોત્ર ઉપલબ્ધ હતુ તે મોટા મોટા વૃત્તોમા ચાલતુ હતુ આથી મહર્ષિજીએ તે નાના પદ્યોમા લખી આપ્યુ

ઇસ ૧૯૧૭મા 'રમણગીતા'ના ઉપોદ્દઘાતરૂપે મહર્ષિજીએ સસ્કૃતમા શ્રી 'અરુણાચલ પંચરત્ન' રચ્યુ પાછળથી તેમણે વાસુદેવ શાસ્ત્રીજીની પ્રાર્થના અનુસાર તેનો તામિલ અનુવાદ કરી આપ્યો એનો ગુજરાતી અનુવાદ આ રહ્યો—

૧ હે કરુણાપૂર્ણ સુધાસાગર! જેની કિરણાવલી વડે સારૂ વિશ્વ પ્રકાશમાન થઇ ગયુ છે એવા હે અરુણાચલ પરમાત્મન્! તુ મારા હૃદયકમળના વિકાસ અર્થે અરુણ બન

૨ હે અરુણાચલ! તારામા વિશ્વરૂપી ચિત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે આ સમજ્યામા સત્યનો ચમત્કાર સમાયેલો છે તુ જ અતરાત્મા છે, જે હૃદયની અદર ‌‌‌_-રૂપે નાચી રહ્યો છે હે નાથ! તારૂ જ નામ હૃદય છે

૩ અહભાવ ક્યાથી જાગે છે તેની શોધ કરતો કરતો જે સાધક નિર્મળ ચિત્ત કરી અતર્મુખ થાય છે તે આત્માનો સાક્ષાત્કાર કરે છે અને જેવી રીતે સાગરમા પડેલી નદી સાગરમા સમાઇ જાય છે તેવી જ રીતે હે અરુણાચલ! સાધક તારામા વિરામ પામે છે

* જુઓ 'અરુણાચલ પંચરત્ન-પૃષ્ઠ ૩૯

૪. પ્રાણ અને મનનો નિગ્રહ કરીને તથા બાહ્ય વિષયોનો ત્યાગ કરીને અંતરમાં તારું ધ્યાન ધરતો યોગી, હે અરુણાચલ! તારી જ્યોતિનાં દર્શન કરે છે અને તારામાં નિજાનંદ મેળવે છે.

૫. જેણે પોતાનું મન તને સમર્પણ કર્યું છે અને જે તારા સ્વરૂપના દર્શનમાં સર્વદા વિશ્વરૂપનાં દર્શન કરે છે અને જે સદા તારું ભજન અનન્ય પ્રીતિથી કર્યા કરે છે તે હે અરુણાચલ! તારી જોડે ઐક્ય સાધી અને તારા આનંદસ્વરૂપમાં મગ્ન થઇ પરમ સિદ્ધ બને છે.

ઉપલા પાંચે શ્લોકોને ઉપનિષદોનો સાર કહી શકાય. તેમાં મોક્ષપ્રાપ્તિના ઉપાયો ટૂંકમાં બતાવ્યા છે. પહેલા શ્લોકમાં બ્રહ્મની વિભૂતિનું વર્ણન છે. બ્રહ્મના એવા અનુગ્રહની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરવામાં આવી છે કે જે મોક્ષદાયક બને

બીજા શ્લોકમાં આત્માનું લક્ષણ વર્ણવ્યું છે. એ પણ જન્મ, સ્થિતિ અને લયનું આધારભૂત તટસ્થ લક્ષણ છે. પછી સ્વરૂપના લક્ષણની ચર્ચા કરી છે. એ જ પરમ સત્ હૃદયમાં આત્મરૂપે વિરાજી રહ્યું છે

ત્રીજા શ્લોકમાં વિચારમાર્ગનું પ્રતિપાદન કરતાં જણાવ્યું છે કે વિચારમાર્ગ મોક્ષનું સાધન છે અધિકારીને પણ સૂચના આપવામાં આવી છે કે તેણે નિર્મળ બુદ્ધિ રાખવી જોઇએ પ્રાપ્તિ એ સાયુજ્ય છે અને ફળ એ સત્, ચિત્ અને આનંદમય સદ્વસ્તુ છે આ શ્લોકમાં સતની વિભૂતિ દર્શાવવામાં આવી છે.

ચોથા શ્લોકમાં ચિત્તની વિભૂતિનું વર્ણન છે ચિત્-વિભૂતિ જ્ઞાનપ્રાપ્તિનું ફળ છે જ્ઞાન મનોનિગ્રહ દ્વારા પ્રાપ્ત થાય છે જ્યાં સુધી પ્રાણોનો નિગ્રહ ન થાય ત્યાં સુધી મનોનિગ્રહ અસંભવિત છે પ્રાણનિરોધનો ઉપાય બાહ્ય વિષયોનો ત્યાગ છે આ જ યોગમાર્ગ છે

છેલ્લા શ્લોકમાં ભક્તિ અને કર્મ બન્નેનો ઉપદેશ છે અનન્ય પ્રીતિથી પોતાના મનને 'તત્-તે'માં લીન કરીને ભજન કરવું એ ભક્તિ છે.

બધાને 'એ જ તત્'નું રૂપ જ સમજી સેવા કરવી એ કર્મ છે. આ બન્નેનું ફળ સુખ અથવા આનંદ છે.

આ વિચારોનું વિવરણ 'ઉપદેશ સાર'માં મળી રહે છે. મહર્ષિજીના બીજા ગ્રંથોની ચર્ચા આ પુસ્તકમાં જુદે જુદે સ્થળે કરેલી છે એટલે અહીં વિશેષ નહિ લખીએ.

તામિલ પંડિતોનું કહેવું છે કે શ્રી રમણ ભગવાનની રચનાશૈલી અનુપમ છે. રોજની વાતચીતમાં જે શબ્દો વપરાય છે તેનો જ તેઓ ઉપયોગ કરતા; છતાં યે એ શબ્દોમાં એક જાતની અનુપમ મધુરતા, એક શબ્દના કેટલા યે અર્થો, અપૂર્વ ધ્વનિ તથા ઉચ્ચ વિચારો ઠાંસી ઠાંસીને ભરેલાં રહેતાં. શબ્દ તો નાના હોય પણ અર્થ ભારે ઊંડા હોય. એમની રચનામાં કોઇ જાતની ખેંચતાણની જરૂર દેખાતી નથી. વાંચનારાઓની બુદ્ધિ અનુસાર સરળ તેમ જ ગંભીર અર્થ કાઢી શકાય છે. મહર્ષિજીની કેટલીક રચનાઓની વિસ્તૃત ટીકાઓ લખાઇ છે તથા કેટલીકની ટીકા હજી સુધી લખાઇ નથી.

એમનાં ભક્તિગીતોનું માધુર્ય અનુભવથી જ સમજી શકાય છે. એનું વર્ણન અમે કેવી રીતે કરીએ? એ ગીતોમા દિલ પીગળાવનારા ભાવો છલોછલ ભરેલા છે. એના નાના નાનાં પદો દિલને કબજે કરી લે છે. કાવ્યદૃષ્ટિએ જોતાં પણ શ્રી રમણદેવ અલૌકિક પ્રતિભાવાળા કવિ પુરવાર થાય છે. આટલું તો સ્પષ્ટ છે કે મહર્ષિજી લોકમાતાના સ્તન્યનું પાન કરીને કવિતા રચનાર જ્ઞાનસંબંધરના અવતાર જ હતા. એમની બધી રચનાઓનો કળશ 'અક્ષરમણમાલૈ' અથવા 'અક્ષરવરમાળા' છે.* દ્રાવિડ કવિતાના નિષ્ણાત પંડિતોનું કહેવું છે કે આનાથી સુલભ તેમ જ આનાથી કઠિન બીજી કોઇ રચના જ નથી ..

---

* જુઓ, અરુણાચલ પંચરત્ન-પૃષ્ઠ ૨૧.

## પ્રકરણ દશમું—ગિરિપ્રદક્ષિણા

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।

મહાજનો કરે જે જે તે જ અન્ય જનો કરે;

*ભગવદ્‌ગીતા: અ. ૩—શ્લોક ૨૧*

સને ૧૯૦૮માં મહર્ષિજી આમ્રગુફામાં રહેતા હતા તે વખતે એક વાર શેષાદ્રિ સ્વામી ત્યાં ગયા હતા. આ બન્ને મહાત્માઓની વાતચીત સાંભળવાની ઇચ્છાથી ઘણા ભક્તો ત્યાં એકઠા થયા હતા. એ વખતે વાસુદેવ શાસ્ત્રી પણ હાજર હતા. શેષાદ્રિ સ્વામી મનની વાત જાણી લેવાની શક્તિ ધરાવતા હતા. તે દિવસે એ ઘણી વાર સુધી તાકી તાકીને મહર્ષિજીની સામું જોઇ રહ્યા અને તેમની તરફ આંગળી ચીંધીને કહ્યું: "તેઓ શું વિચારી રહ્યા છે તે માલૂમ પડતું નથી." મહર્ષિજી ચૂપ જ રહ્યા એટલે શેષાદ્રિજીએ કહ્યું: 'અરુણાચલેશની પૂજા કરીએ તો એ જ મુક્તિ આપી દેશે.'

મહર્ષિ–પૂજા કરનાર કોણ છે અને પૂજા કરવી કોની?

શેષાદ્રિ–(ખડખડાટ હસતાં હસતાં) એ જ સ્પષ્ટ સમજાતું નથી.

પછી તો મહર્ષિજીએ એક કલાક સુધી અદ્વૈતની અનુભૂતિ વિષે સમજૂતી આપી. શેષાદ્રિજીએ બધું એકાગ્ર ચિત્તે સાંભળ્યું અને છેવટે બોલ્યા: 'આપે જે કહ્યું તે કંઇ જ સમજાયું નહિ. હું તો આપની પૂજા કરનાર છું. આપે જે કંઇ કહ્યું તે મારા માટે અંધકાર છે.' આટલું કહી તેમણે અરુણાચલના શિખરને પંદર વખત સાષ્ટાંગ દંડવત કર્યા અને પછી પહાડ ઊતરીને ચાલ્યા ગયા. પરમતત્ત્વને પૂજા માટે મૂર્તિમાન ગણવું, એ

શેષાદ્રિજીને પસંદ હતું એમ જણાય છે. કદાચ શિખરને જ તેઓ અરુણાચલ સમજતા હતા.

આ બાબતમાં ઘણા લોકો શેષાદ્રિજી જોડે સમ્મત છે. તેમની નજરે આ પહાડ જડ પાષાણમય નથી, પણ તે એક જ્યોતિ છે. તે જ પરમેશ્વર છે. આ ગિરિનાં નામની ઉત્પત્તિથી જ ચોખ્ખું જણાય છે કે તે તેનું દર્શન કરનારાઓનાં પાપોનું હરણ કરનારો છે. ભૌતિક દૃષ્ટિએ પણ આ ભવ્ય પર્વતગજ તરફ આંખ ખોલીને જોઈએ તો શું નજરે પડે છે? તેની એ સ્થિરતા, ઊંચાઈ અને વિશાળતા જોનારને મુગ્ધ કરે છે અને તેના દિલની બધી ઉન્નત ભાવનાઓને જગાડીને મસ્તકને નમ્ર ભક્તિભાવથી ઝુકાવડાવી દે છે. વાદળાંઓ એના શિખર જોડે ક્રીડા કરે છે અને વરસાદનાં નાનાં નાનાં બુંદોથી તેના શિખરનો અભિષેક કરીને ચાલ્યાં જાય છે. આસપાસની જનતા, ખેતીવાડી, પશુપક્ષી આદિને માટે એ જ છવનરૂપ બની રહે છે. જમાનાઓથી આ ગિરિ કેટલા યે લોકોનું પોતાના પ્રેમભર્યા ખોળામાં લાલનપાલન કરી રહ્યો છે. તેના પ્રેમની કોઈ સીમા જ નથી. તે હિંસક પશુઓને તેમ જ મનુષ્યોને સમાન દૃષ્ટિથી શરણ આપી રહ્યો છે. નિર્ગુણ પરબ્રહ્મ જોડે પોતાની અભિન્નતા જાણી લેવી એ કંઈ રમત નથી. આમાં સફળ થયા હોય એવા મહાત્માઓ વિરલા છે. જનતાને તો સગુણલીલાનું ગાન કરવાનું જ ગમે છે.

આ દૃષ્ટિએ જોઈએ તો ઉપલાં કારણોથી અરુણગિરિ ઈશ્વરની સાક્ષાત્ મૂર્તિ સમો પ્રતીત થાય છે. ક્ષેત્રમાહાત્મ્યમાં પણ લખેલું છે કે અરુણગિરિ બ્રહ્માંડનું કેન્દ્ર છે. આથી તેની પ્રદક્ષિણાને બધાં તીર્થોની યાત્રા કરવા જેટલી પુણ્યદાયક ગણી છે.

કેટલાય લોકો પોતપોતાની ભાવનાઓ અનુસાર ગિરિની પરિક્રમા કરે છે. કોઈ રસ્તામાં આળોટતા, કોઈ દરેક પગલે અટકી અટકીને, કોઈ પોતાની ચારે તરફ પ્રદક્ષિણા કરતા કરતા તથા કોઈ પહાડને સાષ્ટાંગ દંડવત્

ફરતા ફરતા ગિરિપ્રદક્ષિણા કરે છે અરુણાચલની ચારે બાજુ પાકી સડક બાંધેલી છે આખે રસ્તે કેટલાયે કુંડો, મંદિરો અને સમાધિઓ જોવા મળે છે આવી જગાઓમાં સાધુઓ નિવાસ કરી રહ્યા છે આરામ લેવા માટે દરેક માઇલના અંતરે ઘણું ખરું મંડપો બાંધવામાં આવ્યા છે આખે રસ્તે વિશાળ વૃક્ષોની શીતળ અને ઘેરી છાયા યાત્રાળુઓના થાકને દૂર કરે છે કેટલાક ભક્તો બધા જ કુંડો, મંદિરો અને સાધુ સંતોની પૂજા કરે છે, તો કોઇ વળી પોતાની શક્તિ મુજબ સેવા કરીને તૃપ્ત થાય છે કુલ આઠ માઇલનું અંતર ફરવાથી ગિરિની પરિક્રમા પૂરી થાય છે ખાસ કરીને મંગળવારે યાત્રાળુઓ કોઇક કુંડમાં ડૂબકી મારીને, ધોયેલાં કપડાં પહેરીને તથા કપાળ પર ભસ્મ લગાડીને પ્રદક્ષિણા કરવા નીકળે છે કેટલાક લોકો ત્રણ કલાકમાં પરિક્રમા પૂરી કરે છે અરુણાચલ પુરાણમાં કહ્યું છે કે ગર્ભવતી સ્ત્રીની જેમ ધીમે પગલે ગિરિની પરિક્રમા કરવી જોઇએ

श्रीशोणाचल हृद्भूत स्वच्छाश्रमनिकेतन ।
सद्दर्शनोपदेष्टा सद्भक्तवृन्दपरीवृत्त ॥

શોણાદ્રિના હૃદયશા સ્કન્દાશ્રમનિવાસિ જે
સદ્દર્શનો પ્રબોધિ છે વીંટાઇ ભક્તમંડળે.

મહર્ષિજી પહેલાં કેટલાયે વર્ષ સુધી અઠવાડિયામાં એક અથવા એક વાર ગિરિની પ્રદક્ષિણા અવશ્ય કરતા હતા એવો એક પણ દિવસ જતો ન હતો કે જેમાં તેમણે એકવાર પણ ગિરિપ્રદક્ષિણા ન કરી હોય પોતાને માટે પરિક્રમાની કંઇ જ આવશ્યકતા ન હતી, પરંતુ ભક્તોની ઇચ્છાને લીધે એમને પણ જવું પડતું હતું આવા ભક્તોમાંના ઘણાખરા સગુણોપાસક હોય છે એટલે તેવાઓને પરિક્રમાથી જરૂર લાભ થાય છે

રાત્રે વાળુ કર્યા પછી પરિક્રમાની શરૂઆત થતી હતી અને મળસકું થવા આવે એટલામાં તે સમાપ્ત થતી હતી મહર્ષિજી સવારે નીકળતા તો

રાત્રે પાછા ફરતા. કોઇ કોઇવાર રસ્તામાં જ બે દિવસ રોકાઇ પડતા. ત્રણ કલાકની પરિક્રમા પાછળ એટલો બધો વખત શી રીતે જતો એવો પ્રશ્ન ઊભો થાય એ સ્વાભાવિક છે. મહર્ષિજી શાસ્ત્રની આજ્ઞાનુસાર ધીરે ધીરે ચાલતા. દરેક માઇલ પૂરો કરીને આરામ પણ જરૂર લેતા. પરિક્રમા વખતે તેઓ સમાધિમાં લીન થઇ જતા અને એમનું શરીર યંત્રની માફક આગળ વધ્યે જતું. આ કારણસર જલદી ચલાતું નહિ. આ ઉપરાંત ભક્તજનો કોઇ કોઇવાર મહર્ષિજીને અને તેમના સાથીઓને રસ્તામાં જ રોકી લેતા અને ઉચિત ખાનપાન આપી એમનો પૂજનસત્કાર કરતા. એ ભક્તોની ખાતર દરેક જગાએ અર્ધો પોણો કલાક રોકાવું જ પડતું. આવો સત્કાર કરવામાં ભક્તોની માંહોમાંહે સ્પર્ધા થતી. માર્ગમાં આવતાં ગામડાંના રહેવાસીઓને મહર્ષિજીની પરિક્રમા વિષે ખબર આપવામાં ન આવતી તો તેઓ આશ્રમના વ્યવસ્થાપકો પર ગુસ્સે થતા, કારણ કે મહર્ષિજીનો સત્કાર કરવાના મહાભાગ્યથી તેઓ વંચિત રહેવા ઇચ્છતા ન હતા. આ બધાં કારણોસર કૂચ ઘણી જ ધીરે થતી.

ઘણા લોકો પુણ્ય મેળવવાની લાલસાથી આવા પ્રસંગે મહર્ષિજીની જોડે નીકળી પડતા. આધ્યાત્મિક ભાવનાપૂર્વક ગિરિની પ્રદક્ષિણા કરવી એ બધાને માટે સહેલું નથી. એવા યે લોકો હતા કે જેઓ ગિરિનું કુદરતી સૌંદર્ય જોવા માટે જ નીકળતા. કેટલાક વળી સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો ખાવા મળે એટલા ખાતર મહર્ષિની જોડે નીકળી પડતા હતા.

આશ્રમમા જાતજાતના માણસો આવે છે. બધાના એકસરખા ભાવો હોતા નથી. તેઓ પોતપોતાના પુણ્યપરિપાક અનુસાર વર્તે છે. કોઇ મૌન ધારણ કરીને આત્મચિંતનમા લીન રહે છે; કોઇ ભક્તોની જોડે વાજીંત્રો વગાડીને ભજન કરે છે અને પરમાત્માની દિવ્ય લીલાઓનું ગાન કરે છે. આમ ભક્તિમા તરબોળ રહે છે તો પછી મહર્ષિજીની સન્નિધિમા તેઓની ભક્તિનું પૂછવું જ શું ? દક્ષિણના લોકોને સંગીતનો ભારે શોખ હોય છે

એટલે એ ભજનોમાંથી તરસ્યા આત્માઓને પોતાની તરસ છિપાવવા માટે પૂરતા પ્રમાણમાં રાગસુધારસ અને ભક્તિસુધારસ બન્ને મળી રહે છે.

ગજાનન નામના કર્ણાટકના એક ભક્ત થોડા દિવસ માટે આશ્રમમાં રહ્યા હતા. તેઓ પ્રદક્ષિણાને સમયે હરિપ્રેમથી ઉન્મત્ત થઇ જતા અને ભાગવતના શ્લોકોનું અનુસંધાન કરતા હતા. ગિરિની પ્રદક્ષિણા કરતી વખતે એ ચાલતા નહિ પણ નાચતા હતા. એમને જોતાં જ નટરાજનું સ્મરણ થઇ જતું!

વાચકો! શિવ ક્ષેત્રમાં વિષ્ણુનાં ભજનો કેમ ગવાતા એવી શંકા કરશો નહિ. આજે જો કે આ શહેરવાસીઓમાં ઘણા થોડા વૈષ્ણવો જોવામાં આવે છે, છતાં યે એક દિવસ એવો હતો કે જ્યારે આ ગિરિ અને મંદિર વૈષ્ણવોનું પરમ ક્ષેત્ર મનાતું હતું. સરકારી દસ્તાવેજોમાં આ પહાડ અને મંદિર બન્ને શ્રી વેણુગોપાળ સ્વામીના નામ પર નોંધાયેલાં છે. મૂળ વિરાટની પાછળ વેણુગોપાળની એક મૂર્તિ આજે પણ છે. આજે યે વૈષ્ણવો આ પર્વતને સુદર્શનચક્ર (કદાચ આ કાળચક્ર પણ હોય) માને છે. મહર્ષિજીને તો શિવ તથા કેશવમાં અભેદ બુદ્ધિ હતી. એમને માટે તો સદ્વસ્તુ એક જ હતી અને તે હતો આત્મા.

ભક્તોની ભાવનાઓનું લાંબું વર્ણન કરીએ તો પુનરુક્તિ થાય. અરુણગિરીશનું દરેક ચિહ્ન ભક્તોના હૃદયમાં ભાવવિવશતા પેદા કરે છે. અરુણાચલેશ્વર શિવસુંદરને અનેક રીતે બોલાવવા છતાં દર્શન નહિ મળવાથી વિલાપ કરનારા એ ભક્તોનું વર્ણન અમે શી રીતે કરી શકીએ? રસ્તામાં નજરે પડતું નાનામાં નાનું ફૂલ પણ અરુણાચલેશ્વર પર ચઢાવવામાં ઉપયોગી થશે એમ ધારી રાજીરાજી થઇને એ ફૂલ ભક્ત ચૂંટી લે છે. આવી દશાનું અનુમાન જ કરી શકાય છે અથવા તે ભક્તો જ સમજી શકે છે.

પરિક્રમા કરવા નીકળનારા બધા લોકો સગુણોપાસક હોય છે પણ મહર્ષિજી? એમની બાબતમાં કશું કહી શકાય તેમ નથી. તેઓ ભક્તિના

ભંડાર હતા કે જ્ઞાનના સમુદ્ર ? એમના મોંમાંથી શબ્દો નીકળતા કે નહિ ? કંઇ કહી શકાય તેમ નથી. આવે સમયે જ 'અક્ષરવરમાળા' નામના ગ્રંથની રચના થઇ હતી. પેરુમાળ સ્વામીના કહેવાથી કેટલાંક ચરણોની રચના થઇ હતી, પરંતુ તેનો બાકીનો ઘણોખરો ભાગ બીજા દિવસની ગિરિપ્રદક્ષિણા દરમિયાન લખાયો હતો 'અરુણાચલશ્લોક' પણ આવે સમયે જ રચાયું હતું. આ વાત અય્યાસ્વામીજી જાણતા હતા, એટલે એક વાર અય્યાસ્વામીજીએ આવા એક મોકા પર પળનિસ્વામીના હાથમાં કાગળ અને મીસપેન આપીને મહર્ષિજીની વાતો નોંધી લેવાનું કહ્યું. એ વખતે 'અરુણાચલાષ્ટક'ની રચના થઇ, જેનો સારાંશ અગાઉ અપાઇ ગયો છે. એ રચનાઓથી મહર્ષિજીની તે વખતની દશાનું અનુમાન થઇ શકે છે.

મહર્ષિજીની દૃષ્ટિ કોઇ વાર ઇશ્વરરૂપી સગુણ બ્રહ્મના અનુસંધાનમાં લીન રહેતી તો વળી કોઇ વાર નિર્વિકાર બ્રહ્માનુગત પણ થઇ જતી હતી. એમની વાતો કોઇ વાર ભક્તિરસથી તરબોળ રહેતી તો કોઇ વાર જ્ઞાનથી રંગાયેલી.

પરિક્રમાવેળાએ આ સિવાય મતોપન્યાસ, તિરુપ્પુગલ, તેવાર આદિ ભજનો પણ જરૂર ગવાતાં. તે વખતે એક જુદી જાતની પૂજા પણ જોવામાં આવતી કેટલાક ભક્તો મહર્ષિજીને જંગમ અરુણાચલેશ માનતા, એટલે તેઓ રમણપૂજામાં મશગૂલ થઇ જતા. તેમનાં અષ્ટોત્તર નામોનો જાપ તેમ જ તેમણે રચેલાં 'અક્ષરવરમાળા' આદિ ગીતોનું ગાન થતું. શ્રીમહર્ષિને શિવ, નારાયણ, ચિદંબરનટરાજ કહીને તેમને અરુણાચલેશથી યે સુલભ માનીને એમની સ્તુતિ કરનારા ભક્તો આજે પણ પડયા છે. ભક્તિની તલ્લીનતાની કંઇ સીમા છે ખરી ? ભક્તિના આલંબનરૂપ મહર્ષિજી જ્યારે પ્રત્યક્ષ ખડા હોય ત્યારે એમના અનુગ્રહ પર જીવનારા એ ભક્તોની સ્તુતિઓની કંઇ હદ રહે ખરી ? પરંતુ મહર્ષિજી તો આ બધા તરફ બેદરકાર રહેતા. એ

શ્રી ગણપતિમુનિએ 'રમણગીતા'ની પ્રસ્તાવનામાં ઉપર મુજબ લખ્યું છે. એની મહત્તા દર્શાવવા માટે ઉપલા બે શ્લોકોથી ચઢે તેવું શું હોઇ શકે? મહર્ષિજી વિજ્ઞાનમય તેજ હતા, ગણપતિજી ગણપતિ જ હતા. એ જ અગ્રણી હતા. એક વખત ભક્તો, મુમુક્ષુઓ તથા સાધકો મહર્ષિજી સમક્ષ એકઠા થયા હતા, એવે સમયે ભક્તોના ચિત્તના પાપો ધોઇ નાખવા માટે એક અપૂર્વ તરંગ ઊઠયો, જ્ઞાનની એક જ્યોતિ ઝળહળી ઊઠી અને એ જ 'રમણગીતા'.

ઇ. સ. ૧૯૩૧ સુધી શ્રી રમણભગવાનના ઉપદેશો થોડાક દ્રાવિડ ગીતોમાં નિબદ્ધ હતા. વિષય જટિલ હોવાથી, કેવળ અનુમાનથી જ તે જાણી શકાય તેવો હતો. તે મુજબ ચાલવામાં ભક્તોના મનમાં કેટલી જાતની શંકાઓ ઊભી થતી હતી. એટલે ભક્તોએ નિશ્ચય કર્યો કે મહર્ષિજી પાસેથી એ બધી શંકાઓનું સમાધાન મેળવી લેવું. એમના મનમાં વળી એવો વિચાર ઊઠયો કે ફક્ત પોતે જાણે એનાથી વિશેષ લાભ કંઇ નથી. એવી શંકાઓ ઉત્પન્ન થાય છે અને થતી રહેશે. એવા બધાઓને મહર્ષિજીના વિજ્ઞાનનો લાભ મળવો જોઇએ. માટે એ પ્રશ્નો અને તેના સમાધાનો પુસ્તકરૂપે પ્રચાર પાડવા જોઇએ. અત્યાર સુધી મહર્ષિજીને સંસ્કૃતમાં કવિતા કરવાનો અભ્યાસ ન હતો. સંસ્કૃતમાં લખાય તો મહર્ષિજીનો ઉપદેશ આખા ભરતખંડમાં ફેલાવો પામે એમ ધારીને શંકાસમાધાનોને સંસ્કૃતમાં એક પુસ્તકનું રૂપ આપવા માટે શ્રી ગણપતિ મુનિને અગ્રણી તરીકે પસંદ કરવામાં આવ્યા.

'રમણગીતા'નો મોટો ભાગ સને ૧૯૧૭ના ઑગસ્ટમાં નિર્માણ થયો હતો. કેટલાક પ્રશ્નો તે અગાઉ પૂછાયા હતા. તેના પણ ઉત્તરો અપાયા હતા. ગ્રંથની સજાવટ કરવા ખાતર એ બધા પ્રશ્નોત્તરો એમાં શામિલ કરવામાં આવ્યા.

આ પુસ્તકનો એક જ શ્લોક શ્રી રમણ ભગવાનના શ્રીમુખેથી નીકળ્યો હતો. એ જ મહર્ષિજીનું હૃદય છે. એક દૃષ્ટિએ આખું પુસ્તક એ શ્લોકનું વિવરણ કહી શકાય એ શ્લોક બીજા અધ્યાયના આરંભમાં જ છે –

हृदयकुहरमध्ये केवलं ब्रह्ममात्रं
ह्यहमहमिति साक्षादात्मरूपेण भाति ।
हृदि विश मनसा स्वं चिन्वता मज्जता वा
पवनचलनरोधादात्मनिष्ठो भव त्वम् ॥

**અર્થ: હૃદયગુફાની મધ્યમાં કેવલ બ્રહ્મ જ અહં-અહં તરીકે સાક્ષાત આત્મરૂપે વિલસી રહ્યું છે. તેની શોધ કરતાં કરતાં એકાગ્ર મન કરી, મજ્જન કરી અથવા પ્રાણનું રોધન કરી તું હૃદયમાં પ્રવેશ કર અને આત્મનિષ્ઠ થઈ જા.**

આ શ્લોકમાં સૂચિત કરેલું છે કે હૃદય બ્રહ્મનું સ્થાન છે, બ્રહ્મ અને આત્મા અભિન્ન છે, આત્માનું શું લક્ષણ છે અને આત્મોપલબ્ધિના ત્રણ માર્ગ કયા કયા છે. આ બાબતોને વધારે વિસ્તૃતરૂપે મહર્ષિજીએ સમજાવી હતી તે બધો ઉપદેશ 'હૃદયવિદ્યા,' 'મનોનિગ્રહોપાય,' 'ભક્તિવિચાર' વિગેરે નામના જુદા જુદા અધ્યાયોરૂપે 'રમણગીતા'મા ગૂંથી લીધો છે આ પ્રકરણમા 'રમણગીતા'નો થોડોક સાર જ આપ્યો છે આખા પુસ્તકની વિવેચના કરવાનો અહી ઇરાદો નથી

મનનું રૂપ સંકલ્પ છે. સંકલ્પોનું મૂળ 'અમ' અને અહં-રૂપી અહંવૃત્તિ છે આ અહંવૃત્તિ બીજી વૃત્તિઓની માફક બેશુદ્ધિ, સમાધિ આદિમાં પોતાના મૂળમા લીન થઈને રહે છે એ મૂળ હૃદય છે, જે લોહી શુદ્ધ કરનારા માંસપિંડવાળા અવયવથી જુદું જ છે એ મૂળ પર પહોંચવાથી સદ્‌વસ્તુના દર્શન થાય છે સદ્‌વસ્તુ અખંડ નિત્ય અને એકાકાર છે તથા ઇંદ્રિયજન્ય જ્ઞાનાદિથી અબાધિત છે. એ જ આત્મા છે, એ જ બ્રહ્મ છે, એના સિવાય બીજી કોઈ વસ્તુ નથી આ જ પહેલો સિદ્ધાંત છે.

આ વિષયમાં કેટલી યે શંકાઓ ઊઠે છે. શરીરમાં હૃદયનું સ્ફુરણ ક્યાં થાય છે? છાતીની ડાબી બાજુએ? જુદા જુદા લોકની ઉત્પત્તિ શી રીતે થાય છે? ભિન્નતાની દૃષ્ટિ શી રીતે ઉત્પન્ન થાય છે? અહંની વૃત્તિ ઊઠતાં જ જોનાર જોવાતી વસ્તુઓથી અલગ થઇ જાય છે એટલે જુદા જુદા લોકની ઉત્પત્તિ થાય છે. જો મનને એના મૂળ સ્થાનમાં લીન કરી દેવામાં આવે તો ભિન્નતાનો નાશ થઇ જાય.

શ્રી રમણ ભગવાને આત્મસાધનાના ત્રણ માર્ગો બતાવ્યા હતા: (૧) વિચાર (૨) મજ્જન અને (૩) પ્રાણરોધન. વિચારમાર્ગ વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ (જુઓ પ્રકરણ ૪થું શ્રી. શિવપ્રકાશમ્ પિલ્લૈ). ધ્યાનમાર્ગની સમજૂતી રમણગીતાના ૧૬મા અને ૧૭મા અધ્યાયોમાં આપી છે. એમ કહેવાય છે કે વિચાર અને ધ્યાન એ બન્ને માર્ગોના અનુસરણનું ફળ એક જ છે. ફાવે તો વિચાર કરો અથવા ફાવે તો ધ્યાન કરો, તમને એક જ પ્રાપ્યની પ્રાપ્તિ થશે. પ્રાણરોધનથી મનની વૃત્તિઓ કાબૂમાં આવી જાય છે એટલે તે વખતે ધ્યાન કરવામાં સુગમતા પડે છે. ધ્યાનમાં મંત્ર, જપ આદિ પણ આવી જાય છે. ૧૬મા અધ્યાયમાં ભક્તિની ચર્ચા છે. રમણગીતાની વિશેષતા એ છે કે તેમાં જેટલી જાતની શંકાઓનાં સમાધાન મળે છે તેટલાં એક જ સ્થળે મહર્ષિજી વિશેની બીજી કોઇ રચનામાં મળતાં નથી.

જેઓએ પ્રશ્નો પૂછ્યા હતા તેઓ કોઇ મામૂલી માણસો ન હતા. પોતપોતાના વિષયોમાં તેઓ ઘણી મહેનત કરી ચૂકેલા હતા. તેઓનાં મૂળ નામો પુસ્તકમાં આપ્યાં નથી પણ તેઓનાં ગોત્ર મુજબનાં નામોથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

પહેલો પ્રશ્ન શ્રીગણપતિજીનો પોતાનો છે. એમના પ્રશ્નોના સમાધાન પરથી આટલું નક્કી થાય છે કે વિવેક મેળવવાનાં સાધનોમાંનું એક શાસ્ત્રચર્ચા પણ છે. પણ તે એકલીથી કામ નહિ સરે; આત્મસિદ્ધિ માટે ઉપાસનાની યે જરૂર છે.

વિષયોનો ત્યાગ કર્યા પછી આત્મા પોતાની સહજ સ્થિતિમાં નિવાસ કરે છે. આ જ જ્ઞાન કહેવાય છે. જ્યાં સુધી આ દશા નિરૂઢ થાય નહિ ત્યાં સુધી તે 'ઉપાસના'ને નામે ઓળખાય છે.

જ્ઞાનીનું એક લક્ષણ સર્વે ભૂતો પ્રત્યે સમતા રાખવી એ છે. શરૂઆતમાં જગતનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી પ્રવૃત્ત થઇ શ્રીગણપતિજીએ તપશ્ચર્યા શરૂ કરી હતી. વચગાળાના સમયમાં એ સાધનાના નવીન માર્ગના પથિક બન્યા. તેમને શંકા થઇ કે પહેલો સંકલ્પ ફળશે કે નહિ? મહર્ષિજીએ જવાબ આપેલો કે જે કોઇ કામનાથી યોગમાર્ગનું અવલંબન કરે છે, તેને વચમાં જ જ્ઞાન પ્રાપ્ત થઇ જાય તો યે તેનો પ્રથમ સંકલ્પ તો ફળે જ છે પરંતુ સાધકને એ કામના સફળ થવાથી આનંદ થતો નથી.

શ્રીગણપતિજીનો બીજો સવાલ એવો હતો કે જ્ઞાન કોને કહે છે? મહર્ષિજીએ ઉત્તર આપેલો કે કોઇ પણ પ્રકારના વિચારને જ્ઞાન કહી શકાય નહિ. આત્મનિષ્ઠા જ જ્ઞાન છે. જ્યારે વૃત્તિ પોતાના મૂળ સ્થાનમાં પ્રવેશ કરે છે ત્યારે તે નષ્ટ થઇ જાય છે અથવા એ મૂળ સ્થાનમાં લીન થઇને એકરૂપ થઇ જાય છે.

ત્રીજી વાર ગણપતિજીએ પૂછ્યું: "મનોલયની દશા અથવા જ્ઞાનરૂપી આત્મસ્થિતિ તથા ભિન્નતાની ભાવનાથી રંગાયેલી આ સાંસારિક ભાવના અગર શરીરભાવના, એ બન્નેના સંબંધનો નાશ શી રીતે કરવો?"

શ્રી રમણદેવે સમજાવેલું: સર્વ કંઇ આત્મશક્તિના વિલાસથી જ દેખાઇ રહ્યું છે જડ શરીર અને ચેતનશક્તિ વચ્ચેનો સંબંધ બે જાતનો છે. એક ક્રિયાકારક નાડીબંધ છે, જેને દેહ કહે છે. બીજો ચિત્ક્રિયાયુક્ત છે, જેને અહંભાવ કહે છે. આત્મવિચાર દ્વારા દેહની નાડીઓનું મંથન થાય છે ત્યારે નાડીઓ નિર્મલ થાય છે; અને સુધાબિંદુ સુષુમ્નામાં પ્રકાશિત થાય છે. તે સહસ્રારમાં પહોંચે છે અને અન્ય નાડીઓથી બહિર્મુખ થઇ

તે ભાસમાન થતું નથી. એટલે એ સમયે આત્મારૂપે તેની સ્ફૂર્તિ થાય છે. આત્મવિચારથી જ અહંવૃત્તિનો નાશ થાય છે અને કેવલ ચિત્પ્રકાશ ઝગમગી ઊઠે છે, જેને પરિણામે અહંભાવની ગ્રંથિ કપાઇ જાય છે.

જ્ઞાનીને કેવી કેવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એ બાબતમાં થોડુંક જાણવાની ગણપતિ મુનિએ ઇચ્છા પ્રદર્શિત કરતાં મહર્ષિજીએ કહ્યું હતું: 'બધી જાતની સિદ્ધિઓ મળવા છતાં પ્રારબ્ધ બાકી ન હોય તો જ્ઞાની એ સિદ્ધિઓમાં રમણ કરતો નથી પરંતુ એ પણ પોતાના આત્માનો જ વિલાસ છે એમ માની સંતુષ્ટ રહે છે."

ગણપતિજીનો છેલ્લો પ્રશ્ન આ હતો: "શ્રવણ, મનન અને નિદિધ્યાસનનું સ્વરૂપ શું છે?"

શ્રીરમણદેવે ઉપદેશ આપ્યો હતો: "અહંવૃત્તિનું મૂળ તમે જ છો એ સાંભળવું એનું નામ શ્રવણ છે, વિચાર એ મનન છે અને વિજ્ઞાન અથવા આત્મનિષ્ઠા એ જ નિદિધ્યાસન છે. આત્મનિષ્ઠા દૃઢ થાય નહિ ત્યાં સુધી ફરી ફરીને શંકાઓ ઊભી થયાં કરે છે."

ગણપતિજીના પ્રશ્નો ઊંડા ભાવવાળા હોઇ, માત્ર યોગને લગતા જ હતા. પણ બીજા ભક્તોએ સમાજ, વ્યાકત, વ્યક્તિધર્મ, વિચાર, આત્મવિચારના અધિકારી વિગેરે વિષયો પરત્વે પ્રશ્નો પૂછ્યા હતા.

યોગનાથ યતીન્દ્રે સમાજ અને સામાજીક સંબંધ વિષે પૂછ્યું હતું. (એમનું પૂર્વાશ્રમનું નામ શંકર નારાયણ હતું) મહર્ષિજીએ કહ્યુ હતું કે વ્યક્તિ સમાજનું અંગ છે. એની પ્રથમ ફરજ એ છે કે તે પોતે શક્તિ મેળવે અને પછી સમાજને બળવાન બનાવે. પછી તેણે આત્મશુદ્ધિ માટે શાંતિની શોધ કરવી જોઇએ તેણે સમાજના બધા માણસો જોડે ભાઇચારાથી વર્તવું જોઇએ

દેવરાતે પ્રશ્ન પૂછ્યો હતો કે મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શું છે? ગજાનન નામના ભક્ત એ જ દેવરાત બધા વેદોમા એ બાબે નિષ્ણાત છે. હાલમાં

એ ગોકર્ણ ક્ષેત્રમાં તપશ્ચર્યા કરી ગયા છે. એમણે મહર્ષિજી વિષે 'વિભક્તિ–અષ્ટક' નામનું એક સ્તોત્ર સંસ્કૃતમાં રચ્યું છે. એના બધા શ્લોકો સ્રગધરા વૃત્તમાં છે. દાખલા તરીકે એક જ શ્લોક આપણે વાંચીએ–

स्वामिन् सर्वार्तिहारिंस्त्वयि परमगुरो निर्मल ज्ञानमूर्ते
वासिष्ठ त्वत्प्रसादात्तव चरणयुगं प्राप्य सर्वैर्दुराप्यम् ।
पूर्णा कामा इहेति प्रणिहित मनसा धन्यतां भावयन्तम्
त्राहि मां पापजालाद्रमण मुनिपते दैवरातं प्रपन्नम् ॥

**હે સ્વામી! સર્વ પીડાહર, પરમગુરો, જ્ઞાનની શુદ્ધ મૂર્તિ**
**પામ્યો દુર્લભ્ય મોંઘાં ચરણયુગલ વાસિષ્ઠ તારી કૃપાએ;**
**ઇચ્છા સૌ પૂર્ણ થાતાં અવિચલિત મનથી ધન્યતા સેવતો હું,**
**ઉદ્ધારો પાતકોથી રમણમુનિ મને દૈવરાતાશ્રયીને.**

આવા દૈવરાતના પ્રશ્નનો જવાબ આપતાં મહર્ષિજીએ કહ્યું હતું કે "માણસનું મુખ્ય કર્તવ્ય આત્મવિચાર જ છે. અચળ વિમર્શથી પ્રત્યગ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી યોગમાં સિદ્ધિ મળતી નથી ત્યાં સુધી નિયમાદિ ખૂબ ઉપયોગી થાય છે પણ સિદ્ધિની પ્રાપ્તિ થતાં જ એ નિયમો આપોઆપ લુપ્ત થઇ જાય છે. મંત્ર, જપ વિગેરેથી પણ આત્મોપલબ્ધિ પ્રાપ્ત થાય છે."

કાવ્યકંઠ ગણપતિ? — no.

કાર્ડિગું ભાગ્યાજીએ પણ એક પ્રશ્ન પૂછ્યો હતો. એમનું વ્યાવહારિક નામ રંઘનાથ અય્યર હતું. એ ઓવરસિયરનું કામ કરતા હતા. એમણે પૂછ્યું: 'આત્મવિચારનું શું ફળ મળે છે? અને વિચારનું સ્વરૂપ કેવું છે?' ઉત્તર મળ્યો: 'વિચારનું ફળ સર્વ ક્લેશોનું દૂર થવું એ છે. (વિચારનું સ્વરૂપ અગાઉ સમજાવાઇ ગયું છે). એમણે બીજો પ્રશ્ન આ પૂછ્યો: 'આત્મવિચારના અધિકારી કોણ છે?' મહર્ષિજીએ જવાબ આપ્યો: 'જે પરિપક્વ બની વિષયોથી વિમુખ થયો હોય, જેનો મન

અને રાગ ક્ષીણ થઇ ગયા હોય, જે દેહને નશ્વર સમજતો હોય એ જ અધિકારી છે. શરૂઆતમાં સ્નાન અને સંધ્યા આદિથી ચિત્ત અધિક શુદ્ધ થાય છે પણ પરિપક્વતા મેળવ્યા પછી તે કર્મ કરે કે ન કરે એ બન્ને સરખું છે. છતાં યે જ્ઞાની પુરુષો લોકસંગ્રહ માટે કર્મો કરતા રહે છે.' અન્તે મહર્ષિજીએ કહ્યું કે 'એકાગ્ર ધ્યાનથી પણ આત્માની ઉપલબ્ધિ થાય છે.'

એટલે કાર્ષ્ણિએ પ્રશ્ન પૂછ્યો: 'તો પછી આશ્રમોની શી જરૂર છે?' મહર્ષિજીએ સમજાવ્યું કે 'ભગવાનની, પરમાત્માની પ્રાપ્તિ કરવા માટે આશ્રમો પગથીઆં બરાબર છે જેનું ચિત્ત પરિપક્વ થયેલું હોય તેને આશ્રમની કંઇ જ જરૂર નથી. તેને આશ્રમના ક્રમની પરવા કરવાની કશી યે જરૂરત નથી. કોઇ પણ વર્ણની વ્યક્તિ, ભલે પછી તે સ્ત્રી હોય કે પુરુષ અથવા ગમે તે આશ્રમમાં રહે છતાં તે બ્રહ્મનો વિચાર કરી શકે છે.'

પછી ગણપતિજીનાં પત્ની વિશાલાક્ષમ્માએ પૂછ્યું : 'શું સ્ત્રીઓને સંન્યાસ લેવાની મનાઇ છે? સન્યાસિની મુક્ત્તા મરી જાય ત્યારે તેના શરીરને સમાધિ આપવી જોઇએ કે અગ્નિદાહ કરવો જોઇએ?'

મહર્ષિજીએ કહ્યું: 'જો સ્ત્રીને આત્મસિદ્ધિ પ્રાપ્ત થઇ હોય તો પ્રતિબંધો દૂર કરવા માટે તે સંન્યાસિની થઇ શકે છે અને એવી સ્ત્રી મરે ત્યારે એના દેહની સમાધિ થવી જોઇએ '

કપાલિ શાસ્ત્રી પહેલા અધ્યાપક હતા શ્રી ગણપતિ મુનિના એ શિષ્ય છે એમણે 'સદ્દર્શન'ના અંગ્રેજીમા તથ સસ્કૃતમા ભાષ્યો લખ્યાં છે એમણે થોડો વખત શ્રી ‍રમણાશ્રમમા સાધના કરી હતી અને હવે એ શ્રી અરવિંદાશ્રમમા સાધના કરે છે

એમના પ્રશ્નોના જવાબમા મહર્ષિજીએ કહ્યુ હતુ . "જ્ઞાનીઓને પણ વિષયો દેખાય છે પરંતુ તેઓને તે આત્મસ્વરૂપથી ભિન્ન પ્રતીત થતા નથી સ્વરૂપની શક્તિ અપાર છે અજ્ઞાનીને સ્વરૂપ બે પ્રકારનાં દેખાય છે:

(૧) આશ્રયના રૂપમાં ને (૨) વ્યાપારના રૂપમાં એ બન્નેનું મૂળ શક્તિ છે એનું જ બીજું નામ 'માયા' છે ખરું જોતાં 'ચલન' છે જ નહિ જે કંઈ વ્યાપાર દેખાઈ રહ્યો છે તે પ્રવૃત્તિ અને નિવૃત્તિના ભેદને લીધે એ જાતનો માલૂમ પડે છે શક્તિ વિના સ્વરૂપનું ભાન થઈ શકતું નથી શક્તિના ત્રણે વ્યાપારો (જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા)થી સ્વરૂપ પર છે સ્વરૂપની સ્થિતિ 'આશ્રય' છે, વ્યાપાર એનું લક્ષણ છે લક્ષણ વડે લક્ષ્યનું જ્ઞાન મેળવી લેવું જોઈએ

અમૃતનાથજીના પ્રશ્નના ઉત્તરમાં મહર્ષિજીએ કહ્યું 'સિદ્ધ પુરુષો છે એ વિષે કોઈ જાતની શંકા નથી તેઓ શંકર વિગેરેની માફક શાપ આપવાની તેમ જ અનુગ્રહ કરવાની શક્તિ ધરાવે છે'

વૈશ્વં ભારદ્વાજનું ઘરનું નામ શિવકુલોદ્ભવ વેંકટશાસ્ત્રી વગેરે એમનું ગામ એમની શંકાઓનું સમાધાન કરતાં મહર્ષિએ બોધ આપ્યો —

બુદ્ધિ વૃત્તિના મૂળમાં કાયમ થાય છે ત્યારે ઊભી થતી દશાને જ્ઞાન કહે છે તેનો પ્રકાશ એક જ અપાર ચમકી રહે છે બુદ્ધિ વડે એ મૂળનો આવિર્ભાવ તથા તિરોભાવ થાય છે તે મળી આભાસકાળ કહે છે ઉપાધિની ચેષ્ટાઓને નજરમાં રાખીને કેટલાક લોકોએ જ્ઞાનની ભૂમિકાઓનો નિર્ણય કર્યો છે પણ વાસ્તવમાં જ્ઞાનના ભેદ જ નથી જો એક વાર સ્થિર નિષ્ઠા પ્રાપ્ત થઈ જાય તો પછી તે કદાપિ અજ્ઞાનથી દબાઈ જતી નથી

બીજા વધુ પ્રશ્નના ઉત્તરમાં મહર્ષિએ સમજાવ્યું હતું કે, 'મુક્તિનો અર્થ આત્મનિષ્ઠા છે શરીર હોવા છતાં જે આત્મનિષ્ઠ પ્રાણ તેના આત્મામાં લીન રહે છે વિદેહમુક્ત તેમ જ જીવન્મુક્ત બન્નેના અનુભવો એક સરખા હોય છે તપની પરિપક્વતાથી જીવન્મુક્તને રૂપનું ભાન હોવા છતાં સ્પર્શનો અભાવ થઈ જાય છે પ્રારબ્ધ પૂરું થતાં જ્યારે રૂપનો પણ અભાવ પ્રાપ્ત થાય છે ત્યારે તે જ જીવન્મુક્ત સિદ્ધ બની જાય છે અનુભવની દૃષ્ટિએ બન્નેમાં કોઈ જાતનો ભેદ નથી"

રમણગીતા બધી જાતની શંકાઓનું સમાધાન કરે છે. તેનો પ્રારંભ તા. ૨૧-૭-૧૯૧૭ના દિને થયો હતો અને પૂર્ણાહુતિ તા. ૨૫-૮-૧૯૧૭ના દિને થઇ. હતી 'હૃદય'વાળો શ્લોક શ્રી ભગવાનના મુખેથી સને ૧૯૧૫માં પ્રગટ્યો હતો. એ જ વખતે વિજ્ઞાનસાગરનો સંગ્રહ કરી એમણે 'અરુણાચલ પંચરત્ન'ની સંસ્કૃતમાં રચના કરી હતી.

રમણગીતામાં ઠેરઠેર ભગવાન શ્રી રમણમહર્ષિ વિષે મનોવેધક તેમ જ વિજ્ઞાનથી ભરપૂર એવાં ગીતો રચેલાં છે. આ ગીતો ભગવાનના ભક્તોને અમૃત સમાન મધુરાં લાગે છે. ગંભીર અર્થથી ભરેલું 'ગુરુગીત' દરરોજ મનન કરવા લાયક છે. તે નિર્ગુણ ભાવનાથી ઓતપ્રોત છે. રમણગીતા આત્મવિચારમાં સહાયભૂત થાય તેવી, ભગવદ્‌ગીતાના અનુબંધ સમાન, અભ્યાસ વિષેની શંકાઓને દૂર કરનાર તથા ભક્તોનાં ભવદુઃખો નિવારનાર છે. સાચે જ એ ગ્રંથ પરમ પ્રામાણિક બ્રહ્મવર્ણન છે.

आत्मज्योतिरिदं मे विख्यातं रमणाख्याम् ।
अश्रान्तं स्फुरतात्तच्छुद्ध हार्दसरोजे ॥

આત્મજ્યોતિ અમારા ખ્યાત રમણનામે આ,
વિશુદ્ધ ને અશ્રાન્ત સ્ફુરજો હૃદયસરોજે.

## પ્રકરણ બારમું : શ્રી નટનાનંદ સ્વામી

આરબ્ધ બહુ બળવાન છે શ્રી શિવપ્રકાશમ્ પિલ્લે કુટુંબી થવા ઇચ્છતા હતા પણ થઇ ન શક્યા શ્રી નટનાનંદજી કુટુંબની જાળમાં ફસાવા માગતા ન હતા; એમને ગુરુ માટે ભારે ખોજ કરવી પડી, આખરે સંન્યાસ લીધો અને છતા યે પ્રારબ્ધે એમને ફરી પાછા ગૃહસ્થ

બનાવ્યા ઘણા માણસોની આવી જ દશા થાય છે ઘણા નોકરી સંસારમાથી વિરક્ત થાય છે અને એમ માને છે કે ઘરમા રહીને આત્માની ઉન્નતિ સાધી શકાતી નથી અને ગુરુદેવ કદી મળતા નથી ખુદ મહર્ષિને ઘરબાર છોડવા પડયા તો અમારા જેવાની શી વિસાત ? આવી જાતના વિચારોથી દોરવાઇને ઘણા લોકો સન્યાસ લેવાની કોશિશ કરે છે પરંતુ ઘણુખરુ સંસ્કાર અને તેને લીધે પેદા થતી વાસનાઓ ઘણી જબરદસ્ત હોય છે જેઓના કર્મોનો પરિપાક કાચો રહે છે તેઓને તેના ફળ ભોગવવા માટે સંસારમા રહેવાની જરૂર રહે છે એટલે તેઓને જખ મારીને પુન ગૃહસ્થ જીવન સ્વીકારવુ પડે છે

નટેશ મોદલિયારજી એક પ્રાથમિક શાળામા શિક્ષક હતા પરણ્યા પાછી થોડા દિવસે તેમને 'જ્ઞાનતિરટ્ટુ' નામનુ એક પુસ્તક હાથ લાગ્યુ ભારે ધૂનથી એમણે એ પુસ્તક વાચી કાઢ્યુ એ પુસ્તક સ્વામી વિવેકાનદજીના 'જ્ઞાનયોગ'ના સારરૂપ હતુ જુવાનીના ઉમગમા નવા પરિણિત જીવનનો સ્વાદ લેવા છતા યે મોદલીના દિલમા વૈરાગ્યની આગ ભભૂકી ઊઠી. "વિના ગુરુ કોણુ લગાવે પાર ?" એમ વિચારી તે ગુરુની ખોજમા નીકળી પડયા. ગમે તેવો માણસ ગુરુ બની ન શકે વિવેકાનદજીના ગુરુ રામકૃષ્ણ પરમહંસ જેવા મહાન પુરુષ હતા "હુ યે એવા જ ગુરુ પ્રાપ્ત કરી કૃતકૃત્ય થઇશ" એવો મનોરથ મોદલીના મનમા ઊઠયો

**ગુરુની ખોજ—પહેલો પ્રયત્ન:** પહેલા તો મોદલીએ જ્ઞાની સિદ્ધ પુરુષોની ખોજ કરી કોઇએ મહર્ષિ વિષે વાત કરી પણ સાથે એમ પણ કહ્યુ કે તેઓ કોઇને ઉપદેશ દેતા નહતા એટલે એમને ગુરુ બનાવવાનુ અશક્ય જ હતુ મોદલીએ છતા યે પ્રયત્ન કરવાનુ નક્કી કર્યુ સને ૧૯૧૮મા સ્કદાશ્રમમા જઇ કેટલાક સુધી એ મહર્ષિની સન્નિધિમા બેસી રહ્યા પોતાના ઉદ્દેશ વિષે ચર્ચા કરવાની તેમને હિમત થઇ નહિ મહર્ષિજીએ પોતે પણ કઇ વાત ઉચ્ચારી નહિ મોદલી નિરાશ થઇ ગયા અને એમ

"તો પછી આમ મૌન ધારણ કરીને ઉદાસીન રહેવું એ આપને શોભે છે? આપ તો મુક્ત છો. સંસારની વિષમ જ્વાળાઓમાં બળી રહેલા અમારા જેવા દીનોનો નિર્મમ થઈને ત્યાગ કરવો અને અમારા ઉદ્ધાર માટે હાથ સુદ્ધાં ન લંબાવવો એ ન્યાય ન ગણાય. પત્ર દ્વારા આજ્ઞા મળતાં જ આ દાસ આપનાં ચરણોની સન્નિધિમાં હાજર થઈ જશે."

એક મહિનો વીતી ગયો પણ કંઈ જવાબ મળ્યો નહિ. વળી એક કાગળ રજીસ્ટર કરીને લખી મોકલ્યો :—

"આપ જ મુજ અશરણનું શરણ છો. આ જન્મમા આપના શિષ્ય બનવાની મારી યોગ્યતા નથી તો ભલે આવતા જન્મમાં થાય. જો આપનો એવો જ આદેશ હોય કે આ જન્મમાં હું ઉપદેશને યોગ્ય નથી તો કંઈ નહિ તો આવતા જન્મમાં હું આપને જ મારા ગુરુ બનાવીશ. મારા સંકલ્પ-બળને કારણે ખાસ મારા માટે આપને ફરી અવતાર લેવો પડશે."

**સ્વપ્ન—પૂર્વ દીક્ષા :** થોડાક દિવસ પસાર થઈ ગયા. સ્વપ્નામાં મોદલીઆરને મહર્ષિજીના દર્શન થયાં અને આદેશ મળ્યો: 'અમારા ધ્યાનમાં સમય વીતાવવાથી શું વળવાનું છે? શ્રી નંદીશ્વર મહાદેવનું ધ્યાન ધરો. તેમનો અનુગ્રહ પહેલા મેળવો. તેમનો અનુગ્રહ મળશે કે તુરત અમારી મદદ આપોઆપ મળી રહેશે.' આવું આશ્વાસન મળતાં તે દિવસથી મોદલી નંદીશ્વર મહાદેવનું ધ્યાન ધરવા લાગ્યા.

એ અરસામાં શ્રી વાસુદેવશાસ્ત્રી તરફથી મોદલીઆરને એક પત્ર મળ્યો:

"તમારા બન્ને પત્રો મળ્યા. મહર્ષિજી પત્ર દ્વારા જવાબ આપતા નથી તમે પોતે આવીને એમનાં દર્શન કરી જાઓ."

મોદલીઆરે પત્ર દ્વારા જાણી લીધું કે વાસુદેવ શાસ્ત્રી કોણ હતા અને એમનો મહર્ષિજી જોડે શો સંબંધ હતો. તે રાતે જ એ અરુણાચલ પહોંચ્યા અને અરુણાચલેશ્વરના દર્શન કરીને રાત મંદિરમાં જ પડી રહ્યા.

શંકર મંદિરમાં એમને એક બ્રાહ્મણનો જોગ થયો. મોદલીઆરની વાત સાંભળીને તે બોલ્યાઃ "વારુ, તમારી વાત ઠીક છે પણ જુઓ, એમના અનુગ્રહની આકાંક્ષાથી હું આજ સોળ વર્ષથી અહીં આવું છું પણ હજી સુધી કંઇ લાભ થયો નથી તો પછી તમને શો લાભ મળવાનો છે? એ ખૂબ ઉદાસીન છે. માથું ફોડીએ તો યે એક શબ્દ બોલતા નથી. એ નિર્મમ છે; એમનામાં દયામમતાનો છાંટો નથી એટલે તમારું એમની પાસે જવું વ્યર્થ છે." આ બધી વાતોથી મોદલીઆરનો ઉત્સાહ જરા યે ઘટ્યો નહિ. બ્રાહ્મણે ફરીથી કહ્યું, "હું એક વાત કહું છું તે સાંભળી લ્યો. અહીં શેષાદ્રિસ્વામી નામના એક મહાત્મા છે. એ કોઇને પોતાની પાસે આવવા દેતા નથી. પથરા મારીમારીને લોકોને નસાડી મૂકે છે. સવારે એમની પાસે જાઓ. જો એ થોડો યે અનુગ્રહ બતાવે તો તમે પોતાને ધન્ય સમજજો. તમારું કામ સફળ થઇ જશે." મોદલીઆરને ગળે આ વાત ઊતરી પણ એ મુશ્કેલ ઘણી હતી. ચકલીને પકડવી સહેલી પણ શેષાદ્રિસ્વામીનાં દર્શન સહેલાં ન હતાં. મોદલી અને એમના સાથી જે. વિ. સુબ્રહ્મણ્યય્યર શેષાદ્રિની ખોજમાં નીકળ્યા. બપોર થઇ ગઇ પણ એમનો પત્તો લાગ્યો નહિ. માથે સખ્ત તડકો તપતો હતો અને દિલમાં શંકાજનિત તાપની વિકરાળ જ્વાળા ધીખતી હતી. અય્યરે નટેશજીને એક ચબૂતરા પર બેસાડયા અને એકલા જ શેષાદ્રિજીની શોધમાં નીકળી પડયા. થોડા વખત પછી શેષાદ્રિને જોડે લઇને અય્યર પાછા ફર્યા. મોદલીને ખુશાલી થઇ કે આ એક સારું શકુન હતું; અપૂર્વ ભાગ્ય હતું.

**શેષાદ્રિજીનો અનુગ્રહ :** એકાએક શેષાદ્રિજી બોલી ઊઠયા : 'મને શું આપશો?' મોદલીઆરના હાથમાં ફણસના ચાંપા હતા, તે શેષાદ્રિજીના હાથમાં મૂકી દીધા. એ ખાઇને શેષાદ્રિજી બજાર તરફ ચાલવા લાગ્યા. અય્યર અને મોદલી એમની પાછળ પાછળ ચાલ્યા. શેષાદ્રિજીએ કહ્યું, 'મને કેરી ખપાવશો?' મોદલીના આનંદ અને ઉત્સાહની સીમા જ ન

રહી અને મનમાં વિચાર્યું કે 'સેવા કરવાની તક ખુદ આ મહાત્મા જ આપી રહ્યા છે' શેષાદ્રિજીએ ફરીની થોડી ચારીઓ ખાધી અને બાકીની ફરીઓ ત્યાં બીજા લોકોને વહેંચી દીધી લો. ચાલ્યા ગયા ત્યાર પછી શેષાદ્રિજીએ પાણી માગ્યું એટલે અય્યર પાણી લેવા ગયા *

**શેષાદ્રિજીનો ઉપદેશ** મોદલીની સામું જોઈને શેષાદ્રિજી એકદમ કહેવા લાગ્યા બાઈ! વ્યર્થ પોતાના મનને શા માટે દુખી કરો છો? જ્ઞાન જ્ઞાન કરો છો પણ એનો શો અર્થ છે? મનથી નશ્વર અસદ્‌વસ્તુઓનું નિરાકરણ કર્યા પછી જે જેનું નિરાકરણ થઈ શકતું નથી તે જ જ્ઞાન છે એ જ ઈશ્વર છે એ જ સર્વ કંઈ છે તે એક જ વસ્તુ છે જ્ઞાનની ખોજમાં પહાડો અને ગુફાઓની ધૂળ ચાળવી એ વ્યર્થ છે ડરશો નહિ જાઓ ' આમ કહી શેષાદ્રિજીએ બેચાર ડગલાં ભર્યાં કે અય્યર પાણી લઈ આવ્યા પાણી પીને શેષાદ્રિ એ બન્નેને ત્યાં જ છોડીને જતા રહ્યા

**ગુરુપ્રાપ્તિ** સને ૧૯૨૯ના મે માસની બીજી તારીખની બપોરના ૧૧ વાગ્યાનો સમય હતો મોદલીનું હૃદય આનંદથી ઊભરી રહ્યું હતું કારણ કે એમણે તે વખતે મહર્ષિજીના દર્શન કર્યાં હતાં તેમની પાસે ચારપાંચ કલાક રહ્યાં પણ મહર્ષિજીએ કંઈ જ કહ્યું નહિ બોલ્યા સુદ્ધાં નહિ અને મોદલીએ પણ પોતાના ઉદ્દેશની વાત છેડી નહિ મહર્ષિજી રાતે વાળુ માટે ઊઠવાના હતા એ વખતે અય્યરે એમને કહ્યું આમણે આપને બે પત્ર લખ્યા હતા મહર્ષિજી કંઈ જ બોલ્યા નહિ એક બે વાર ગંભીર ભાવે મોદલીની સામું જોઈને ચાલ્યા ગયા મોદલી પહાડ પરથી નીચે ઊતરી આવ્યાં

પછી મોદલી દર મહિને આશ્રમમાં આવવા લાગ્યાં કેટલાયે લોકો મહર્ષિજીને પ્રશ્નો પૂછતા હતા પણ મોદલી મોં ખોલીને પોતાને વિષે કંઈ જ બોલી શક્યાં નહિ એમના મનમાં એમ હશે કે બીજાઓ મારફત જવાબ

* શાસ્ત્ર કહે છે કે ઉપદેશ માટે એકાંતની જરૂર છે શેષાદ્રિજીએ આ ઉદ્દેશથી જ આવી ગોઠવણ કરી હોય એવો સંભવ છે

મળી રહેશે પણ કેટલીયે વાર પૂછ્યા છતાયે મહર્ષિજી તો હસીને ચૂપ રહેતા એટલે એમને પ્રશ્ન પૂછીને શો ફાયદો?

ઉપદેશ એક વર્ષ વીત્યા પછી મોદલીઆરે મો ખોલીને મહર્ષિજીને વિનતી કરી "હુ કેટલાયે લોકો પાસેથી આપના અનુગ્રહની બાબતમા કઇ કઇ વાતો સાભળી ચૂકયો છુ એનુ સાચુ સ્વરૂપ જાણીને અનુભવ કરવાની ઇચ્છા હુ સેવી રહ્યો છુ" મહર્ષિજીએ જવાબ આપ્યો અનુગ્રહ સદા થયા જ કરે છે તમે એ ન જાણી શકો તો હુ શુ કરૂ? મોદલીઆર સમજી ગયા કે મહર્ષિજીની મૌનસમાધિ જ એમનો પરમ અનુગ્રહ હતો એમની દૃષ્ટિએ મુમુક્ષુઓએ પણ મૌન ધારણ કરવુ જરૂરી હતુ, છતાયે મોદલીઆરને મૌનનુ તત્ત્વ સ્પષ્ટ સમજાયુ નહિ બીજા લોકો કહેતા હતા કે કોઇ બીજાના ધ્યાનમા પોતાનુ મન લગાવવુ મોદલીને આ વાત રૂચી નહિ કારણ કે તાયુમાનવરજીનુ કથન છે કે 'ધ્યાનનુ લક્ષ્ય નાશ પામવુ જોઇએ, મનનો નાશ થવો જોઇએ

વિવરણ: કેટલાક દિવસ પછી ફરીથી એક સ્વપ્નુ દેખાયુ, તેમા મોદલીને મહર્ષિજીના દર્શન થયા અને નીચે મુજબ ઉપદેશ મળ્યો

"બન્ને આખો એક જ વિષયને જુએ છે એ જ પ્રમાણે તમારી દૃષ્ટિ એક જ જગાએ સ્થિર કરી લ્યો બાહ્યને નહિ જુઓ કે ભીતરના વિષયોને નહિ જુઓ ત્યારે નાનાત્વની પ્રતીતિ નષ્ટ થઇ જશે.' મોદલીજી એમ સમજ્યા કે મહર્ષિજી ચર્મચક્ષુઓથી જોવાની આજ્ઞા આપી રહ્યા હતા આથી સ્વપ્નમા જ એમણે પ્રશ્ન પૂછ્યો આ માર્ગ ઠીક જણાતો નથી આપ જેવા જ જો મને આવી જાતનો ઉપદેશ કરે તો મારા માટે બીજો રાહબર કોણ રહેશે? મહર્ષિજીએ કહ્યુ 'જે કઇ અમે કહ્યુ છે એ જ ઠીક છે સાચુ જ કહ્યુ છે તમારા મનમા આ પ્રકારનો પ્રશ્ન ઊઠે એ સ્વાભાવિક જ છે થોડા દિવસ આ માર્ગનો અભ્યાસ કરો એનાથી જ તમને આત્મલાભ થશે.'

આ સ્વપ્નના ઉપદેશ મુજબ શ્રી. મોદલીએ થોડા વખત સુધી અભ્યાસ કર્યો. પછીની વાત તેમના પોતાના શબ્દોમાં જ વાંચીએ.

**દીક્ષા-સ્વપ્ન :** "મને એવું સ્વપ્નું આવ્યું કે મારા પિતાજી તથા મહર્ષિજી પાસે પાસે બેઠા છે. મહર્ષિજીએ મારા પિતાને બતાવીને મને પૂછ્યું, 'આ કોણ છે?' મેં કહ્યું, 'મારા પિતાજી.' આમ કહેતી વખતે મને સંકોચ થઇ રહ્યો હતો કે હું સાચું તત્ત્વ બતાવી રહ્યો ન હતો. મહર્ષિજી હસ્યા. મેં કહ્યું, 'વ્યવહારની દૃષ્ટિએ; પરમાર્થની દૃષ્ટિએ નહિ કારણ કે હું દેહ નથી.' મહર્ષિજીએ મને પોતાની પાસે ખેંચી લીધો અને પહેલાં મારા માથા પર પોતાનો હાથ મૂક્યો. પછી મારા હૃદયની જમણી બાજુ આંગળીથી દબાવી. તેથી કંઇક દુઃખ થયું પણ એને અનુગ્રહ સમજીને મેં સહી લીધું." .

તે વખતે મોદલીઆરને સ્વપ્નનો અર્થ બરાબર માલૂમ પડયો નહિ પણ પાછળથી સમજાયું કે મહર્ષિજીએ તેમને દેહાત્મબુદ્ધિ છોડી દેવાનો ઉપદેશ કર્યો હતો અને માથા તથા હૃદય પર હાથ રાખ્યો એ ક્રિયા હસ્તદીક્ષાનો અનુગ્રહ દર્શાવતી હતી.

**વિષાદ તથા ઉતાવળ ઉચિત નથી :** એક દિવસ શ્રી મોદલી મહર્ષિજીની સન્નિધિમા બેઠા હતા, તે વખતે ત્યાં થોડાક અગ્રગણ્ય સાધુઓ આવ્યા હતા. તેઓ મહર્ષિજીની જોડે પોતપોતાની આધ્યાત્મિક અનુભૂતિઓની બાબતમા વાતચીત કરતા હતા. વાતો તો જાણીતા દ્રાવિડ પદ વિષે હતી પણ મોદલીને એ વાતોનો અર્થ સમજાયો નહિ. આથી તેમને ભારે વિષાદ થયો. તે વિચાર કરવા લાગ્યા. 'આ જીંદગીમાં આ બધું મારે નશીબે નથી. કંઇ નહિ તો આવતે જન્મે તે પ્રાપ્ત થશે ખરું કે તે યે નહિ?' એમના ચહેરા પર ખિન્નતાની છાયા છવાઇ ગઇ હતી. મહર્ષિજીએ એ જોઇ લીધું. બધાના ગયા પછી મહર્ષિજીએ મોદલીને કહ્યું, 'આવી એચેની શા માટે? જે તમારે જોઇએ છીએ તે તમારા હાથમાં જ છે. જે હમણાં છે, જે હમેશાં રહેશે અને જે આપણા હાથમાં છે, તેને માટે શું

કોઇ નિરાશ થઇને દુઃખી થશે? જો તમને એમ ચિન્તા થતી હોય કે તમને તે આજે જ કેમ પ્રાપ્ત થતું નથી તો એમાં દુઃખ માનવું નહિ આજે જે સ્પષ્ટ નથી થતું તે આવતી કાલે દેખાશે. આવી નાની વાત માટે આમ વ્યગ્ર થાઓ તે કેમ ચાલે? જો તમે ખરેખર એને યોગ્ય ન હો તો તમને સાધુસન્તોના દર્શનની અભિલાષા કેમ પેદા થઇ?' આવા વચનોથી મોદલીનું દુઃખ કંઇક શાંત થયું.

**મોદલીનું કુટુંબ:** મોદલીના કુટુંબના બધા માણસોએ મહર્ષિજીની સેવા કરી હતી. તે બધાઓની મહર્ષિજી પ્રત્યે ઊંડી ભક્તિ હતી. તેઓના પર મહર્ષિજીએ અનેક વાર પોતાનો અનુગ્રહ દર્શાવ્યો હતો.

**સંન્યાસ લેવાનો યત્ન:** શ્રી મહર્ષિના દર્શન કરતાં જ મોદલીનું હૈયું ભાવોથી ઊભરાઇ જતું. એમને ખાત્રી થઇ ગઇ હતી કે ગૃહસ્થજીવનથી મનના નિગ્રહમાં અને શાન્તિની પ્રાપ્તિમાં નડતર ઊભી થાય છે. આ ખાત્રી દૃઢ થતાં તેમણે સને ૧૯૨૬માં મહર્ષિજી પાસેથી સંન્યાસ લેવાની આજ્ઞા માગી. મહર્ષિજીએ કહ્યું: "ઘરમાં અડચણ એક, તો જગતમાં અડચણો અનેક! અડચણો તમારી કસોટી કરવા માટે જ ચારે તરફથી ઊભરી આવે છે. તમે આ વાત સાંભળી નથી શું? કોઇ બ્રાહ્મણે વિચાર કર્યો કે ઘરમાં મુક્તિની સાધના કઠિન જણાય છે, દક્ષિણમાં જઇએ તો ગંગાજી કેમ પહોંચાય? આમ ધારી એણે સંન્યાસ લીધો અને પાછળથી તેને આ સત્યનો અનુભવ થયો કે ઘર અને સંન્યાસ બન્નેમાં કંઇ ફરક નથી. જેવી રીતે આશ્રમમાં તમને ઘરની કંઇ જ ફીકર રહેતી નથી, બરાબર તેવી જ રીતે તમારે ઘરમાં રહેવું જોઇએ." આ પ્રમાણે મહર્ષિજીએ મોદલીને એ ત્રણ વાર નિરુત્સાહિત કરી દીધા હતા.

**સંન્યાસનો સ્વીકાર:** પરંતુ મહર્ષિજીને ખબર હતી કે મોદલીને સંન્યાસ લેવાની તીવ્ર ઇચ્છા હતી. મહર્ષિજીએ કેવી રીતે મોદલી-

જીના પત્ની અને ભાઈને સ્વપ્નમાં દર્શન દીધાં હતાં અને કહ્યું હતું કે "મોદલી પર મારો અનુગ્રહ છે તમે લોકોએ પણ એના પ્રયત્નોમાં મદદ કરવાની છે" અન્તે એ લોકોએ કબૂલ કર્યું એટલે મોદલીએ પહેલાં તો પોતાની નોકરી છોડી દીધી થોડો સમય અરુણાચલમાં રહ્યા બાદ અને ૧૯૨૭માં એમણે ભગવાં વસ્ત્ર ધારણ કરી સંન્યાસ લીધો એમનું નામ 'શ્રી નટનાનંદ સ્વામી' પડ્યું

**ગીતો :** પહેલા પહેલા મહર્ષિજીના પ્રથમ દર્શનના દિવસથી નટનાનંદ એમના વિષે ગીતો રચતા હતા એ બધાં ગીતો 'રમણસ્તોત્ર મંજરી,' 'રમણસ્તોત્ર ષોડશી', 'રમણજ્ઞાનમણિમાલે' 'રમણઅન્તાદિ' 'રમણશતક' આદિ પુસ્તિકારૂપે પ્રગટ કરવામાં આવ્યાં છે આ બધી પુસ્તિકાઓમાં વેદાંત વિષે પોતે પૂછેલા પ્રશ્નો અને મહર્ષિજીએ આપેલા તેના ઉત્તરોનો પણ સંગ્રહ છે

જ્યારે મહર્ષિજી બીજા ભક્તની જોડે વાતચીત કરતા અને શંકાઓનું સમાધાન કરતા ત્યારે નટનાનંદજી પહેલાં એનો સારાંશ નોંધી લેતા અને પાછળથી એ નોંધો પ્રશ્નોત્તરરૂપે તૈયાર કરી તેના પ્રકરણો પાડી અને મંગળ શ્લોકોથી સજાવી પુસ્તકરૂપે પ્રગટ કરતા પોતાના બધા લખાણો તે મહર્ષિજીને બતાવતા આ સિવાય પોતાના પ્રશ્નો અને મહર્ષિજીએ આપેલા તેના ઉત્તરોનો સંગ્રહ કરીને નટનાનંદજીએ 'ઉપદેશ મંજરી' નામનું પુસ્તક બહાર પાડ્યું હતું આનો ગુજરાતી અનુવાદ થયો છે અને તેનું નામ 'તત્ત્વબોધ છે

**ફરી પાછા સંસારી** પરંતુ બીજા કારણસર નટનાનંદજીને ફરી પાછા સંસારી થવું પડ્યું વિધિના લેખ કોણ ભૂંસી શકે? મન પરિપક્વ થયા છતાં દેહને પ્રારબ્ધની અસરમાંથી છોડાવી શકાતો નથી.

## પ્રકરણ તેરમું: એક પ્રકારનો ગૃહસ્થાશ્રમ

आत्मारामो महाभागो मातृमुक्तिविधायकः ।
विनतो विनुतो विप्रो मुनीन्द्रः पावकोज्ज्वलः ॥

આત્મારામ, મહાભાગ, જનનીમુક્તિદાયક;
વિનમ્ર કીર્તિમાન્ વિપ્ર, અગ્નિશા મુનિ ઉજ્જ્વલ.

पति सुतान्वय भ्रातृबान्धवा-
नतिविलंघ्य तेऽन्त्यच्युतागताः ।
गतिविदस्तवोद्गीतमोहिताः
कितव योषितः कस्त्यजेन्निशि ॥

યુવતીઓ અની મુગ્ધ ગીતથી
પતિ સુતો સગાં બન્ધુને તજી,
તુજ મગેશ જે પાસ દોડતી
રજનીમાં, તજે કોણ એમને?

—ભાગવત

એક દિવસ એક ભક્ત શેષાદ્રિ સ્વામીનાં દર્શને ગયા હતા. ત્યાં ગયા પછી થોડી વારે ભક્તે તેમને કહ્યું : "પહાડ પર જવા ઇચ્છું છું." હસતાં હસતા શેષાદ્રિજીએ કહ્યુ : "ભલે જાઓ, ત્યા એક ગૃહસ્થ રહે છે, તે તમને લાડુ ખવડાવશે, જાઓ."

આ શબ્દોમા લૌકિક અને અલૌકિક બન્ને અર્થ રહેલા છે એ મહાત્માના શબ્દો અનુસાર અમે પણ બહુજનો જોડેના ભગવાન શ્રીરમણના નિવાસને એક પ્રકારનો ગૃહસ્થાશ્રમ કહીએ છીએ.

પ્રશ્ન કરી શકાય છે કે આત્મનિષ્ઠ મહાત્માને વળી સગાંસંબંધીઓ જોડે શો સંબંધ? તેનો ખુલાસો આપણા પૂર્વજ આર્યોની ઉદારચરિતાના

તુ વસુધૈવ કુટુમ્બકમ્ એ કહેવત આપી દે છે. એમાં એ એવી શંકા ઉઠાવી શકાય છે કે મહર્ષિજી તો અદ્વૈત દશાએ પહોંચી ગયા હતા એટલે એમની દષ્ટિમાં બીજી કોઇ વસ્તુ જ ન હતી તો પછી 'વસુધા' શબ્દનો શો અર્થ? પરંતુ આ પ્રશ્ન અમારે માટે ઇષ્ટાપત્તિ છે. અમે એ દષ્ટિએ નથી કહેતા. અમારા કહેવાની મતલબ એટલી જ છે કે બંધુજનો તેમની સન્નિધિમાં રહેવા લાગ્યા હતા.

માતા અળગમ્માળ શ્રીરમણને સંન્યાસીના રૂપમાં જોઇને ગયાં હતાં, તે પછી બે વર્ષે, નાગસ્વામીનું ભરજુવાનીમાં મૃત્યુ થઇ ગયું. કેટલાંક વર્ષ વીત્યા પછી નેલ્લિયપ્પય્યરજી સ્વર્ગે સીધાવ્યા. આ ઘટનાઓએ અળગમ્માળના દિલમાં વૈરાગ્યનાં બી રોપ્યાં. તામિલમાં જો કોઇ વેદાન્તનો શ્લોક જોવામાં આવતો તે તેઓ મોઢે કરી લેતાં. દક્ષિણામૂર્તિ અષ્ટક આદિ તેમણે કંઠસ્થ કરી લીધાં હતાં. જ્યારે પણ હૃદયમાં દુઃખ ઊભરાઇ આવતું ત્યારે એ મોટે અવાજે તે શ્લોકો ગાતાં અને પોતાના દિલની વ્યથા કોઇક રીતે શાન્ત કરી લેતાં. પરંતુ કઇ માતા પોતાના મોટા પુત્રને પોતાની નજર સામે મરતો જોઇને તેમ જ પોતાના બીજા પુત્રને યોગી બનેલો જોઇને પોતાના દુઃખને કાબૂમાં રાખી શકે? દેહમાં બળ રહે એ અરસા દરમિયાન કાશીજીની યાત્રા કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. આથી માર્ગમાં મહર્ષિજીને મળીને એ કાશીની યાત્રાએ જઇ આવ્યાં.

સૌથી નાના પુત્ર નાગસુંદરમે ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો હતો બાળપણમાં એમને વાગ્યું હતું, પણ પાછળથી તે મટી ગયું. એ શ્વેતારણ્યના મંદિરમાં કર્મચારી હતા. તે વખતે એમના મનમાં વૈરાગ્ય ન હતો પણ ઇશ્વરભક્તિ તો હતી જ. સને ૧૯૦૨માં જ્યારે મહર્ષિજી 'સદ્ગુરુ સ્વામી'ની ગુફામાં રહેતા હતા ત્યારે તેમને મળવા માટે નાગસુંદરમ આવ્યા હતા. મોટા ભાઇના સ્વર્ગવાસ પછી તુર્ત જ તે આવ્યા હોય તેમના દિલમાં દુઃખ ઊભરાઇ આવ્યું અને તે મોટા ભાઇને ગળે વળગીને પોકેપોકે રડવા.

ગડયા પરંતુ મહર્ષિજી દિલમાં જરા યે વિચલિત ન થયા નાગસુંદરમે ત્યાં જ રહીને ભાઈની સેવા કરવાની રજા માગી કિંતુ મહર્ષિજીએ એ વાત કબૂલ કરી નહિ થોડો સમય નાગસુંદરમ મહર્ષિજીની જોડે રહ્યા કોઈ ભક્ત મહર્ષિજીને ધરવા સાકર લાવ્યા હતા, તેમાંથી થોડોક ભાગ નાગસુંદરમ મહર્ષિજીના પ્રસાદ તરીકે પોતાના સગાસંબંધીઓને વહેંચવા માટે માના મદુરા લઈ ગયા પળનિસ્વામીએ આ વાતની મહર્ષિજીને ખબર આપી એટલે તેમણે નાગસુંદરમને લખી જણાવ્યું કે એવું ન કરવું જોઈએ આશ્રમમાં જે કંઈ ભેટ તરીકે આવે છે તેના પર આશ્રમના બધા લોકોનો સમાન અધિકાર છે, કોઈનો સર્વાધિકાર નથી, કોઈની માલિકી નથી, બધા સરખે હિસ્સે ભોગવી શકે છે ' પોતાનો ભાઈ હોય તો યે તેને ખાસ અધિકાર આપવો મહર્ષિજીને પસંદ નહતો બંધુતાનું બંધન મહર્ષિજીને ગમતું ન હતું બધી જાતના સાંસારિક સગપણ પ્રત્યે તેઓ ઉદાસીન હતા તેઓ આવી ભાવના ઓથી અતીત હતા

નાગસુંદરમ લગ્ન કરીને કુટુંબનું બધું કામકાજ સંભાળતા હતા નેલિયપ્પય્યરના ગુજરી ગયા પછી એમના કુટુંબનું કરજ ચૂકવવા માટે તિરુચ્ચુળિનું ઘર વેચી નાખવામાં આવ્યું અળગમ્માળે ધારેલું કે તીર્થયાત્રા કરવાથી મનને શાંતિ મળશે આથી તેમણે સને ૧૯૧૪માં તિરુપતિ જઈ બાલાજીના દર્શન કર્યાં ઘેર પાછા ફરતી વખતે પુત્રને મળવાની ઇચ્છાથી તેઓ અરુણાચળ આવ્યાં તે સમયે મહર્ષિજી વિરૂપાક્ષ ગુફામાં રહેતા હતા ત્યાં જ અળગમ્માળ બિમાર પડી ગયાં અને ત્રણ અઠવાડીઆ સુધી ખૂબ દુ ખ ભોગવ્યું મહર્ષિજી પોતાની શારીરિક બિમારીની કશી યે પરવા કરતા ન હતા પરંતુ માતાની માંદગીમાં ભારે કાળજીથી રાતદિવસ તેમણે માતાની સેવા કરી. મહર્ષિજી બિમાર પડતા ત્યારે ઘણા ભક્તો તેમની સેવા કરવા તૈયાર રહેતા તો પછી જ્યારે માતાજી જ બિમાર પડયા હોય ત્યારે સેવાનું તો પૂછવું જ શું ?

યોગીઓને પણ માતૃબંધન હોય છે આ વાત શ્રી શંકરાચાર્યજીના જીવન પરથી માલૂમ પડે છે સન્યાસી હોવા છતા યે તેમણે પોતાની માતાના ઋણમાથી મુક્ત થવાની ચેષ્ટા કરી નહતી શુ ?

માતાજીને જોરથી તાવ આવતો હતો સન્નિપાતના લક્ષણ દેખાવા લાગ્યા તે સમયે શ્રી ભગવાને ચાર તામિલ શ્લોકોમા અરુણાચલની સ્તુતિ કરી, જેનો આશય આ રહ્યો –

૧ અસખ્ય જન્મરૂપી સમુદ્રના તરંગોને શાન્ત કરનારા હે અરુણાચલ ! મારી માને આ તાપના રોગથી મુક્ત કર

૨ હે કાળના કાળ ! તુ તારા ચરણ-કમળોની શરણે આવેલી આ મારી માને ગ્રસવા માટે કાળ આવી ગયો છે એને તારો પ્રભાવ દેખાડી દે વિચારી જોતા આ કાળ વળી કઇ ચીજ છે ?

૩ જ્ઞાનજ્યોતિરૂપ હે અરુણાચલ ! તુ તારી જ્ઞાનજ્વાળામાથી મારી માને ઘેરી લે અને તારામા એકરૂપ કરી જ્ઞાનાગ્નિમા લીન કરી દે પછી મર્યા બાદ ચિતા પર ચઢાવવાની શી જરૂર ?

૪ માયાના નાશને દૂર કરનાર હે અરુણાચલ ! તારે શરણે આવેલાઓના કર્મબંધનોને દૂર કરીને, વાત્સલ્યથી માતાનુ રક્ષણ કરનાર તારા સિવાય બીજુ કોણ છે ?

ઈશ્વરની કૃપાથી બિમારી ચાલી ગઇ અળગમ્માળ ઘેર ગયા, પણ બીજી સસારીઓની જેમ એ વહુનુ સુખ ભોગવે તે વાત ઈશ્વરને પસદ ન હતી એક વર્ષ વીત્યુ નહિ હોય તેટલામા નાગસુદરમની પત્ની પોતાના નાના પુત્રને છોડીને આ દુનિયામાથી કૂચ કરી ગઇ

આ ઘટના અળગમ્માળના આહત હૃદય પર વીજળી પડવા સમાન હતી આથી પોતાનો પરલોક સુધારવાની ઇચ્છાથી એ સને ૧૯૧૬મા પોતાના બીજા પુત્રની પાસે અરુણાચલ આવ્યા તે વખતે મહર્ષિજી પાસે

એટલી બધી ચીજો ભેટ તરીકે આવતી હતી કે બધાંને ખાવાનું પૂરું પડી રહેતું. શરૂઆતમાં અળગમ્માળ એચમ્માળને ઘેર રહ્યાં. કેટલાક ભક્તોને એવો ડર હતો કે ભાઇભાંડુઓ ભેગા થવાથી મહર્ષિજીએ ૧૮૯૬માં કર્યું હતું તેમ ફરીથી કયાંક આ વખતે પણ અરુણાચલ છોડી તો નહિ દે! પણ તેઓના આ ડર માટે કોઇ ઉચિત કારણ ન હતું. નાના છોડવાઓને ઢોર ચરી જાય એ સ્વાભાવિક છે એટલા માટે છોડની સાચવણી કરવા કાંટાની વાડની જરૂર રહે છે, પણ જ્યારે છોડ મોટું ઝાડ બની જાય છે અને ચોતરફ તેની છાયા ફેલાય છે ત્યારે તેની નીચે સેંકડો ઢોરો આરામ લઇ શકે છે. ત્યારે ઝાડની રક્ષા માટે કાંટાની વાડની શી જરૂર? આ જ પ્રમાણે તપશ્ચર્યાની શરૂઆતમાં બંધુઓ ભેગા રહે એ એક જાતની અડચણ છે તથા ઉન્નતિને રોકનારી બાધા છે, પરંતુ આત્મનિષ્ઠને માટે એ ભયાવહ નથી. એક વાર નિષ્ઠા પ્રાપ્ત થયા પછી એ પુરુષ પ્રલોભનોમાં કદી ફસાતો નથી રમણ ગીતામાં મહર્ષિજીનું કથન છે:

> જ્ઞાન અજ્ઞાનનું વૈરી એકદા સિદ્ધ તે થતાં
> ભારદ્વાજ કુલશ્રેષ્ઠ! પામતું ના પરાભવ.
>
> —રમણગીતા · અ. ૧૭–શ્લોક ૧૦

આથી આ વખતે મહર્ષિજીએ અળગમ્માળને આવવાની મનાઇ કરી નહિ બુઢાપામા પણ મહર્ષિજી માતાથી વિમુખ રહેત તો એ ડોસીની શી ગતિ થાત? અળગમ્માળ મહર્ષિજી જોડે વિરૂપાક્ષિ ગુફામા રહેવા લાગ્યાં અને પાછળથી એમની જોડે જ સ્કંદાશ્રમ પણ ગયા.

ઘેર નાગસુંદરમની દશા દયાપાત્ર હતી પોતાના નાના બાળકનું લાલનપાલન તેમનાથી બરાબર થતું ન હતું એટલે થોડા સમય પછી તેમણે પોતાના પુત્રને તેના મામાને ઘેર મૂક્યો. તેમના મનમાં સંસાર પ્રત્યે એક પ્રકારની ગ્લાનિ પેદા થઇ રહી હતી એવે સમયે અરુણાચલથી એક

માણસ એવો સંદેશો લાવ્યો કે અળગમ્માળ પોતાના જીવનના અંતિમ ભાગમાં બન્ને પુત્રોને પોતાની પાસે રાખવા ઇચ્છે છે એટલે નાગસુંદરમ અરુણાચલ પહોંચ્યા અને ત્યાં જઇ મહર્ષિજીની સેવા કરવા લાગ્યા પોતે ભિક્ષા માગીને દિવસો વિતાવતા હતા. દરરોજ મહર્ષિજીના ઉપદેશોનું શ્રવણ કરવાથી એમનું મન ફેરવાયું અને આખરે તેમણે 'નિરંજનાનંદ' નામ ધારણ કરી સંન્યાસ ગ્રહણ કર્યો આશ્રમમાં પહોંચ્યા પછી થોડા દિવસમા જ અળગમ્માળે બન્ને પુત્રો તથા પરોણાઓ માટે જાતે રસોઇ કરવાનુ શરૂ કરી દીધું હતું. સામાનની જરા યે તંગી ન હતી ભક્તો પૂરતા પ્રમાણમા મદિરસામાન લાવી આપતા હતા, એટલે નિરંજનાનજીને પણ ભિક્ષા માગવાની જરૂરત રહી નાહિ આ પ્રમાણે મહર્ષિજી માતા તથા ભાઇ જોડે એક જગ્યાએ સ્થિર થઇને રહેવા લાગ્યા ભિક્ષા માગવાનું પણ હવે બધ થઇ ગયુ હતુ. જો આને જ ગૃહસ્થાશ્રમના લક્ષણો કહેવામા આવે તો મહર્ષિજીનો આ ગૃહસ્થાશ્રમ જ હતો I

આ પ્રમાણે મહર્ષિજીએ પોતાની માની સાસારિક ચિંતા દૂર કરી અને હવે તેમને આધ્યાત્મિક વિદ્યાનો બોધ આપવા લાગ્યા માતાજી થોડાક ભજનો તથા શ્લોકો સિવાય કઇ વધારે જાણતા ન હતાં તેમના એકથી એક વધારે જોરદાર વાસનાઓએ અડ્ડો જમાવ્યો હતો મહર્ષિજી પોતાના પુત્ર હતા, એટલ્રુ વિચારી એ તેમના પર ખૂબ વહાલ રાખતાં તેમની એવી ઇચ્છા હતી કે મહર્ષિજી પણ તેમની પ્રત્યે બીજાઓ કરતા અધિક પ્રેમ દર્શાવે મમતાના આ બંધનને કાપવાનુ બહુ કઠિન હતુ, પણ બીજો કોઇ ઇલાજ ન હતો. આ ઉદ્દેશથી મહર્ષિજી કેટલા યે દિવસ સુધી માની જોડે બિલકુલ બોલ્યા જ નહિ અને તેમના પ્રશ્નોના ઉત્તરો પણ તેઓ આપતા નહિ એચમ્માળ આદિ જોડે વાતો કર્યા કરતા આ તિરસ્કારથી દુખી થઇને અળગમ્માળ એક દિવસ રડી પડયાં એટલે મહર્ષિએ કહ્યુ : "બધી જ સ્ત્રીઓ મારી મા છે તું એમ કેમ ઇચ્છે છે કે હું તારી તરફ

વધારે પ્રેમ બતાવું ?" ત્યાર બાદ એક વખત અળગમ્માજે પાપડ બનાવવામાં મહર્ષિજીની મદદ માગી હતી. તુરત જ તેઓશ્રીએ પાપડનો વિષય લઇ વેદાંતથી ભરપૂર એક ગીત રચી આપ્યું અને તે દ્વારા માતાજીને વેદાન્તનો ઉપદેશ કર્યો. 'પાપડ ગીત'નું ગુજરાતી ભાષાંતર આ રહ્યું :

( ચોપાયા છંદ )

પરમાનંદસ્વરૂપી પાપડ મુમુક્ષુજન સહુ કરજો,
હોંશે હોંશે ખાઇ તમારું આશાબંધન હરજો. ૧
આ અવનિની અથડામણને વ્યર્થ ગણી પરહરજો,
મૌનરૂપ લઇ બોધ ગુરુનો તત્ત્વ ખરું સંઘરજો.
અનુપમ એ ઉપદેશ ગુરુનો જે વિધ ઉત્તમ સમજો,
તે વિધ આતમરૂપી પાપડ સંતો સ્વાદે જમજો. ૨
અનાત્મક્ષેત્રે પાંચ કોશ છે એ ખેતર જડ ગણજો,
પરમ આત્મબુદ્ધિના એમાં અડદ ઉગ્યા તે લણજો.
કોહં બોધ વિચાર તણી ઘંટીમાં એને દળજો,
આ એ હું નહિ એ સમજણનો ઝીણો આટો કરજો. ૩
તેલ સરસ સત્સંગ તણું છે, એમાં ખૂબ મસળજો,
શમ જીરૂં, દમ શ્વેત મરીને ખાંડીને ભેળવજો.
મનઆરામ સ્વરૂપી એમાં લવણ રૂડું મેળવજો,
સારી વાસના હિંગ સુગંધી નાખી પાપડ કરજો. ૪
અન્તર્મુખવૃત્તિ સાંબેલું સાવધ થઇ કર ધરજો,
ચિત્તશિલા પર અહં-આહં એમ ખાંડી કૂણું કરજો,
સમરૂપી શુભ પાટે વેલણ શાન્ત ધરીને વણજો,
નિત્ય રહી સંતોષે સાવધ પાપડને સૂકવજો. ૫
મૌનરૂપ છે કડાઇ એને હળવે ચૂલે ધરજો,
પરમાત્મા-ઘૃત જ્ઞાન-અગ્નિથી એમાં ઠીક તપવજો.
ને એ રીતે દિનદિન પાપડ ધીમી આંચે તળજો,
ચિન્મય પાપડ ખાતે ખાતાં આપે આપ પરખજો. ૬

—ભાષાંતરકર્તા : રા. પ્રે. બક્ષી

મહર્ષિજીનું આવું વર્તન થોડા દિવસ સુધી માતાજીને સમજાયું નહિ સમય વીતતા એમને વૈરાગ્ય, સમદૃષ્ટિ, નિષ્કામ કર્માચરણ આદિ પ્રાપ્ત થયા મહર્ષિજી પ્રત્યે લોકોનું વર્તન, મહર્ષિનો ચોકો પ્રત્યેનો ભાવ, લોકોને તેઓ શો ઉપદેશ આપતા તે અને સૌથી ચઢે તેવી તેઓશ્રીની સન્નિધિ : આ બધાએ મનને જકડનારી જૂની વાસનાઓના બંધનોને કાપી નાખ્યા અને આત્મોન્નતિને માટે આવશ્યક સામગ્રી એકઠી કરી આપી થોડા સમય પછી માતાજીએ પણ ભગવા વસ્ત્ર ધારણ કરી લીધા અને ઉદાસીન ભાવે આશ્રમના અતિથિઓના સેવાસત્કાર કરવા લાગ્યા આ રીતે ચારપાંચ વર્ષ વીત્યા પછી માતાજીનો જાણે નવો જ જન્મ થયો હોય તેવું થઈ ગયું છેલ્લા બે વર્ષ દરમિયાન એ વારંવાર બિમાર પડયા કરતા હતા આથી તેમને તિતિક્ષાની પ્રાપ્તિ થઈ અને હવે એ શાંતિથી પોતાના દિવસો પસાર કરવા લાગ્યા બિમારીમા એમની સેવા ખુદ મહર્ષિજી કરતા હતા

ઈ સ ૧૯૨૨નો મે માસ હતો માતાજી મહર્ષિજીની જોડે સ્કંદાશ્રમમા રહેતા હતા, એ વખતે તે સખ્ત બિમાર પડયા ખૂબ સેવાશુશ્રૂષા કરવામા આવી, કેટલીયે દવાઓ પીવડાવવામા આવી પણ કંઇ ફાયદો થયો નહિ બધાની ખાતરી થઈ ગઇ કે હવે એમનો અંતકાળ આવી પહોંચ્યો હતો તો યે પુરુષાર્થ છોડયા વિના તથા ફળની આશા રાખ્યા વિના, ભગવાન પર ભરોસો રાખી બધા તેમની સેવા કરતા હતા વૈશાખ વદી નોમનો એ દિવસ હતો. તે દિવસે અંત આવી ગયો જ્યારે કાળ આવી પહોંચે ત્યારે મનુષ્યનો પ્રયત્ન શું કરી શકે ? જે પ્રયત્નથી છૂટી શકે નહિ તે ભોગથી છૂટી જાય છે મહર્ષિજીએ આ જ ઉપદેશ એક વાર માતાજીને પવળકુન્રૂમા આપ્યો હતો માતાજીના બિછાના આગળ મહર્ષિજી બેસી રહ્યા અને શુદ્ધિ રહી ત્યાં સુધી તેમને આત્મબોધ કર્યા કર્યો સગાસબંધીઓને તાર મોકલી આપવામા આવ્યા.

અણીઆગમાળ થોડાક શુદ્ધિમા હતા તે જ વખતે કેટલાક ભક્તો રામનામનો જપ મોટેથી કરવા લાગ્યા અને કેટલાકએ વેદગાન શરૂ કર્યું. હર્ષ

શ્વાસ ચાલતો હતો એટલે મહર્ષિજીએ પોતાનો જમણો હાથ માતાના હૃદય પર અને ડાબો હાથ માથા પર રાખ્યો. તેમનો આ પવિત્ર સ્પર્શ માતાજીના દિલના સ્પંદનને શાંત કરી રહ્યો હતો. રાત્રે આઠ વાગ્યાના સુમારે માતા અળગમ્માળે પરમપદને પ્રાપ્ત કર્યું.

મહર્ષિજીને કોઇ જાતનો શોક થયો નહિ. દુઃખનું કોઇ ચિન્હ એમના ચહેરા પર દેખાયું નહિ ઊલટું, તેઓ ખૂબ પ્રસન્ન દેખાતા હતા. શ્રી. રામસ્વામી ,અય્યરે લખ્યું છે કે આખી રાત બન્ને ભાઇઓ ભજનો ગાતાં હતાં. તેમની 'રેજનીશી'માં નીચે મુજબ વાતો લખેલી છે :–

"પ્રાયઃ માતાની રક્ષા તેમને એક ભાર જેવી જણાતી હતી અને એમનું મરણ તેમને માટે મજબૂત બેડીઓના છેદન જેવું હતું. માતાજીના મૃત્યુ પછી જાણે કે બન્નેની ઇચ્છા પૂરી થઇ ગઇ"

"હવે બન્નેને એક જગ્યાએ રહેવાની જરૂર ન હતી. કોઇને મદદ કે કોઇની ચિંતા કરવાનું તેમને માટે રહ્યું નહિ. બની શકે.છે કે મને ભ્રમ થયો હોય પણ મને તો એમ જ થયું કે મહર્ષિજી તે દિવસે પાંજરામાંથી છૂટેલા પક્ષી જેવા લાગતા હતા."

કોમળ હૃદયવાળાઓનું દિલ કદાચ ગભરાઇ ઊઠશે કે માતાના મૃત્યુથી શ્રી મહર્ષિને આવો સંતોષ થયો! પરંતુ જે મૃત્યુનું તત્ત્વ જાણે છે, તેને કઇ વાતનો ડર રહે છે? જો મરણનો ડર ન હોય તો પછી મરણથી દુઃખ ન થાય મરણમા શાનો ડર છે એનો આપણે વિચાર કરીએ.

મર્યા પછી કોઇ નવી જગ્યાએ જઇ રહ્યા છીએ અથવા તો આપણું શું થશે તે માલૂમ નથી એ વાતનો ભય છે શું? વાસ્તવમાં જગ્યા જ કયાં છે? આપણને જે કઇ દેખાય છે તે જ આપણી દુનિયા છે દેહ છૂટયા પછી જીવ જે જગ્યાએ જાય છે, તે એની દુનિયા છે. આ દુનિયામાં યે કોઇને સુખ જ સુખ અને કોઇને દુઃખ જ દુઃખ હોય છે. માટે આ દુનિયામાં

રહેવાને કારણે શું કોઇ હમેશાં રડયા કરે છે? સાચી વાત જુઓ તો મૃત્યુનો ભય ભ્રમમાત્ર કરે છે. જો તમે પોતાના દેહને આત્મા સમજશો તો તમારે માટે મરણ જ સર્વનાશ છે, પણ સાચી વાત એવી નથી જે જન્મ લે છે તે મરે જ છે, તો પછી દુઃખ શાનું? જો તમાગમાં દેહાત્મબુદ્ધિ ન હોય તો દુઃખ માનવાનું કારણ જ શું? આત્મા તો અચ્છેદ્ય, અભેદ્ય, અદાહ્ય તથા અશોષ્ય છે

ત્યજી દઇ જીર્ણ થયેલ વસ્ત્રો, લે છે નવાં જેમ મનુષ્ય બીજાં;
ત્યજી દઇ તેમ શરીર જીર્ણ, પામે નવાં અન્ય શરીર દેહી.
—*ભગવદ્ગીતા : અ. ૨–શ્લોક ૨૨*

આમ એક શરીરના નાશ પછી બીજું શરીર આવવાનું જ છે. વર્ડ્ઝવર્થે કહ્યું છે કે: "જ્યારે જીવરૂપી તારો આ લોકમાં ઉદય પામે છે ત્યારે સમજી જ લેવુ કે બીજી કોઇ દુનિયામાં તેનો અસ્ત થયો હશે. આ જ સત્ય છે." આ લોકમા અસ્ત થવાનો અર્થ બીજા લોકમાં ઉદય પામવું એ છે યથાર્થ દૃષ્ટિએ જોનારને આટલું સ્પષ્ટપણે જણાશે કે મરણમાં ભય અથવા શોકને માટે કંઇ જ કારણ નથી. મહર્ષિજી આત્મનિષ્ઠ હતા, એટલે એમની દૃષ્ટિએ તો શરીર માટીના વાસણ જેવું જડ હતું તથા મરણ માટીની બરાબર હતું.

મરણ એટલે એક રૂપને છોડીને બીજા રૂપને ગ્રહણ કરવું. નવા નામની કલ્પના એ જ મૃત્યુ છે. સદ્વસ્તુ આત્મા જ છે આત્મા નષ્ટ થનારી વસ્તુ નથી તેનામાં કંઇ જ પરિવર્તન કે વિકાર થતો નથી.

"સર્વવ્યાપક એ નિત્ય, સ્થિર, નિશ્ચળ, શાશ્વત."

જીવન અને મરણ એક પ્રકારનાં પરિણામોનાં નામ છે સદ્વસ્તુ આ બન્નેથી પર છે. જીવન અને મરણ બન્નેનો પરસ્પર સંબંધ છે. જે એક વસ્તુમાં—નામ, રૂપ, દેશ અને કાળથી અતીત આત્મામાં—નિષ્ઠ થઇ ગયો હોય તેને મૃત્યુથી નથી થતો ભય કે નથી થતું દુઃખ.

વળી માતા આળગમ્માળ પોતાનો અંતકાળ આવ્યો ત્યાં સુધીમાં બધી જાતની વાસનાઓથી એક રીતે મુકત થઇ ગયાં હતાં. એટલે એમને જરૂર સદ્દગતિ જ પ્રાપ્ત થઇ હોવી જોઇએ તો પછી એમને માટે દુ:ખ શાનું ?

**વા, જે જે સ્મરતો ભાવ છોડી જાય શરીરને,**
**તેને તેને જ તે પામે સદા, તે ભાવથી ભર્યો.**

— ભગવદ્દગીતા : અ. ૮—શ્લો. ૬

મરતી વખતે માતાજીની ચારે બાજુ રામનામનો જપ, વેદઘોષ તથા પવિત્ર ભજનો થતાં હતાં અને સૌથી ચઢે તેવો મહર્ષિજીના પવિત્ર હસ્તોનો સ્પર્શ માતાજીને પ્રાપ્ત થયો હતો. આ બધાનું તેમણે સ્મરણ કર્યું હશે, અને એવા સ્મરણથી જે તેમને એ ભાવાનુસાર સિદ્ધિ પ્રાપ્ત થઇ હશે. તે વખતે તેમને આત્મલબ્ધિ થઇ હોય તો તે આવાગમનથી તો જરૂર છૂટી ગયાં હોવાં જોઇએ. માટે ચિંતા કઇ વાતની કરવી ઘટે ?

મરણ પછી જીવ કયાં જાય છે ? આ એક પ્રશ્ન બધા જ દાર્શનિકોનું ધ્યાન ખેંચનારો છે. કઠોપનિષદ્દમાં બાળક નચિકેતાએ યમને આ જ પ્રશ્ન પૂછયો હતો, જેના જવાબમાં યમે કહ્યું :—

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥
योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसयन्ति यथाकर्म यथाश्रुतम् ॥

હે ગૌતમ ! તને આ ગુહ્ય અને સનાતન બ્રહ્મ કહું છું અને મરણ પછી આત્માનું શું થાય છે તે પણ કહું છું. કેટલાક મનુષ્યો મરણ પછી શરીર ધારણ કરવા માટે જુદી જુદી યોનિઓમાં પ્રવેશ કરે છે, જ્યારે બીજા કેટલાક વૃક્ષ વગેરે સ્થાવરપણાને પામે છે. જેવાં કર્મ હોય અને જેવું જ્ઞાન હોય તે અનુસાર બીજો જન્મ થાય છે.

—કઠ : અ. ૨, વ. ૨—શ્લોક ૬; ૭.

इह चेदशकद्बोद्धुं प्राक्शरीरस्य विस्रसः ।
ततस्सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥

**શરીરના નાશ પહેલાં અહીં જ જો એનું જ્ઞાન મળે તો સારું; નહિ તો સૃષ્ટિના અનેક લોકોમાં શરીર ધારણ કરવું પડે છે.**

*—કઠ: અ. ૨, વ. ૩—શ્લોક ૪.*

બૃહદારણ્યક (૩–૨–૧૩)માં જનકના યજ્ઞમાં જારત્કારવ આર્તભાગ તથા યાજ્ઞવલ્કય વચ્ચે નીચે મુજબ પ્રશ્નોત્તર થયા હતા :–

"હે યાજ્ઞવલ્કય! માણસ જ્યારે મરી જાય છે, ત્યારે કઇ વસ્તુ તેને છોડીને જતી નથી? યાજ્ઞવલ્કયે કહ્યું: 'નામ નામ અનંત છે; તેને અંત નથી. વિશ્વેદેવો અનંત છે, તેમને અંત નથી. તેના વડે માણસ એવો લોક (જગત) મેળવે છે, જેને અંત નથી, ને જ્યાં ગયા પછી પાછું આવવું પડતું નથી.' આર્તભાગે પૂછ્યું: "હે યાજ્ઞવલ્કય! જ્યારે મરેલા માણસની વાણી અગ્નિમાં મળી જાય છે, પ્રાણ પવનમાં મળી જાય છે, આંખ સૂરજમાં મળી જાય છે, મન ચંદ્રમાં, કાન દિશાઓમાં, શરીર પૃથ્વીમાં, આત્મા આકાશમાં, શરીર પરના વાળ છોડવા ને વેલાઓમાં અને માથાના વાળ ઝાડમાં લય પામે છે અને લોહી તથા વીર્ય પાણીમાં ભળી જાય છે ત્યારે એ માણસનું પોતાનું શું થાય છે?"

તેમણે પછી બહાર જઇને વાતો કરી. તેમણે કર્મની જ વાતો કરી અને કર્મની જ પ્રશંસા કરી–સારું કામ કરવાથી માણસ સારો થાય છે; નઠારું કામ કરવાથી નઠારો થાય છે. પછી જરત્કારુનો દીકરો આર્તભાગ શાંત થઇ ગયો.

ઉપલા વાર્તાલાપમાં વ્યવહાર દૃષ્ટિએ તેમ જ પરમાર્થ દૃષ્ટિએ ઉત્તર આપવામાં આવ્યો છે. એમાં પહેલો ઉત્તર આ પ્રમાણે છે:–

જીવાત્મા બીજું શરીર ધારણ કરે છે. ઉત્તમ જીવો ઊર્ધ્વ લોકમાં જાય છે, મધ્યમ જીવો અહીં જ આ સંસારમાં પાછા જન્મે છે અને અધમ

જીવો યાતનાલોકમાં જાય છે અથવા તો હિંસક પ્રાણી, મૃગ આદિ નીચ યોનિઓમાં જન્મ લે છે.

પારમાર્થિક દૃષ્ટિએ વાત કંઈક જુદી જ છે. મરણ મિથ્યા જ્ઞાનને કારણે અનુભવાય છે. જે નાના ભેદ દેખાય છે, તે જ મૃત્યુનો અંકુર બની જાય છે. નાનાભાવ મટી જતાં મરણની ભાવના જ રહેતી નથી. તે સમયે સદ્‌વસ્તુની અનુભૂતિ થવા લાગે છે.

મહાકવિ શેક્સ્પિયરે 'બારમી રાત્રિ Twelfth Night' નામના પોતાના નાટકમાં વિદૂષકના મોંએ ઠીક જ કહેવડાવ્યું છે કે "જે નરકમાં જાય તેને માટે શોક કરવું ઉચિત છે, પણ જે સ્વર્ગે જાય તેને માટે દુઃખ માનવાનો શો અર્થ ?"

મૃત્યુનો સમય નિકટ હતો, એટલે મહર્ષિજી તથા બીજા લોકોએ ભોજન કર્યું ન હતું. સાંજે બીજી વાર રસોઈ કરવામાં આવી. પોતાની માતાના મરણ પછી મહર્ષિજીએ કંઈ જ ચિંતા કરી નહિ. તેમણે કહ્યું: 'આપણને સૂતક ન લાગે. આપણે ભોજન કરી શકીએ છીએ, ચાલો.' અને પછી ભક્તોની પંક્તિમાં બેસીને તેમણે ભોજન કર્યું.

રાત્રે જ સવાલ ઊઠયો હતો કે શરીરનું શું કરવું. ચિતામાં મૂકી ભસ્મ કરવું કે દફનાવીને તેના પર સમાધિ ચણાવવી? શ્રી રમણગીતામાં ભગવાને કહ્યું છે કે મુક્તાત્મા સ્ત્રી હોય તો, તેના શરીરને બાળવું અનુચિત છે. તેના શબને દફનાવી તેના પર સમાધિ ચણાવવી જોઈએ ભક્તોને ખાતરી થઈ ગઈ હતી કે મહર્ષિજીના હસ્તસ્પર્શથી અળગમ્માળ મુક્ત થઈ ગયાં હતાં એટલે તેમના દેહની સમાધિ બાંધવી જોઈએ. આખરે આ જ નિર્ણય થયો. આશ્રમવાસીઓ માતાજીના મરણની વાત છૂપી રાખવા માગતા હતા પણ કોઈક રીતે શહેરમાં ખબર ફેલાઈ ગઈ કે જે સાધ્વીની પવિત્ર કૂખે ભગવાન જેવા મહાપુરુષ અવતર્યા હતા, તે સાધ્વી મરણ

પામ્યા હતા અને તેમના શબની સમાધિ પહાડની દક્ષિણ દિશામા પાલિતીર્થ પાસે કરવાની હતી સેકડોની સખ્યામા લોકો એ સાધ્વીના અતિમ દર્શન માટે આવવા લાગ્યા

તે દિવસે શ્રીગણપતિમુનિ આમ્રગુફામાથી વિરૂપાક્ષિ ગુફા પર આવ્યા હતા ભક્તો શબને પાલિતીર્થ લઇ ગયા એમના સમયમા કેટલાક સગા વહાલાઓ પણ આવી પહોચ્યા એક પીપળાની નીચે ખાડો ખોદવામા આવ્યો અને તે ખાડામા માતાજીના શબને પધરાવવામા આવ્યુ પછી એ ખાડો કપૂર, વિભૂતિ સુગધી વસ્તુઓ તથા મીઠાથી પૂરી દેવામા આવ્યો પછી તેની પર ઇંટોની સમાધિ ચણી લેવામા આવી સમાધિની ઉપર એક લિગની સ્થાપના કરવામા આવી જેનુ નામ માતૃભૂતેશ્વર ગખવામા આવ્યુ આ પ્રમાણે માતાજીનો આત્મા શિવજીમા લીન થઇ ગયો

શબને સમાધિ દેતી વખતે મહર્ષિજી ઉદાસીન થઇને સાક્ષીભાવે બધુ જોઇ રહ્યા હતા તેમની સનિધિ જ માતાજીના આત્માને તૃપ્ત કરવા માટે પૂરતી હતી (જો એમનો આત્મા મુક્ત થયો ન હોત તો) પુત્રનુ કર્તવ્ય આ રીતે બજાવાઇ ગયુ

માતાજીની મહાસમાધિને બીજે દિવસે શ્રીભગવાને સમાધિની ઉત્તર પૂર્વે થોડા વાર દૂર શુદ્ધ નીતરા પાણીનો ઝરો શોધી આપ્યો એ વખતે ભર ઉનાળો હતો અને પાણીની તગી હતી એટલે ખડકાળ જમીનમા આ ઝરાના પ્રાગટ્યને ભગવદ્કૃપાનુ મગળ ચિહ્ન ગણવામા આવ્યુ કાવ્યકઠ શ્રીગણપતિ મુનિએ રચેલી શ્રીમાતૃભૂતેશ્વરની હૃદયવેધક સ્તુતિ જે દર વર્ષે માતૃભૂતેશ્વરની મહાપૂજાના દિને ગવાય છે તેમા આ ઘટનાનો નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે

जयतु महर्षेर्माता पूता  
जयतु समाधिः कोऽपि तदीयः ।  
जयतु महर्षिस्थापितलिङ्ग  
जयतु च तीर्थ भवभयशमनम् ॥

જયતુ પવિત્ર મહર્ષિજનેતા,
જયતુ અપૂર્વ સમાધિદશા એ;
જયતુ મહર્ષિ સ્થાપિત લિંગ,
જયતુ નવલ અઘનાશક તીર્થ.

---

## પ્રકરણ ચૌદમું : મિત્ર શેષાદ્રિસ્વામી

શ્રી શેષાદ્રિસ્વામી ૨૦ વર્ષની ઉમ્મરે અરુણાચલ આવ્યા હતા. તેમનો જન્મ સને ૧૮૭૦માં થયો હતો. તેમના પિતા એમના બાળપણમાં જ ગુજરી ગયા હતા. એમની માતું નામ મરકતઅમ્માળ હતું. એમના મામા કામકોટિ શાસ્ત્રી ઘણા સારા પૌરાણિક હતા, વિદ્વાન હતા અને સંગીતના અચ્છા જાણકાર હતા. શેષાદ્રિ એમની પાસે જ ઉછર્યા હતા. શેષાદ્રિસ્વામીમાં અલૌકિક પ્રજ્ઞા હતી. બાળપણમાં જ કાવ્ય, વ્યાકરણ, અલંકાર, જ્યોતિષ આદિ શાસ્ત્રોમા તેમણે સારું પાંડિત્ય મેળવ્યું હતું.

શેષાદ્રિની ઇષ્ટ દેવી કાંચીપુરની કામાક્ષીદેવી હતી મૂકપંચશતી ભણતી વખતે રાત દિવસ એ કામાક્ષીના મંદિરની પરિક્રમા કર્યા કરતા હતા. સત્તર વર્ષની ઉમ્મરે કોઇ મહાત્મા પાસેથી તેમને બાલામન્ત્રનો ઉપદેશ મળ્યો. એટલે કુલદેવતા 'પેરિયાઇવર'ના મંદિરની પાસેના મસાણમાં નદી કિનારે એકલા બેસીને ખૂબ લગનીથી તે મંત્રનો એ જપ કરવા લાગ્યા. આથી તેમને બાલાદેવીનો સાક્ષાત્કાર પણ થયો હતો. ત્યાર બાદ શેષાદ્રિજીને ગૃહસ્થજીવન પ્રત્યે અણગમો પેદા થયો અને લગ્ન ન કરતાં, મંત્રજપ તથા દેશભ્રમણની

પાછળ જીવન વીતાવવા લાગ્યા રાતભર જાગીને એમના યે મંત્રોની એમણે એકાગ્ર ચિત્તે સાધના કરી હતી તેમના સગાસબંધીઓને આ વાતની જરા યે ખબર ન હતી આથી તેઓએ શેષાદ્રિજી જોડે લૂખુ વર્તન કર્યું, જેનુ પરિણામ એ આવ્યુ કે શેષાદ્રિજીએ ઘરબાર છોડી દીધા અને જપ કરવા સારૂ કેટલા યે તીર્થોમા ઘૂમીને અન્તે તે સને ૧૮૮૯મા અરુણાચળ પહોચ્યા અને ત્યા જ સ્થાયી થઇ ગયા સગાઓએ તેમને કાચા પાછા ફરવાની વિનતી કરી પણ શેષાદ્રિજીએ તેઓની વાત માની નહિ મરતા સુધી તેઓ અરુણાચળમા જ રહ્યા શરૂઆતમા તો કોઇનુ યે ધ્યાન ખેચ્યા વગર એ અડીતગી ભટક્યા કરતા હતા બીજાઓનુ મન જાણી લેવુ દૂરની વાતો સાભળી લેવી વિગેરે સિદ્ધિઓ એમને પ્રાપ્ત થએલી હતી

શેષાદ્રિજીને લોકોની ભીડનો સખત અણગમો હતો જો કોઇ અપ્રિય માણસ એમની પાસે આવે તો પથ્થર મારી મારીને તેને ભગાડી મૂકતા એવા માણસોથી છૂટવા માટે તેઓ ગાડપણનો ડોળ કરતા કેટલાકનો એવો મત હતો કે શેષાદ્રિ સાચેસાચ થોડાક ચક્કર હતા જો મહર્ષિજીને આપોઆપ મૌનસિદ્ધિ થઇ ન હોત તો તેમને ભીડથી બચવા માટે કયો માર્ગ ગ્રહણ કરવો પડત એ કહેવુ મુશ્કેલ છે મૌનસિદ્ધિને કારણે જ મહર્ષિજીને કોઇ પ્રકારની તકલીફ થઇ ન હતી

શ્રી રમણ ભગવાનને જોતા જ શેષાદ્રિજી સમજી ગયા કે તેઓ મોટા ગજાની વિરાગી અને આત્મનિષ્ઠ હતા આથી મહર્ષિજી પ્રત્યે તેમના મનમા પ્રેમ ઉત્પન્ન થઇ ગયો હતો

કોઇ બોલાવે તો યે શેષાદ્રિજી ભિક્ષા લેવા જતા ન હતા છતા યે વગર બોલાવ્યે એ પવળકુન્રુ જઇ મહર્ષિજીની જોડે આરમુખસ્વામી ગજ આણિક્કમાળ આદિની ભિક્ષા સ્વીકારતા હતા બોલાવ્યા વગર જ એય મ્માળને ઘેર પણ જતા અને ભિક્ષા સ્વીકારતા

મહર્ષિજી પ્રત્યે શેષાદ્રિજીનો એટલો બધો પ્રેમ હતો કે મહર્ષિજીને શરણે જવાની એ કેટલાઓને સલાહ આપતા હતા. વેંકટરામય્યર નામના એક સજ્જન શેષાદ્રિજીનાં દર્શનાર્થે ગયા હતા, તેમના મનમાં શ્રીરમણનાં દર્શન કરવાનો વિચાર ઊભો થયો. લાગલી જ આ વાત શેષાદ્રિજીને માલૂમ પડી ગઇ એટલે તેમણે કહ્યું : 'જાઓ, મહર્ષિજીનાં દર્શન કરી આવો. તેથી તમારું ચિત્ત શુદ્ધ થશે.' મહર્ષિજીના ભક્તોમાંના એક સોમસુંદરમ્ સ્વામીએ કોઇ કારણસર થોડા વખતથી આશ્રમ છોડી દીધો હતો. પછી પોતે ક્યાં રહેવું અને શું કરવું, અને કયા ગુરુને શરણે જવું, તે નક્કી કરી શકયા ન હતા. આથી તેમણે શેષાદ્રિજીની સલાહ લેવાનો વિચાર કર્યો. તેમને ખબર હતી કે શેષાદ્રિજી ઘણુંખરું રાતને વખતે 'કંબત્તિલૈયનાર'ના મંદિર પાસે જતા હતા એટલે એ ત્યાં જઇ તેમની વાટ જોતા બેઠા. શેષાદ્રિજીએ આવીને સોમસુંદરમને જોયા. બીજાના મનની વાત જાણવાની શકિત ધરાવવાને કારણે, સોમસુંદરમના કહ્યા વિના જ તેમના મનની વાત તેમણે જાણી લીધી અને તેઓ બોલ્યા, "જાઓ, રમણની પાસે જાઓ." સોમસુંદરમ અચકાવા લાગ્યા શેષાદ્રિજી જોરથી બરાડી ઊઠયા : "જાઓ, રમણસ્વામીની પાસે ચાલ્યા જાઓ. અહીં ન રોકાઓ, જાઓ." અંતે અડધી રાતને સમયે સોમસુંદરમને રમણાશ્રમમાં જવું પડ્યું.

શેષાદ્રિજી 'એક ગુરુ, એક પંથ'વાળા હતા. જો શ્રીરમણના કોઇ ભકત એમની પાસે જતા તો તેઓને એ શ્રીરમણની સેવા કરવાની જ સલાહ આપતા. તેઓ બધી જાતના મંત્રોના સારા જાણકાર હતા, એટલે શિષ્યોના અધિકાર પ્રમાણે એ તેઓને ઉચિત મંત્રનો ઉપદેશ કરતા હતા.

કોઇએ કંઇ સારું કરેલું હોય તે શેષાદ્રિજી ભૂલતા નહિ શેષમ્માળનું મરણ થયું ત્યારે તેમણે એચમ્માળને દિલાસો આપ્યો હતો. ઇ.સ. ૧૯૦૮-૯થી તિરવાલુરના સુબ્રહ્મણ્ય મોદલી, તેમની મા અને તેમની પત્ની આશ્રમને માટે ખાદ્ય પદાર્થો મોકલતાં હતાં અને પોતાનો આખો વખત આશ્રમના અતિથિ-

એના આદરસત્કારમાં ગાળતા પોતાના મૃત્યુ સુધી તેમના માતુશ્રી આશ્રમને ખાદ્ય પદાર્થો મોકલતા હતા મોદલીને સાંસારિક ચિન્તાઓ હતી તે વાડી-વજીફાનો સંગ્રહ કરવા માગતા હતા ધનવાન બનવાની તેમની લાલસા ઘણી ન હતી આથી તેમને ઘણું ખરું મુકદ્દમાબાજીમાં ફસાવું પડતું કેવી રીતે વાગ તેમણે શેષાદ્રિજીનો આદરસત્કાર કર્યો હતો, તેથી તેનો બદલો વાળવાનું શેષાદ્રિજીએ નક્કી કર્યું તેઓ એક દિવસ આમ્રગુફા પર ગયા અને ત્યાં જ મોદલીને જોઈને બોલ્યા (સને ૧૯૧૦) "જુઓ! મારા આ નાના ભાઈ (રમણ)ને મહિને દહાડે દશ હજારની કમાણી છે અને મને તો એક હજારની તમારે પણ ઓછામાં ઓછા એક સો તો કમાવા જોઈએ ને?" મોદલી આ વાતની મતલબ સમજી ગયા અને બોલ્યા, "વખત જ ક્યાં છે? મુકદ્દમા-બાજીમાં ખૂબ જ ડૂબેલો છું" શેષાદ્રિજી પણ શાન્ત થયા નહિ અને કહેવા લાગ્યા, "આત્મવિદ્યા અઘરી નથી" કિન્તુ એ સમજાવવા છતાં મોદલીનું મન ફેરવાયું નહિ આખરે શેષાદ્રિ બોલી ઊઠયા "તમને બ્રહ્મહત્યાનું પાપ ઘેરી રહ્યું છે, બચવું હોય તો બચો" આ શબ્દોથી મોદલીના દિલ પર વીજળી પડી આથી ભયથી કાંપતા એ મહર્ષિજી પાસે ગયા અને બધી વાત તેમને કહી સંભળાવી મહર્ષિજીએ કહ્યું કે "વાત તો સાચી છે પોતાના આત્માને, બ્રહ્મને નહિ ઓળખવાથી બ્રહ્મહત્યા (આત્મહત્યા) થઈ રહી છે"

શેષાદ્રિજી સગુણના ઉપાસક હતા કે નિર્ગુણના, એ કહી શકાય તેમ નથી 'ગિરિપ્રદક્ષિણા'વાળા પ્રકરણ પરથી મ લૂમ પડે છે કે તેઓ સગુણો-પાસનાના પક્ષમાં હતા છતાં તેમણે એચમ્માળને નિર્વિકલ્પ સમાધિનો ઉપદેશ કર્યો હતો આથી તેઓ નિર્ગુણોપાસક ન હતા એમ પણ આપણે કહી શકતા નથી એક દિવસે આમ્રકાનનમાં શ્રી શેષાદ્રિજી ગાય ભેંસને જોઈ રહ્યા હતા એ વખતે શ્રી વિ. સિ. નારાયણસ્વામી અય્યરે તેમને પૂછ્યું "સ્વામીજી! શું જોઈ રહ્યા છો?"

શે.—આને (બિસાતે) જોઈ રહ્યો છું

અ.–ભેંસને જોઇ રહ્યા છો ?

શે.–તમે જ કહો તો ખરા કે (ભેંસને બતાવીને) આ કોણ છે?

અ.–આ ભેંસ છે.

શે.–આ ભેંસ છે? ભેંસ નહિ પણ એમ કહો કે બ્રહ્મ છે.

આવા પુરુષને બધું જ બ્રહ્મરૂપે દેખાતું હશે. તેઓ આવી 'બ્રાહ્મી સ્થિતિ'એ પહોંચી ગયા હતા એટલે તેઓ સગુણના ઉપાસક હતા એમ પણ કહી શકાય નહિ. વાચક! યાદ કરો કે શ્રી નટનાનન્દને તેમણે શો ઉપદેશ કર્યો હતો?

શ્રી શેષાદ્રિસ્વામી સને ૧૯૨૯ના જાનેવારીની ૧૪મી તારીખે સિદ્દિને પ્રાપ્ત થયા. તેમના શબને સમાધિ દેતી વખતે હજારો માણસોની ભીડ થઇ હતી, એ પરથી માલૂમ પડે છે કે એમના પર લોકોની કેટલી બધી ભક્તિ હતી. આ વખતે શ્રીરમણભગવાન પણ સમાધિ પાસે પધાર્યા હતા. તેમની સમાધિ શ્રી રમણાશ્રમની પાસે જ પહાડની દક્ષિણ બાજુએ અંગમ રોડ પર સ્થાપિત કરવામાં આવી છે. સમાધિ પર એક છત પણ ચણેલી છે.

સને ૧૯૩૦માં મહર્ષિજીને શેષાદ્રિજીની બાબતમાં એક સ્વપ્ન આવ્યું હતું, જેમાં તેમણે એવું જોયું કે શેષાદ્રિ હજામત કરાવી રહ્યા હતા મહર્ષિજી પાછળથી ગયા અને એમના વાંસા પર ધબ્બો મારીને કહ્યું : "ઓ હો!" શેષાદ્રિએ પાછું વાળીને જોયું તો મહર્ષિજી હતા એ તુરત જ ઉઠયા અને મહર્ષિજીને ભેટી પડયા. આવી ગાઢ આલિંગનની દશામાં બન્ને કેટલાક વખત સુધી રહ્યા.

જેઓ મનોવિજ્ઞાનના જાણકાર હોય તેઓ આ સ્વપ્નનો અર્થ સમજી શકે મનોવિજ્ઞાનનું કથન છે કે જાગૃત દશાના ગુપ્તભાવો જ સ્વપ્નમાં રજૂ થાય છે.

---

## પ્રકરણ પંદરમું : કરુણામૂર્તિ

વિદ્યા વિનયથી યુક્ત વિપ્રમાં ને શ્વપાકમાં,
ગાયમાં, ગજમાં, શ્વાને જ્ઞાનીઓ સમદૃષ્ટિ છે.

— ગીતા અ. ૫-શ્લોક ૧૮

બાલ, ગોપ જડ, વાનરો પ્રતિ, શ્વાન, ભક્ત, ખલ, પંડિતો પ્રતિ,
સર્વ કોઇ નિજ આશ્રિતો પ્રતિ પક્ષપાતવિણ દૃષ્ટિ આપની.

— રમણગીતા અ. ૧૮-શ્લોક ૨૨

હવે આપણે ભગવાન શ્રીરમણમહર્ષિએ અરુણાચળ ઉપર જે બાવીસ વર્ષ સુધી નિવાસ કર્યો હતો તેનું વર્ણન વાંચીશું. સૌથી પહેલાં પહાડ પર જતી વખતે તેઓશ્રીની જોડે પળનિસ્વામી સિવાય બીજું કોઇ જ ન હતું અને પહાડ પરથી નીચે ઊતર્યા ત્યારે તેમની જોડે સંખ્યાબંધ ભક્તો હતા, પણ એ વિશ્વાસુ પળનિસ્વામી નીચે ઊતરતી વખતે હયાત ન હતા. ભગવાન શ્રી રમણની સેવામાં એમણે પહાડ પર જ દેહ છોડયો હતો. એવા બીજા કેટલાક ભક્તો છે, જેઓને આપણે અત્યારે જોઇ શકીએ તેમ નથી તે વખતે શ્રી રમણની સેવાથી જેઓ ધન્ય થયા હતા, તેમનાં જીવનની થોડીક માહિતી પણ આપણને પ્રાપ્ત થાય તો તેમનાં નામસ્મરણથી જ આપણે આપણી કૃતજ્ઞતા બતાવી શકીએ આ ઉદ્દેશથી જ આ પ્રકરણ લખાયું છે.

શ્રી રમણના એ સાથીઓની પંક્તિમાંથી જનાવરોને પણ ભૂલી શકાય તેમ નથી, કારણ કે જનાવરોએ પણ પોતાની શક્તિ અનુસાર મહર્ષિજીની સેવા કરી હતી અને પોતાના કર્મ અનુસાર ઉત્તમ ગતિને પ્રાપ્ત થયાં હતાં. મહર્ષિજીના મત પ્રમાણે પશુયોનિ પણ જીવો જ છે પોતાનાં બાકી રહેલાં

કર્મો ભોગવવા માટે જીવો પશુઓનો જન્મ ધારણ કરે છે આથી તેઓને માનવ-સાથીઓથી હલકા ગણવા એ મહર્ષિજીને પસંદ ન હતુ મહર્ષિજી આ જનાવરોને કદી એકવચનથી બોલાવતા ન હતા પણ હમેશા તેઓની જોડે મનુષ્યવત્ વ્યવહાર કરતા હતા આ રીતે શ્રી રમણનુ આ સસારમા બહુ મોટુ કુટુબ હતુ તેમના અસખ્ય અનુયાયીઓ એજ એમનુ કુટુબ ન હતુ કુટુબના મોટા કરતા નાનાઓ તરફ વધારે વહાલ અને પ્યાર રહે છે, તે પ્રમાણે આ નિર્દોષ પશુઓ પ્રત્યે શ્રીરમણની વિશેષ વત્સલતા રહેતી એ જનાવરોનો આહાર, સ્નાન, શયન આદિનો ભારે કાળજીથી પ્રબધ કરવામા આવતો જ્યારે તેઓ બિમાર પડતા ત્યારે તેઓની સારવાર કરવામા કોઈ જાતની ઊણપ રાખવામા આવતી નહિ તેઓ મરણ પામે ત્યારે તેઓની ઉત્તરક્રિયા પણ કરવામા આવતી બચ્ચાનો જન્મ થાય ત્યારે ઉત્સવ ઊજવવામા આવતો

શ્રી મહર્ષિજીના આ પરિવારમા વાદરા, ખિસકોલીઓ તથા કાગડા હતા એ તો વાચકોને ખબર છે પણ આ કઈ મનુષ્યોની સાથે ગુફાઓમા રહેનારા જનાવરો ન હતા ગુફામા મહર્ષિજીની જોડે રહીને જેઓએ પોતાના જીવન ગુજાર્યા હતા તેઓમા કૂતરાઓનુ સ્થાન પહેલુ હતુ કૂતરાનુ નામ સાભળીને કોઈ મ જાણે એ ગભરાઈ જાય। એ કૂતરાઓની ભક્તિ અને વિશ્વાસ પર ખુશ થઈને મહર્ષિજીએ તેઓની સેવાનો સ્વીકાર કર્યો હતો કેટલીક વાર આવા જનાવરો માણસોથી સારુ વર્તન કરે છે વળી મહર્ષિજી વર્ણાશ્રમના નિયમોથી પર હતા

આ કૂતરાઓના પરિવારનુ મૂળ 'કમળા' નામની એક કૂતરી હતી એનો વશ આશ્રમમા ખૂબ ફાલ્યો હતો પૌત્રોના નામ દાદાઓના નામ પ્રમાણે રાખવામા આવતા, આથી તેઓના નામ પછી પહેલો અને બીજો એ શબ્દોનો પ્રયોગ કરવામા આવતો આ પરિવારના બધા કૂતરાઓનુ સગપણ એકના મહર્ષિજી જ જાણતા હતા જ્યારે 'કમળા' મરવા પડી હતી ત્યારે

મહર્ષિજીએ 'રોઝ'ને કહ્યું "ઓ રોઝ! જા, તારી નાનીને જોઈ આવ તને છોડીને એ ચ ાલી જશે" 'કમળા' મરી ગઈ એટલે શ્રી રમણે "અરે બિચારા રોઝ! તારી નાની ચાલી ગઈ! અરેરે!" આમ કહી રોઝને દિલાસો આપ્યો હતો જનાવરોની બાબતમા ખુદ મહર્ષિજી પાસેથી સાભળેલી કેટલીક વાતોમાની એક બે નીચે આપીએ છીએ

*નાનો કરુપ્પન*—આ કૂતરાનુ શરીર એકદમ કાળુ હતુ, એટલે તેનુ નામ 'કરુપ્પન (કાળિયો)' રાખવામા આવ્યુ હતુ તે અમુક નિયમોનુ પાલન કરતો જ્યારે મહર્ષિજી વિરૂપાક્ષિ ગુફામા રહેતા હતા ત્યારે તે દૂરથી દેખાતો અને દૂર દૂર જ ચાલ્યા કરતો તે બીજા કૂતરાઓ જોડે હળતો મળતો ન હતો તે ભારે વિરાગી હતો તેને માટે ખાવાનુ પણ દૂર જ મૂકવામા આવતુ એક દિવસ મહર્ષિજી કેટલાક ભક્તો જોડે સ્નાન કરવા માટે રક દા શ્રમ જઈ રહ્યા હતા તે વખતે રસ્તામા કરુપ્પન તેમના પગમા વળગીને પૂછડી હલાવવા લાગ્યો તે દિવસથી કરપ્પન આશ્રમવાસી બની ગયો

કરુપ્પન શ્રદ્ધા તથા વિવેકવાળો હતો તેનુ મન ઉદાર હતુ આશ્રમ વાસી બન્યા પછી તેણે એકના રહેવાની પોતાની ટેવ છોડી દીધી બધાની જોડે ગેલકૂદ કરતા તે આગળ આગળ જતો કોઈ આચારવાન માણસો તેની આવી મિત્રતા પસદ કરતા ન હતા તો યે કરુપ્પન તેઓને પણ છોડતો નહિ છતા એવા કોઈ લોકોના મ્હેરાથી તે વિનયપૂર્વક આઘો ખસી જતો ગુફાની પાસે એક દિવસ કોઈ બ્રાહ્મણ મત્ર જપ કરી રહ્યો હતો કરપ્પન પોતાની સમતાબુદ્ધિ અનુસાર તેની પાસે ગયો ઈશ્વરસ્વામીને લાગ્યુ કે બ્રાહ્મણ કદાચ કરુપ્પન પર ચીડાશે એટલે એક લાકડીથી ઈશ્વરસ્વામીએ કરપ્પનને માર્યો ફટકો હળવો હતો પણ કરુપ્પન સ્વમાનવાળો હતો આથી તે રીસાયો અને ક્યાક જતો રહ્યો, અને તેણે આશ્રમમા પાછો કદી પગ મૂક્યો નહિ

આની પહેલા યે આવી જ એક ઘટના બની હતી ચોમાસાની રાત હતી પળનિસ્વામીએ કરુપ્પન જોડે ખરાબ વ્યવહાર કર્યો કરુપ્પનને એટલુ

બધું દુઃખ લાગ્યું કે તે સ્કંદાશ્રમ ચાલ્યો ગયો અને આખી રાત ખુલ્લી જગ્યામાં ઝાકળમાં પડયો રહ્યો. સવારે તેને પાછો બોલાવવામાં આવ્યો નહિ ત્યાં સુધી તે આવ્યો જ નહિ. કરુપ્પનનો આ સ્વભાવ બધા જાણતા હતા છતાં કોઇકોઇ વાર તેઓથી ભૂલચૂક થઇ જતી ત્યારે કરુપ્પન એ ભૂલની માફી આપતો નહિ.

આ જ પ્રમાણે એક વખતે પળનિસ્વામીએ એક કૂતરાના બચ્ચાને ભલીબૂરી વાતો સંભળાવી એટલે આ દુઃખ સહન ન થવાથી, તે પાસે આવેલા શંખતીર્થ નામના કુંડમાં કૂદી પડયો અને પાંચ મિનીટમાં તેણે પ્રાણ છોડી દીધા હતા. તે જ દિવસે મહર્ષિજીએ કહ્યું હતું કે 'પોતાનાં કર્મશેષ ભોગવવા માટે જનાવરો એમની સંગતિમાં આવ્યાં હતાં, એટલે કોઇ એમને કંઇ જ ન કહે અને એમનો આદરસત્કાર કરતા રહે.' તો યે કોઇ વાર એમની વાત ભક્તો ભૂલી જતા અને અને ભૂલભર્યું વર્તન કરી બેસતા હતા.

કમલા અને શેણપ્પન નામનાં કૂતરાં યાત્રાળુઓને બધાં તીર્થસ્થળો દેખાડી આવતાં હતાં, જેને માટે મહર્ષિજીની આજ્ઞાની જ જરૂર રહેતી.

જૅક પહેલો—જૅક નામનો કૂતરો નમ્ર અને બુદ્ધિમાન હતો. એક દિવસે મહર્ષિજી ભક્તો જોડે જંગલમાં થઇને ગિરિપ્રદક્ષિણા માટે જવા નીકળ્યા. જૅક ગુફાના દ્વાર પાસે સૂતો હતો, તેને તેમણે કહ્યું: "જૅક! અમે બધા ગિરિપ્રદક્ષિણા કરવા જઇએ છીએ. તું પહાડની તળેટીએ જતો રહે." આમ કહ્યા પછી શ્રીમહર્ષિ તથા ભક્તોનો સમુદાય એક માઇલ ચાલ્યા હશે તે વખતે જૅક શહેર ભણી જતો દેખાયો. જંગલમા બીજો એક માઇલ ચાલ્યા ત્યાં તો જૅક પાછો એમની પાસે દોડતો આવતો હતો. શ્રીમહર્ષિની આજ્ઞા પ્રમાણે તે શહેરમાં ગયો અને ત્યાં જઇને પાછો યે આવ્યો. શ્રીમહર્ષિએ કહ્યું: "જૅક! તું અમારી સાથે નહિ આવતો. જા,

આશ્રમમાં જ રહે.'' જૅક એમની જોડે જવા માગતો હતો તો યે તેમની આજ્ઞાનુસાર તે આશ્રમ ભણી ચાલ્યો ગયો.

જૅક સાત્વિક તપસ્વી હતો. એની દિનચર્યા આ પ્રમાણે હતી દરરોજ સવારે તેને અરણાચલેશ્વરના મંદિરની દેવદાસીને ઘેર ભગવાનના પ્રસાદનો થોડોક ભાગ નાસ્તા માટે મળી જતો. ત્યાર બાદ તે પૂજારીની જોડે ગુહનમશ્શિવાલય ચાલ્યો આવતો. પછી શ્રી મહર્ષિનાં દર્શન કર્યાં બાદ તે બીજા કૂતરાઓની જોડે માટીમા રમી મૌન ધારણ કરી વિરૂપાક્ષ ગુફા પાસે પડ્યો રહેતો તે યોગી હતો. કોઇ કૂતરીને એ ચાહતો ન હતો. સાડાનવ વાગે તે પાછો ગુહનમશ્શિવાલય પર ભગવત્પ્રસાદ લેવા માટે ચાલ્યો જતો અને બપોર પછી પોતાની જગ્યાએ પાછો આવતો. જો આશ્રમવાસી કંઇ ખાવાનું આપે તો તે ખાઇ લેતો. કોઇની જોડે તે ઝઘડો કરતો નહિ. સાંજે પેલી દેવદાસીને ઘેર જ વાળુ કરી લેતો અને રાત્રે વીરશૈવોના મઠમાં જઇને સૂઇ જતો. કોઇ યોગી પોતાના જીવનનો અંતિમ ભાગ અરુણાચલેશના ચરણોમાં વ્યતીત કરવા માગતો હોય તેના જેવું જૅકનું જીવન હતું.

એક દિવસે કોઇ ચિત્તાએ જૅકને પકડ્યો એટલે તેણે ચીસ પાડી. ગુહનમશ્શિવાલયના પૂજારીએ ખૂબ શોરબકોર મચાવ્યો, લોકો એકઠા થઇ ગયા એટલે ચિત્તો જૅકને છોડીને નાસી ગયો. ઇ સ ૧૯૦૫-૬મા તિરુવણ્ણામલૈમાં પ્લેગનો ભારે ઉપદ્રવ હતો ચાર પાંચ મહિના સુધી આખું શહેર ખાલી રહ્યું લોકો ઘરબાર છોડીને બહાર જતા રહ્યા હતા અને ધોળે દિવસે ચિત્તાઓ શહેરના રસ્તાઓમાં ફરવા લાગ્યા, તો પછી પહાડ પરનું તો પૂછવું જ શું ? એ વખતે શ્રીમહર્ષિ પચ્ચૈયમ્મન મંદિરમાં રહેતા હતા કોણ જાણે કેમ પણ એ વખતે જૅક એમની જોડે રહેતો ન હતો. તે પૂજારીની જોડે ગુહનમશ્શિવાલયમાં જ રહેતો હતો ત્યાર પછી તે નજરે પડ્યો જ નહિ એ બિચારો ક્યારે કોઇ ચિત્તાનો શિકાર બન્યો એની કોઇને ખબર નથી.

શ્રીભગવાન આ જનાવરોને પણ સાધુસંત જ માનતા હતા. મેવા, મીઠાઇ જે કંઇ ધરવામાં આવે તેમાંથી થોડોક ભાગ આ જનાવરોને પહેલાં આપવામાં આવતો, ત્યારપછી જ પહેલાં દરિદ્રનારાયણોને અને પછી આશ્રમવાસીઓને તે અપાતો.

**કમલા :** આ કૂતરી આશ્રમની બેટી હતી. જ્યારે તે નાની હતી ત્યારે સ્કંદાશ્રમ આવી હતી ભકતોએ તેને ભગાડી મૂકવાની કોશિશ કરી પણ કમલા બધું જ સહન કરી લેતી અને આશ્રમ કદી છોડતી નહિ. આથી આશ્રમવાસીઓ લાચાર થઇ ગયા. છ વર્ષ સુધી કમલા બચ્ચાં જણતી રહી. એનાં સંતાનો ખૂબ વધ્યાં તે બધાંને લીધે આશ્રમમાં ખૂબ ઘોંઘાટ થતો. તો યે શ્રીમહર્ષિએ પોતાની સમબુદ્ધિ કદી છોડી ન હતી કમલાને પહેલી સુવાવડ આવી તે વખતે તેને સ્નાનાદિ કરાવી, હળદર-કુંકુમથી શણગારવામાં આવી. પછી તેને એક સ્વચ્છ જગ્યાએ તેનાં કુરકુરિયાં જોડે સુવાડવામાં આવી દશમે દિવસે પુણ્યાહની ક્રિયા કરવામાં આવી અને બધાનાં મો મીઠા કરવામાં આવ્યાં.

આ જનાવરોનાં મરણ થતાં ત્યારે શ્રી ભગવાન તેઓની ઉત્તરક્રિયા વિધિપૂર્વક કરાવતા, તેમના શબ દફનાવવામાં આવતાં અને તેની ઉપર શિલા મૂકવામાં આવતી શ્રીમહર્ષિજી કૂતરાઓ અને પંડિત બન્ને તરફ સમદૃષ્ટિ રાખતા હતા.

## માનવ અનુચરો

**પળનિસ્વામી :** આ પુસ્તકમા પળનિસ્વામીની સરળ અને નિર્મળ ભકિતનું વર્ણન જ્યાંત્યા કરવામાં આવ્યું છે. એ પોતે શ્રીમહર્ષિની છાયા હોય તે પ્રમાણે હમેશા વર્તતા આ ભુદ્ર પરિચારક ઉપર શ્રીરમણદેવનો પણ અસીમ પ્રેમ હતો. તેને તેઓ પ્રાણથી પ્યારા ગણતા. તે સેવાચાકરીમાં સૌથી મોખરે રહેતા. સને ૧૯૧૮માં સાઠ વર્ષની ઉમ્મરે વિરૂપાક્ષિ ગુફામાં

આ વૃદ્ધ ભકત પોતાના ઇષ્ટદેવ શ્રીરમણ ભગવાનનાં ચરણોની સન્નિધિમાં જ સ્વર્ગે સીધાવ્યા હતા.

**અય્યાસ્વામી :** એ જ વર્ષના શ્રાવણ મહિનામાં અય્યાસ્વામી એને ગામ ગયા અને ત્યાં જ ગુજરી ગયા. એમનું મરણ જુવાનીમાં નીપજ્યું. એ કેરલ પ્રાન્તના રહેવાસી હતા. ભકતો કહે છે કે ઉદ્દંડી નાયનાર જેવો ભકત અને અય્યાસ્વામી જેવો વિરાગી કોઇ વિરલો જ હશે. અય્યાસ્વામી આશ્રમની સાફસફાઈનું કામ એકલે હાથે કરતા. બીજાના દિલમાં કોઈ કામનો સંકલ્પ ઊઠે તે પહેલા જ એ તે કામ કરી લેતા. દિવસે તે કદી આરામ કરતા નહિ. ભિક્ષા માંગવા એ ક્યારે જતા અને ક્યારે પાછા આવતા તેની કોઇને ખબર પડતી નહિ. શ્રીમહર્ષિની સેવામાં તે પહેલવહેલાં સને ૧૯૦૮માં આવ્યા હતા. તેમની દ્વારા આપણને અરુણાચલાષ્ટક આદિ સ્તોત્રો પ્રાપ્ત થયાં છે.

**બુઢ્ઢી શાકવાળી :** ઇ. સ. ૧૯૦૦માં શ્રી મહર્ષિ પહાડ ઉપર રહેવા ગયા ત્યારે ત્યાં એક ડોસી શાકભાજી એકઠાં કરતી. તેનું નામ શાકવાળી દાદી પાડવામાં આવ્યું હતું. તે ગુહનમશ્શિવાલયના એક ખૂણામાં રસોઇ બનાવી લેતી અને થોડાંક શાકભાજી શ્રી મહર્ષિજી માટે લઇ આવતી અને કહેતી, "થોડાંક શાકભાજી લાવી છું, ખાઓ." તે કહેતી 'થોડાંક,' પણ લાવતી મોટા પ્રમાણમાં. શ્રી મહર્ષિજીએ એ દાદીના આગ્રહને કદી ટાળ્યો ન હતો. કોઇ કોઇ વાર તો મહર્ષિજી જાતે એ દાદીને ત્યાં જતા અને શાક સમારી આપી રસોઇ કરવામાં તેને મદદ કરતા. એ ડોસીનો પણ મહર્ષિજી પર માતાના જેવો પ્રેમ હતો. કેટલા યે ભકતો કહે છે કે એ ડોસી જ આશ્રમની 'લક્ષ્મી' ગાયના રૂપમાં ફરી જન્મી હતી. શ્રી ભગવાનનો પણ એ જ અભિપ્રાય હતો એમ લાગે છે. એ ડોસીનો નિર્મળ પ્રેમ શું એના શરીરની જોડે માટીમાં મળી ગયો હશે? કદી નહિ. એ દાદીના આત્મામાં એક જ્યોતિ ચમકતી હતી. એ દાદીના દિલમાં જે

પ્રેમપ્રવાહ વહેતો હતો તેવો જ પ્રેમ 'લક્ષ્મી' ગાયમાં સાફ સાફ નજરે પડતો હતો.

આ ખંડનો 'અચલન્તાંડવ' નામનો પ્રથમ ભાગ હવે સમાપ્ત થાય છે. આ ભાગમા એવા ભકતોનું વર્ણન કરવામાં આવ્યું છે કે જેઓએ કોઇ ને કોઇ રીતે શ્રી મહર્ષિજીના ગ્રંથોની રચનામાં કંઇ ને કંઇ ભાગ ભજવ્યો હતો અને જેઓનું ચરિત્ર આપણે માટે અનુકરણીય છે. પળનિસ્વામી સરળ ભકત હતા. શ્રી ગણપતિ શાસ્ત્રી દિવ્ય દષ્ટિવાળા પંડિતપ્રવર હતા. લક્ષ્મીઅમ્માળ (એચમ્માળ) સાંસારિક યાતનાઓથી પીડિત થઇને આવ્યાં હતાં. રામસ્વામય્યરે બિમાર થઇને શ્રી મહર્ષિજીનું શરણ સ્વીકાર્યું હતું. નટનાનંદજી પૌર્વાત્ય સંસ્કૃતિના ઉદાહરણરૂપ હતા. શિવપ્રકાશમ પિળ્ળે પશ્ચિમના સંસ્કારોથી પ્રભાવાંકિત થયેલા હતા શેષય્યર સમન્વયને પસંદ કરનાર અને હમ્ફ્રીસ અંગ્રેજી આચારવિચારવાળા હતા માર્ગની દષ્ટિએ પણ આ બધાં વચ્ચે ભિન્નતા હતી એચમ્માળ અષ્ટાંગ યોગમાર્ગમાં સમાધિ સુધી પહોંચ્યાં હતાં, શેષય્યર નામજપના પ્રેમી તથા પ્રાણાયામના અભિલાષી હતા અને શ્રી ગણપતિજી મંત્રજપમા લવલીન હતા. રામસ્વામય્યરને કોઇ જાતની સાધના જ ન હતી હમ્ફ્રીસ સિદ્ધ સંપ્રદાયના અનુયાયી હતા આટલા બધા ભિન્ન ભિન્ન સ્વભાવોવાળા લોકોને એકમુખ બનાવી, તેઓને આધ્યાત્મિક વિચારોમાં નિષ્ણાત બનાવવા તથા તેઓને સિદ્ધિનો સ્વાદ ચખાડવો એ કંઇ ઓછો અનુગ્રહ કહેવાય ?

---

# બીજો ખંડ

## બીજો ભાગ : તપોવન

### પ્રકરણ પહેલું : આશ્રમની સ્થાપના

જે ધામમાં વિમલતા ગરિમા સુવાસ
મ્હેકી રહે સરલતા શુચિતા પરાગ
જ્યાં શાંત ચિત્તબની ભાવિક ધન્ય થાય
તે પુણ્યશ્લોક રમણાશ્રમ શો સુહાય !

— ગોકુળભાઇ દૌ. ભટ્ટ

**માતાજીની** સમાધિનું નિર્માણ થઇ ગયું અને તેના પર શ્રી માતૃભૂતેશ્વર લિંગની સ્થાપના પે થઇ. ત્યાર પછી તેની પૂજાદિની દેખરેખ માટે અને અપર ક્રિયાઓની પૂર્તિ માટે તે લિંગની પાસે થોડા વધુ દિવસ રહેવું પડ્યું. પહેલા પંદર દિવસ તો અભિષેક માટે ભારે મુશ્કેલીએ પાલિતિર્થમાંથી પાણી લઇ આવવામાં આવ્યું. શ્રી મહર્ષિજીએ ચારે તરફ આંખ દોડાવી અને એક જગ્યા કંઇક ભીની જોઇને, પોતાની આંગળીઓ વડે ત્યાંની માટી ખોદી જોઇ તો ત્યાં એક પહાડી ઝરણું નીકળી આવ્યું. તે જ જગ્યાએ ખોદી ખોદીને બીજા લોકોએ મોટો ખાડો કર્યો. પછી તે ખાડાના જળથી અભિષેક થવા લાગ્યો.

અરુણાચલની એક વિશેષતા છે કે જ્યાં મહાત્માઓ રહે છે ત્યાં જ પાણીનાં ઝરણાં હોય છે અને એ મહાત્માઓના નિર્વાણ પછી એ ઝરણાં

[તા ૨૪-૧-૪૮ના દિવસે લીધેલો ફોટો]



ધારી સુરમ્ય કર વામ કપોલદેશે
માપી રહ્યા ક્ષિતિજને નયનાબ્જયુગ્મ

સુકાઈ જાય છે. આ બાબતમાં એકમાત્ર અપવાદ 'મુલૈપાલ તીર્થ'નો છે. શ્રીરમણ ભગવાનને કારણે રમણાશ્રમમાં જે ઝરણું પ્રગટ્યું તેને ભકતો 'રમણતીર્થ' કહે છે. યોગી રામય્યાજીને ખર્ચે હવે રમણતીર્થ એક સુંદર કૂવો બની ગયો છે. કૂવામાંથી એક નળ લેવામાં આવ્યો છે. અને તેની દ્વારા ટાંકીઓમાં પાણી ભરવામાં આવે છે.

શ્રી માતૃભૂતેશ્વર લિંગના પૂજાદિ માટે પ્રતિદિન સ્કંદાશ્રમમાંથી કોઈ એકને આવવું પડતું હતું. શ્રી નિરંજનાનંદજી દરરોજ ત્યાં આવતા અને સમાધિની અર્ચના કરતા, પણ આમાં મુસ્કેલી વેઠવી પડતી હતી. ભકતોએ પણ નિવેદન કર્યું કે જો મહર્ષિજી ગિરિ પરથી ઊતરીને ક્યાંક નીચે રહેવાની કૃપા કરે તો વધારે લોકોને તેમના દર્શનનો લાભ મળે. પોતે પણ વિચાર કર્યો કે જો વાત એમ જ હોય તો નીચે જ કેમ ન રહેવું ? આથી તેમણે સમાધિની પાસે પાલિતીર્થને કાંઠે રહેવા માંડયું અને ત્યાં જ આશ્રમની સ્થાપના થઈ અને તેનો ક્રમે ક્રમે વિકાસ થવા લાગ્યો.

પહેલવહેલાં સમાધિની ઉપર એક નાનકડી ઝૂંપડી બાંધવામાં આવી. ત્યારે મહર્ષિજી તેમાં જ રહેતા હતા. ધીરે ધીરે ભકતોની ભકિતને કારણે એક નાની ઓરડી, સમાધિ (મંદિર), તેને મોખરે અતિથિશાળા, રસોડું, ભોજનશાળા, તેની સામે એક મોટું ઝુંપડું, ગૌશાળા, પાઠશાળા, શ્રી ભગવાનની સન્નિધિમાં ભકતોને બેસવા માટે એક દિવાનખાનું વિગેરે બંધાવા પામ્યાં. પહેલાં તો માત્ર પૂજાને માટે ઉપયોગમાં આવે એવાં ફૂલોના છોડવાળો નાનકડો બાગ બનાવવામાં આવ્યો પણ હવે તો ત્યાં એક મોટી ફૂલવાડી, કેળાંની વાડી, આમ્રવાડી, નારિયેળીઓ તથા શાકભાજીના ક્યારાઓ નજરે પડે છે. પાસેના અગસ્ત્ય તીર્થની આસપાસ પલાકુત્તુમાં કેટલાક સાધકો પોતાના માટે જુદી જુદી કુટિઓ બનાવીને રહે છે.

આશ્રમમાં ખાનપાનની સામગ્રીની તંગી જણાતી નથી. એકસામટા પચાસ પરોણાઓ આવે તો યે તેમના ભોજનની ગોઠવણ કરવામાં મુસ્કેલી

નડતી નથી. જો કોઇ આવે તેને અતિથિ માનવામાં આવે છે અને તેનું આતિથ્ય કરવામાં આવે છે ગરીબ ભિખારીઓને આશ્રમના દરવાજા પાસે પહેલાંથી જ દાળભાત આપવામાં આવે છે અને પછી આશ્રમમાં ભોજન શરૂ થાય છે. સવારે ઇડલી તથા ચાકોટીનો નાસ્તો, અગિયાર વાગે ભોજન, ત્રણ વાગે ચાકોટી અને રાત્રે ૭ા વાગે વાળુ, આ પ્રમાણે ખાવાની સગવડ છે. સગવડ પ્રમાણે ભોજનની ચીજોની સંખ્યામાં વધઘટ થયા કરે છે. વચલા વખતમાં શ્રીભગવાનના દર્શનાર્થે આવનારાઓ મીઠાઇ, મેવા, સાકર આદિ ધરતા, તેમાંથી થોડોક ભાગ શ્રી ભગવાન ગ્રહણ કરતા અને બાકીનો પ્રસાદ હાજર રહેલા ભક્તો વચ્ચે વહેંચી દેવામાં આવતો. જો કંઇ આવતું તે समानी प्रपा, सह वोऽन्नभागः એ આર્યસૂક્તિ અનુસાર વહેંચી દેવામાં આવતું. વહેંચવામાં ન આવે એવી વસ્તુનો શ્રીભગવાન સ્વીકારજ કરતા ન હતા.

પર્વતહેવારોને દિવસે કેટલાક ભક્તો ભોજન આપે છે. કેટલાક ભક્તો તરફથી દર બારસને દિવસે નિયમપૂર્વક ભિક્ષા આપવામાં આવે છે. આશ્રમમા દર વર્ષે ત્રણ વખત મોટા સમારોહ સાથે ઉત્સવ ઊજવવામાં આવે છે.

પહેલો ઉત્સવ ભગવાન શ્રી રમણ મહર્ષિની જયંતીના દિવસે થાય છે. આર્દ્રા નક્ષત્રના પુણ્ય દિને આ ઉત્સવ ઊજવાય છે. આને 'રમણ જયંતી' કહે છે. સૌથી પહેલા ઇ. સ. ૧૯૧૨માં શ્રી ગંભીરમ શેષય્યરે આ ઉત્સવનો આરંભ કર્યો હતો. તે વખતે શ્રી ભગવાને આ વાત પસંદ કરી ન હતી અને તે બાબતમાં તેમણે બે શ્લોકો રચ્યા હતા, જેનો ભાવ આ પ્રમાણે છે :–

"૧. તમે લોકો જન્મદિનનો ઉત્સવ ઊજવવા માગો છો. ખોજ કરી જુઓ કે 'તમે'નો જન્મ ક્યાથી થયો ? નિત્ય જીવન જન્મ અને મરણ બન્નેથી પર છે. જે દિવસે એ અમર રાજ્યમાં પ્રવેશ કરીએ તે જ ખરેખર જન્મદિવસ છે.

૨. વર્ષમાં એક વાર પોતાના જન્મદિવસે, આ વાતનું દુઃખ માનવું જોઇએ કે અમે આ દિવસથી આ સંસારની બેડીમાં જકડાયેલા છીએ. આમ કરવાને બદલે તમે બધા એ દિવસે ઉત્સવ ઊજવવા માગો છો! આ બધું શબને શણગારવા બરાબર છે. આત્માને ઓળખી તેમાં લીન થવું એ વિવેક છે."

પરંતુ ભકતોએ શ્રી ભગવાનની વાત ન માની તે ન જ માની. તેઓએ તેમને કહ્યું કે 'આ ઉત્સવ અમારા ભલા માટે છે માટે આપ ઉદાસીન રહો ' ભકતો કોઇપણ રીતે મહર્ષિજીને રાજી તો ન કરી શક્યા પણ લાચાર જરૂર કર્યા. તે દિવસથી દર વર્ષે આ ઉત્સવ ઊજવવામાં આવે છે.

રમણજયંતીને દિવસે ફૂલોથી શણગારેલા એક નાનકડા મંડપમાં શ્રી ભગવાનનો કોચ રાખવામાં આવતો અને ત્યાં જ તેઓશ્રી બેસતા. ભકતો પોતાના પરમ ગુરુનાં ચરણો પાસે બેસીને ભજનો ગાઇ આનંદથી દિવસ વીતાવતા તેઓ જાતજાતના ખાદ્ય પદાર્થો બનાવી આનંદ માણતા કે તે દિવસે મહાપુરુષનો, એ કરુણાસાગરનો, એ જ્ઞાનીનો અવતાર થયો હતો. રમણભકત જ્યાં જ્યાં રહે છે ત્યાંત્યાં આ ઉત્સવ જરૂર ઊજવાય છે. ભકતો તે દિવસે ભગવાન શ્રી રમણદેવના ચિત્રની પૂજા કરે છે, દરિદ્રનારાયણોને ભોજન આપવામાં આવે છે, મહર્ષિજીના પાવન ચરિત્ર તથા ઉપદેશો વિષે વ્યાખ્યાનો આપવામાં આવે છે તથા કોઇ કોઇ શહેરોમાં તેઓશ્રીના ચિત્રનું સરઘસ પણ કાઢવામાં આવે છે.

બીજો ઉત્સવ માતા અળગમ્માળની સમાધિના દિવસે ઊજવાય છે. તેને 'માતૃભૂતેશ્વર મહાપૂજા મહોત્સવ' કહે છે. ત્રીજો ઉત્સવ કૃતિકાના દિને ઊજવાય છે. આ ત્રણે દિવસે ભકતો દૂર દૂરથી આવી શ્રી ભગવાનની સન્નિધિનું મહાન સૌભાગ્ય પ્રાપ્ત કરતા. આ ત્રણે દિવસે માતૃભૂતેશ્વરની વિશેષ પૂજા કરવામાં આવે છે. ભકતો તથા અન્ય લોકોને મોટા પાયા પર

ભોજન આપવામાં આવે છે. લગભગ પાંચ છ હજાર માણસોને જમાડવામાં આવે છે. આ અવસરોએ શ્રી ભગવાન બધાની જોડે જ જમવા બેસતા અને બધાંને પીરસાઇ રહે ત્યારે જ પોતે જમવાનું શરૂ કરતા.

આ પ્રમાણે આશ્રમનો તથા સાથેસાથે આશ્રમનાં મકાનોનો વિકાસ થયો છે. આશ્રમની ગૌશાળામાં અત્યારે વીસેક ગાયો છે. એક પુસ્તકાલય છે, જેમાં અનેક પ્રકારના વેદાંતના તથા મનોવિજ્ઞાનના ગ્રંથો જુદી જુદી ભાષાઓમાં છે. આશ્રમ તરફથી જુદી જુદી ભાષાઓમાં પુસ્તકમાળા પ્રકટ કરવામાં આવે છે, જે દ્વારા શ્રી ભગવાને રચેલી તથા શ્રી ભગવાન વિષે ભક્તોએ લખેલી ચોપડીઓ બહાર પડે છે. આ બધી ચોપડીઓ આશ્રમમાં વેચાતી મળે છે

શ્રી નિરંજનાનંદ સ્વામી આશ્રમના બધા કામકાજની દેખરેખ રાખે છે. આશ્રમ માટે દાન સ્વીકારવાં, ઉચિત ખર્ચ કરવું, પુસ્તકમાળાના પ્રકાશનની દેખરેખ રાખવી વિગેરે કામો બીજા આશ્રમવાસીઓની મદદથી તેઓ સંભાળે છે. આ કામોમાં બહારના ભક્તો પણ તેમને મદદ કરે છે.

પહેલાંના અને આજના આશ્રમ વચ્ચે જોવામાં મોટો ફરક દેખાય છે, પણ કાર્યપદ્ધતિમાં કંઇ જ ફેર પડયો નથી આ બધાં કામો પ્રત્યે શ્રીમહર્ષિ પોતે તો ઉદાસીન જ રહેતા. ભક્તોના શંકાસમાધાન કરવા સિવાય બીજા કોઇ કામમા તેઓશ્રી રસ લેતા ન હતા. આશ્રમની મિલકત કોઇ એક વ્યક્તિની નથી. કોઇ ભક્ત પોતાની ઇચ્છાથી કંઇ ધન અર્પણ કરતો તો તેનો સ્વીકાર શ્રીમહર્ષિ પોતે કરતા નહિ, પણ તે રકમ શ્રી નિરંજનાનંદજીના હાથમાં સોંપાય છે. આજ સુધીમાં આશ્રમને કદી ધનની ઉણપ જણાઇ નથી.

શ્રી ભગવાનનું ચરિત્ર સદા એકધારૂં રહ્યું હતું. ગમે ત્યા રહેવા છતાં યે તેમનું ચરિત્ર સકળ જીવોના હિતની સાધનામા અનુકૂલ રહેતું. તેમનામાં કોઇ જાતનો પક્ષપાત ન હતો તેમને કોઇ કામના ન હતી. પશુઓમાં અને

મનુષ્યોમા તેમની સમબુદ્ધિ હતી કૂતરાઓ અને વાછરાઓ પ્રત્યેના એમના પ્રેમનુ વર્ણન આપણે અગાઉ જ વાચી ગયા છીએ ગિરિ પરથી ઊતરી આવીને રમણાશ્રમમા નિવાસ કર્યો તે વખતે શરૂઆતના થોડા વર્ષ અહી કૂતરાઓ પણ હતા હતા આજે આશ્રમમા ગાયો છે થોડા વખત પહેલા એક હરણ હતુ, એક સસલુ હતુ અને ચિત્તાના બે બચ્ચા હતા એ પશુપક્ષીઓ વિષે અહી થોડુ ક વર્ણન કરીએ તો અનુચિત નહિ ગણાય

**જૅક બીજો**–જૅક બીજા અને અન્ય કૂતરાઓ વચ્ચે કઇ ખાસ ફરક ન હતો પણ તેના મૃત્યુની બાબતમા એક અજબ વાત ધ્યાન ખેચે તેવી છે સને ૧૯૩૩ની સ ક્રાતિની વીસ દિવસ પહેલા તે માદો પડયો તે પહેના થો ડા ક વખતથી તેણે અન્નને અડકવાનુ યે છોડી દીધુ હતુ આથી તેને દૂધ જ આપવામા આવતુ હતુ ઘણુ ખરૂ માદા કૂતરાઓના શરીરમાથી જે દુર્ગંધ નીકળે છે તે જૅક બીજાના શરીરમાથી નીકળતી ન હતી બધાની ખાતરી થઇ ગઇ હતી કે હવે તે બચશે નહિ ભીષ્મ પિતામહની માફક તે ઉત્તરાયણ પુણ્યકાળની વાટ જોઇ રહ્યો હતો સ ક્રાતિની ગએ પરોઢિયુ થવા પહેલા, કોઇ પણ જાતનુ કષ્ટ ભોગવ્યા વગર તેના પ્રાણ હવામા ભળી ગયા મ હર્ષિએ પણ કહ્યુ હતુ કે મરતી વખતે જૅક બીજાનુ વર્તન પરમ યોગી ભીષ્મના જેવુ હતુ આશ્રમવાસીઓએ તેની સમાધિ આશ્રમની ઉત્તર બાજુએ બ ધાવી જૅક બીજાના મૃત્યુથી આશ્રમમા 'કમળા'ની સ તતિ નિ શેષ થઇ ગઇ

**વલ્લી** આ એક નાનકડી મૃગની હતી શહેરમા એક વૈજ્ઞાનિક દીવાસળીના કારખાનામા કામ કરતા હતા તેમણે 'વલ્લી આશ્રમને ભેટ ધરી હતી બધા આશ્રમવાસીઓ 'વલ્લીને' ખૂબ ચાહતા હતા આશ્રમમા ભમતી મારતી વલ્લી પ્રાચીન સમયના આશ્રમોનુ સ્મરણ કરાવી રહી હતી તેને લોકોની ભીડનો જરાયે ડર લાગતો ન હતો એ મોજીલી મૃગની છૂટથી આશ્રમમા તેમ જ બહાર ખેલતી કૂદતી હતી કવાક બહાર ચાલી જતી

તો લોકો તેને આશ્રમમાં પાછી લઈ આવતા ગોવાળિયાઓ ઢોરો ચરાવવા આવતા તે વખતે તે ઢોરોની વચ્ચે ભળી જતી તે બકરીઓને ધાવી જતી એક દિવસ મોટી મોટી ફાળ ભરતી વલ્લી બારે ઉમંગથી ઘણે દૂર એટલે કે આશ્રમથી ત્રણ માઈલ દૂર આડયૂર ગામ છે ત્યાં પહોંચી ગઈ ત્યાં કોઈ માણસે તેના પગમાં એવો જોરથી પથ્થર માર્યો કે તેનો પગ તૂટી ગયો પેલો માણસ તેને મારી નાખવા જ જતો હતો એવામાં કોઈ ઓળખીતાએ વલ્લીને જોઈ અને તેને આશ્રમમાં પહોંચાડી પશુવૈદ્યોએ ઘણી કાળજીથી તેની સારવાર કરી પણ એ સુંદર મૃગલી જીવવા પામી નહિ તેનું શબ આશ્રમની ઉત્તર બાજુએ દફનાવવામાં આવ્યું તેની સમાધિ જેક બીજાની સમાધિની બાજુમાં જ ચણવામાં આવી છે

**લક્ષ્મી :** આ ગાય આશ્રમની બેટી છે કેટલાક ભક્તોનો એવો અભિપ્રાય છે કે "શાકવાળી દાદી" આ ગાયરૂપે જન્મી હતી

આશ્રમમાં પહેલાં એક ગાય હતી ભારે મોશિરો ચિંતાઓથી તેને બચાવવામાં આવતી એ ગાયની વાછડી તે લક્ષ્મી બચપણમાં આશ્રમે શહેરના કોઈ ભક્તને ગાય તથા વાછડી બન્ને સંભાળવા આપ્યાં હતાં, કારણ કે તેનું રક્ષણ કરવાનું ઘણું મુશ્કેલ થઈ પડતું કોઈ એક ઉત્સવને દિવસે પેલા ભક્ત લક્ષ્મી અને તેની માને આશ્રમમાં લઈ આવ્યા તે દિવસથી જ લક્ષ્મી આશ્રમની બેટી બની ગઈ અને તેનો મોભો વધી ગયો જો આશ્રમના સેવકોની જરાક બેદરકારી થતી તો લક્ષ્મી શાકભાજીના ક્યારાઓ ચરી જ જતી તે જાણતી હતી કે મહર્ષિ જી તેના પર પુત્રીવત્ પ્રેમ રાખતા હતા શાકભાજીનો નાશ કરતી ત્યારે કોઈ લક્ષ્મીને ધમકાવતું તો પિતા પુત્રીનો પક્ષ લેતા અને કહેતા કે 'શાકભાજીની રક્ષા કાંટાની વાડ નાખીને કેમ કરતા નથી ? બધો વાંક તમારો છે તેને નકામું કેમ ભલુંબૂરું સંભળાવો છો ?' આવે વખતે લક્ષ્મી નિરપરાધીની જેમ ધ્યાનખાનામાં આવીને, મહર્ષિજીની

પાસે પોતાની રક્ષા માટે ખડી થઇ જતી. પછી સેવકો એને કંઇ કહેવાની હિંમત કરતા નહિ.

લક્ષ્મી ચકોર હતી. નાસ્તાનો સમય તથા ભોજનનો સમય તે બરાબર જાણતી. જ્યાંસુધી તેની ભૂખ તૃપ્ત ન થાય ત્યાંસુધી કોઇને પોતાની ભૂખ તૃપ્ત કરવાનોહક્ક ન હતો. ગરમી તથા ઠંડીની ઋતુમાં જ્યારે લક્ષ્મી બહારથી ચરીને આવતી ત્યારે તેને માટે ઠંડું અથવા સૂરજનાં કિરણોથી ગરમ થયેલું પાણી તૈયાર રાખવામાં આવતું.

લક્ષ્મીને ફળોનો જેટલો શોખ હતો એટલો ભાગ્યે જ કોઇ પશુને હશે. જ્યારે શ્રી ભગવાન પોતાને હાથે તેને ફળ ખવડાવતા ત્યારે તે આંખ મીંચી આનંદપૂર્વક પેટ ફાટફાટ થાય ત્યાં સુધી ફળો ખાતી. એ વખતનું દૃશ્ય ઘણું જ મનોહર દેખાતું. આ આદરસત્કારના બદલામાં લક્ષ્મી પોતાની ખરબચડી જીભે મહર્ષિજીના શરીરને ચાટતી અને ચાટી ચાટી ચામડી લાલ કરી નાખતી. છતાં યે શ્રી ભગવાન તિતિક્ષાપૂર્વક લક્ષ્મીનો પ્યાર સહી લેતા.

લક્ષ્મી બારે તોફાની હતી કોઇકોઇ વાર દિવાનખાનામાં હગીમૂતરી દેતી કોઇ વાર કોઇની સામે જોરથી દોડતી અને તેને ડરાવીદેતી પણ તેનું ગણું ખજાળવામાં આવતું તો તે કંઇ જ કરતી નહિ. •

પર્વના દિવસોએ તેને નવડાવવામા આવતી. તે ભોગોની શોખીન હતી. સેવકો તેના શરીરને ચોળી ચોળીને નવડાવતા. કપાળ હળદર અને કંકુથી સુશોભિત કરતા. ગળામાં અને શિંગડાં પર ફૂલોની માળા બાંધવામા આવતી પછી લક્ષ્મી પોતાનો દૈેશ બતાવવા માટે શ્રી ભગવાન પાસે દિવાનખાનામા પહોચી જતી.

દરરોજ સાંજે શહેરમાં જવા પહેલાં તે મહર્ષિજીની રજા લેતી તે વખતે પણ પાસે કેળાં પડયાં હોય તો ઝપાટો મારી છીનવી લઇ તે ખાઇ જવાની સ્વતંત્રતા દેખાડયા વગર રહેતી નહિ. કોઇ કોઇવાર જાણે પોતાના કોઇ

પૂર્વજન્મની યાદ આવતાં, તે મહર્ષિની પાસે આંસુ વહાવતી ઊભી રહેતી. શ્રીભગવાન એને પુચકારીને દિલાસો આપતા, ત્યાર પછી જ તે ધીરે ધીરે ત્યાંથી ખસતી

આજે તો લક્ષ્મી ગાય પણ નથી અને શ્રીરમણ ભગવાન પણ નથી! 'લક્ષ્મી' તા ૧૮મી જુન ૧૯૪૮ ને શુક્રવારે સવારે ૧૧॥ વાગ્યાના સુમારે આ જગત છોડી ગઇ તેના શબને યથાવિધિ અંત્યેષ્ટિ સંસ્કાર કરી, જમીનમાં પૂરવામાં આવ્યું અને તેના પર સમાધિ પણ ચણવામાં આવી આ સમાધિ આશ્રમમાં જ જૅક બીજા અને વલ્લીની સમાધિઓની બાજુમાં બાંધી છે. સમાધિની ક્રિયા વખતે શ્રી ભગવાન પોતે હાજર રહ્યા હતા એટલું જ નહિ પણ તેના દફનાની ક્રિયા વખતે પણ તેઓશ્રી હાજર હતા. આ પ્રમાણે 'લક્ષ્મી' પોતાના પ્રાણપ્રિય ભગવાનની હાજરીમાં જ પ્રાણ છોડી ધન્ય થઇ ગઇ.

---

## પ્રકરણ બીજું : ચોર

न साम्परायः प्रतिभाति बालं
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।
अयं लोको नास्ति पर इति
मानी पुनः पुनर्वशमापद्यते मे॥

ધનના મોહમાં ફસાયેલા અને લથડિયાં ખાતા મૂઢને મરણ પછીની ગતિનું ભાન હોતું નથી. માત્ર આ એક જ લોક છે અને એના પછી બીજો કોઇ લોક છે જ નહિ, એમ માનનારો મનુષ્ય ફરીફરી મારા (મૃત્યુના) પંજામાં સપડાય છે.

—કઠ : અ. ૧, વ. ૨—શ્લોક. ૬

શ્રી **શંકર ભગવાન** આઠે ઐશ્વર્યોના પ્રભુ છે, તો યે પોતે આદિભિક્ષુ બનીને હાથમાં ખપ્પર લઇને ફરે છે અને હાથીના ચામડાથી શરીર ઢાંકે છે. તે જ પ્રમાણે શ્રીરમણમહર્ષિ પણ ભક્તિ અને મુક્તિના પ્રદાતા હતા, તો યે પોતે માત્ર એક કૌપીન જ પહેરતા હતા કોઇની પાસે કંઇ માગવા જતા ન હતા. લક્ષ્મી આપોઆપ આવીને તેમના પગમાં આળોટતી પરંતુ તેઓશ્રી તેના તરફ જોતા યે નહિ. ભૂખની તૃપ્તિ માટે તેમને ખાદ્ય પદાર્થોની જરૂર રહેતી, તે સિવાય બીજી કોઇ વસ્તુની એમને ઇચ્છા ન હતી. છતાં યે ભકતો પોતાની તૃપ્તિ માટે આશ્રમને સંપત્તિ અર્પણ કરતા હતા.

શ્રી ભગવાન આ બધી વાતોનો ઉકેલ બહુ સહેલાઇથી કરતા. ગમે તેવી ઉત્તમ ભેટ ધરાઇ હોય તો પણ જો તે ખાદ્ય પદાર્થ હોય તો તે બધાંને વહેંચી દેવામા આવતો કૉફી, હલવો, મેવો કે ગમે તે હોય: બધી ચીજો માટે આ જ નિયમ હતો. જે વસ્તુ બધાને સહેલાઇથી ન મળે એને શ્રી મહર્ષિ અડકતા જ નહિ એવી ચીજ આવે ત્યારે કહેતા કે ' આના વિના મારૂં શું અટકી રહેવાનું છે?' સ્થાવર મિલકતની બાબતમાં તેઓશ્રીનું વર્તન બીજા પ્રકારનું હતું સેંકડો રૂપિયા ખર્ચીને 'આમ્રગુફા' તૈયાર કરવામા આવી, હજારો ખર્ચીને 'સ્કન્દાશ્રમ'ને સુંદર મકાન બનાવવામા આવ્યું અને કેટલુંક ધન પાલિતીર્થના ઓવારા બાંધવામા ખર્ચાયું લાખો ખર્ચીને રમણાશ્રમ તથા માતૃભૂતેશ્વરનું મંદિર બાંધવામા આવ્યા પરંતુ આમાના એકકે માટે શ્રીભગવાને જરા યે આસકિત બતાવી ન હતી પરંતુ આશ્રમનો વધતો જતો વૈભવ જોઇ થોડાક દુષ્ટોની દાનત બગડી આથી 'ભૂખ્યા છીએ' એમ કહી આશ્રમના આતિથ્ય પર તાગડધીના કરનારા અથવા વાડીનાં ફળફળાદિ ચોરી જનારા તથા છૂપાઇને આશ્રમનું ધન ચોરવાની કોશિશ કરનારા માણસો પણ નીકળ્યા.

કેટલાંક વર્ષ પહેલાંની વાત છે. એક મજબૂત નવજવાન આશ્રમમાં આવ્યો હતો. શ્રી મહર્ષિનાં દર્શન કરવા માટે કોઈને રજા લેવી પડતી ન હતી. કોઈ પણ સમયે તેઓશ્રીનાં દર્શન થઈ શકતાં, એટલે કોઈના અટકાવ્યા વગર તે દિવાનખાનામાં દાખલ થયો. શ્રીમહર્ષિને નમસ્કાર કરીને તે તેમની સામે બેસી ગયો અને તુરત પોતાનાં તીર વાગ્બાણ છોડવા લાગ્યો. શ્રીમહર્ષિને તેણે પૂછ્યું: "આપને ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ ગયો છે એમ હું માની લઉં?" કોઈ પણ સંપ્રદાય અનુસાર આ પ્રશ્ન ઘણો અનુચિત ગણાય. એટલે શ્રીમહર્ષિએ મૌન જ રાખ્યું અને તેના પ્રશ્નનો મૌનથી જ ઉત્તર આપ્યો. પણ પેલો યુવક ચૂપ રહ્યો નહિ. શ્રીમહર્ષિ એક વ્યાઘ્રચર્મ ઉપર બેઠા હતા એટલે પેલા યુવકે પૂછ્યું: "સ્વામીજી, વાઘને મારવામાં પાપ છે ને?" શ્રી ભગવાન સમજી ગયા કે એ માણસ વિતંડાવાદી હતો અને નકામો વાદ કરવા માગતો હતો. એટલે તેઓશ્રીએ મૌન જ રાખ્યું. તે વખતે હાજર રહેલાઓમાંથી કોઈએ પેલા યુવકને સમજાવવા માટે મોં ખોલ્યું કે તુરત યુવક બોલી ઊઠ્યો: "મેં તમને કંઈ જ પૂછ્યું નથી મેં સ્વામીજીને પ્રશ્ન કર્યો છે અને તેનો જવાબ એ જ આપે" સૌ ચૂપકીદી રાખી બેસી રહ્યા. દશ પંદર મિનીટ પછી યુવક ઊઠીને દિવાનખાનાની બહાર ગયો કોઈએ તેનો ધંધો પૂછ્યો એટલે વગર સંકોચે તેણે જવાબ આપ્યો કે ધનવાન મહાધિપતિઓને નીચોવવાનો તેનો ધંધો હતો. એક બે દિવસ આશ્રમમાં રહીને તેણે પોતાનો રસ્તો પકડ્યો.

કદાચ એ યુવકે એમ ધાર્યું હશે કે "જો શ્રીમહર્ષિ કહે કે મને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે તો આપણે કહીશું: મનવાણીને અગમ અગોચરનો સાક્ષાત્કાર શી રીતે થાય? જો શ્રી મહર્ષિ કહે કે ચામડા માટે વાઘને મારી શકાય છે તો પૂછીશું: વાઘ પણ તમારા જેવો જીવ જ છે, તેને કેવી રીતે મારી શકાય?" આવી રીતના સાણસામાં મહર્ષિજીને પકડવાના વિચારથી એ મિયાંભાઈ આવ્યો હશે પરંતુ કંઈજ જવાબ ન મળવાથી તેને હતાશ થવું પડ્યું અને તે જલદી રવાના થઈ ગયો.

મનુષ્યોમાં કેટલાક બડાઈખોરો હોય છે તો કોઈ ધૂની; કોઈ વળી ઉદાર તો કોઈ ચોર હોય છે. પહેલી વાર કોઈએ સમાધિમંદિરની દક્ષિણ તરફની દિવાલમાં ગાબડું પાડી અંદર ઘૂસી, જે હાથમાં આવ્યું તે ચૂપ-ચાપ લઈને ચાલતો થયો. બીજી વાર તો ચૂપચાપ નહિ પણ ખુલ્લં ખુલ્લા ધાડ પડી.

સને ૧૯૨૪ના જુન મહિનાની ૨૬મી તારીખની રાત હતી ગ્રીષ્મ ઋતુ હતી અને અંધારિયું હતું. સમાધિમંદિરની સામે જે ઝૂંપડું હતું તેમાં એક ઓટલા પર શ્રીમહર્ષિ આરામ કરી રહ્યા હતા બારીઓ પાસે ચાર પાંચ શિષ્યો વિશ્રાંતિ લઈ રહ્યા હતા. સાડા અગિયાર વાગ્યા પછી કંઈક અવાજ સંભળાયો એક બારી પાસે કુંજસ્વામી અને મસ્તાન સૂતા હતા. અવાજ થવાથી તેઓની ઊંઘ ઊડી ગઈ. બહારથી કોઈનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો: "અંદર છ-જ જણ છે.' મસ્તાને જોરથી બૂમ પાડી; "કોણ છે ત્યાં?" જવાબમાં ધબાક દઈને એક અવાજ થયો અને બારીના કાચના ટુકડેટુકડા થઈ ગયા. બધા જાગી ગયા. બે ભક્તો ડરી ગયા અને મહર્ષિજીની પાસે જ રહેવામાં પોતાની સલામતી હતી એમ માન્યું. ચોરોનો ઉદ્દેશ તેઓને બિવરાવવાનો હતો. તેથી બીજી બારીના કાચના યે ટુકડા કરી નાખ્યા મહર્ષિજી ન હાલ્યા કે ન કંઈ બોલ્યા.

કુંજસ્વામીએ ઉત્તર તરફનું બારણું ઉઘાડી દીધું અને રામકૃષ્ણ સ્વામી નામના ભક્તને મદદ માટે લઈ આવ્યા. બારણું ઊઘડતાં જ અંદરના કૂતરા 'જૅક' અને 'કરુપ્પન' બહાર કૂદી પડયા અને ભસવા લાગ્યા. આથી ચોરોએ તેઓને ખૂબ ફટકાવ્યા. કરુપ્પન તો માંદો હતો એટલે તે અંદર ઘૂસી ગયો અને જૅક કોણ જાણે કયાં યે નાસી ગયો.

શ્રીમહર્ષિ તથા કુંજસ્વામીએ ચોરોને કહી દીધું : "અહીં કોઈ એવી માલમત્તા નથી કે જે તમારે લેવાલાયક હોય. વગર અચકાયે અંદર આવી, દિલમાં આવે તે લઈ જાઓ." ચોરોને આ માર્ગ ગમ્યો નહિ. આથી તેઓ

એક બારી ઉખાડવા લાગ્યા. કુંજસ્વામી નૌજવાન હતા એટલે તેમનું લોહી ઊકળવા લાગ્યું. તેમણે વિચાર્યું કે જો ચોર બારી કાઢે તો તેઓની સાન ઠેકાણે લાવવી. તેમણે દક્ષિણ તરફના બારણેથી જવાની કોશિશ કરી પણ મહર્ષિજીએ તેમને જતા અટકાવીને કહ્યું, "ચોર પોતાનો ધર્મ બજાવે છે. આપણી ફરજ છે કે આપણે આપણો ધર્મ ન છોડીએ. તેઓ ભલે ફાવે તેમ કરે; આપણે તે સહન કરી લઇ ક્ષમા કરવી એ આપણું કર્તવ્ય છે. તેઓના કામમાં વિઘ્ન નાંખવું નહિ." કુંજસ્વામી ઠંડા પડયા. તેમની સહનશીલતાથી ચોરોનો મિજાજ ઓર વધી ગયો.

ચોરો પાસે ફટાકડા હતા. તેના અવાજને આશ્રમવાસીઓએ બંદૂકના અવાજ માની, અંદરથી તેઓ બોલી ઊઠયા : "કુંજસ્વામીની વાતો સાંભળશો નહિ. જે જોઇએ તે લઇ જાઓ." ચોરોએ કંઇ જ સાંભળ્યું નહિ અને બોલવા લાગ્યા: "એ માણસને સરખો કરી દઇશું." કુંજસ્વામીને હવે ચૂપ રહેવું અનુચિત લાગ્યું એટલે તે ઉત્તર તરફથી બહાર ગયા અને ખેતરોમાં થઇને શહેર ભણી મદદ માટે દોડયા.

રામકૃષ્ણસ્વામીએ ચોરોને કહ્યું : "ફોગટની ધમાલ શું કરો છો ? અંદર આવીને જે જોઇએ તે લઇ જાઓ ને જે જોઇએ તે કરો." ચોરો મૂર્ખ હતા એટલે બરાડી ઊઠયા: "દિવાનખાનાનું છાપરું સળગાવી મૂકીશું." એટલે મહર્ષિજી બોલ્યા, "એમ કરવું ગેરવાજબી છે. તમે કહો તો અમે બધા જ બહાર જતા રહીએ." ચોરોને આટલું જ જોઇતું હતું. આથી આ વાત તેઓને ગમી ગઇ. મહર્ષિજીને લાગ્યું કે ચોરો બિમાર કરુપ્પનને જાનથી મારી નાખશે, એટલે તેમણે એ કૂતરાને પહેલાં સુરક્ષિત જગ્યાએ મૂકી આવવાની રામકૃષ્ણસ્વામીને આજ્ઞા કરી. તેને ઉત્તર તરફની ઝૂંપડીમાં મૂકીને તે પાછા ફર્યા.

તેમના પાછા ફરવા પહેલાં જ મહર્ષિજી, મસ્તાન, તંગવેલૂ પિલ્લૈ અને મુનુસ્વામી અય્યર ઉત્તર ભણીના બારણેથી બહાર નીકળી આવ્યા હતા.

એટલામાં તો ચોરો ત્યાં પહોંચ્યા અને લાકડીથી એકાદ જણની ખૂબ ખબર લીધી. શ્રી મહર્ષિની ડાબી જાંઘ પર પણ સખ્ત ફટકો પડયો. તેઓશ્રીએ ફટકો મારનાર ચોરને કહ્યું: "જો હજી સંતોષ ન થયો હોય તો જમણા પગ પર પણ એક બે જમાવી દો." પેલો ચોર મારવા જતો જ હતો એવામાં રામકૃષ્ણસ્વામી વચ્ચે પડયા અને લાકડીના ફટકાઓ પોતાના શરીર પર ઝીલીને તે મહર્ષિજીને ઉત્તર તરફ લઇ ગયા. બધા આશ્રમવાસીઓ ઉત્તર તરફની ઝૂંપડીમાં પહોંચી ગયા, ત્યારે ચોરોએ ધમકી આપી કે જે કોઇ બહાર આવશે તેની ખબર લઇ નાખવામાં આવશે. મહર્ષિજીએ કહ્યું: "દિવાનખાનું તો તમારા કબજામાં છે એટલે જે ચાહે તે કરો ને."

એક ચોરે કહ્યું: 'અમારે ફાનસ જોઇએ છીએ.' મહર્ષિજીના કહેવાથી એક જણે ફાનસ સળગાવીને ચોરોને આપ્યું. વળી બીજા ચોરે આવી પેટીઓની ચાવીઓ માંગી. કુંજસ્વામી ચાવીઓ પોતાની જોડે લઇ ગયા હતા, એટલે ચોરોને એ પ્રમાણે કહેવામાં આવ્યું. આથી તેઓએ કબાટની કળ તોડી નાંખી. તેમાંથી તેઓને એક અસ્ત્રો, મૂર્તિઓ માટે બનાવવામાં આવેલી ચાંદીની થોડીક વસ્તુઓ તેમ જ વિભૂતિની મુદ્રાઓ, થોડીક કેરીઓ, થોડા ચોખા તથા શ્રી તંગવેલુના છ રૂપિયા મળ્યા. આથી તેઓને ભારે નિરાશા થઇ. એક ચોરે લાઠી ઉપાડી અને મહર્ષિજીની પાસે આવીને પૂછ્યું: "તેં તારું ધન કયાં છૂપાવી રાખ્યું છે તે બતાવ." મહર્ષિજી શાન્ત બેસી રહ્યા અને બોલ્યા. "અમે ગરીબ સાધુઓ છીએ કોઇ અમને ખવડાવે છે ત્યારે અમારી ભૂખ શાંત થાય છે. અમારી પાસે કદી ધન રહેતું નથી." ચોરોએ ઘણીયે વાર ધમકી આપીને પૂછયું પણ દર વખતે એનો એ જ જવાબ સાંભળી નિરાશ થયા અને કંટાળીને જતા રહ્યા.

મહર્ષિજીએ રામકૃષ્ણને કહ્યું: "અમૃતાંજન લગાડ; દરદ જતું રહેશે." રામકૃષ્ણના પ્રશ્નનો જવાબ આપતાં મહર્ષિજીએ કહ્યું: "મારી પણ ઠીક પૂજા થઇ છે." રામકૃષ્ણે જોયું કે તેઓશ્રીની ડાબી જાંઘ સૂજી

ગઈ હતી ' રામકૃષ્ણના ગુસ્સાનું ઠેકાણું રહ્યું નહિ. એક લોઢાનો સળિયો ઉપાડી ભગવાનને કહ્યું : ' જઈને જોઉં તો ખરો કે ચોરો દિવાનખાનામાં શું કરે છે?'' ભગવાન તેમનો ઇરાદો સમજી ગયા અને સમજાવવા લાગ્યા : ''આપણે કદાપિ સાધુનો ધર્મ છોડી શકીએ નહિ. તું ત્યાં જઈ મારપીટ કરે તો મારામારીમાં કોઇ મરી પણ જાય. તો લોકો આપણને શું કહે, ભાઇ? અને પછી લોકો જે બોલે તે વાજબી જ હશે. ચોર બિચારા અણસમજુ છે. પોતે શું કરી રહ્યા છે તેની યે તેઓને ખબર નથી. આપણને તો ધર્મ તેમ જ અધર્મનું જ્ઞાન હોવું જ જોઇએ કોઇ વાર દાંત જીભને કચરી દે તો પોતાના દાંત ખેંચી કાઢે એવો મૂર્ખ કોણ હશે?'' શ્રી ભગવાનની આ વાતો સાંભળી, વેરનો બદલો લેવાની રામકૃષ્ણની જે ઇચ્છા હતી તે શાંત થઇ ગઇ. ચોરો રાત્રે બે વાગે આશ્રમ છોડીને ચાલ્યા ગયા. ભગવાન તો જાણે કંઇ જ થયું ન હોય તેમ ઉત્તર તરફની ઝૂંપડીમાં આત્મનિષ્ઠામાં બેસી રહ્યા હતા. થોડા વખત પછી કુંજસ્વામી મણિયંગાર, રામકૃષ્ણય્યર અને બે પોલિસ કોન્સ્ટેબલ આવી પહોંચ્યા. પોલિસે પૂછ્યું : ''શું થયું તે કહો '' શ્રી ભગવાને ઉદાસીન ભાવે જવાબ આપ્યો : ''થોડા અણસમજુ માણસો આશ્રમમા ચોરી કરવા આવ્યા હતા અને બહુ થોડા સામાન મળવાથી ભારે નિરાશા સાથે ચાલ્યા ગયા.'' પોલિસ આ વાતની નોંધ કરીને જતા રહ્યા. તેઓની પાછળ આશ્રમમાં મુકત કરનાર બાળક મુનુસ્વામી દોડતો ગયો અને તેઓને ખબર આપી કે ચોરોએ મહર્ષિજીને માર્યા હતા મણિયંગારે પોલિસ થાણામાં આ ખબર નોંધાવી. સવાર પડતાં જ પોલિસની એક પલટણ સાથે હેડ કોન્સ્ટેબલ, સબ ઇન્સ્પેકટર, સર્કલ ઇન્સ્પેકટર અને ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડંટ આશ્રમમાં આવી પહોંચ્યા અને બધી તપાસ કરી. મહર્ષિજીએ પોતાને પડેલા મારની વાત કોઇને કહી નહિ. પાછળથી યે કદી એ ચોરોની બાબતમાં તેઓશ્રીએ એક પણ કડવો શબ્દ ઉચ્ચાર્યો ન હતો અને ચોરીની વાત પણ યાદ રાખી ન હતી.

૭ દિવસ પછી ખબર મળી કે ચોરો કલ્લકુરિચિ તાલુકાના હતા અને ત્રણ ચોર મુદ્દામાલ સાથે પકડાયા હતા. બીજા મહિનામાં તેઓના પર મુકદ્દમો ચાલ્યા પછી તેઓને સજા થઇ હતી.

ઇશુ ખ્રિસ્તનો ઉપદેશ છે કે "જો કોઇ તારા જમણા ગાલ પર તમાચો મારે તો તેના ભણી તારો બીજો ગાલ પણ ધર." આ ઉપદેશને પોતાના જીવનમાં ચરિતાર્થ કરીને મહર્ષિજીએ બતાવી આપ્યું કે એ કેવળ 'પોથીમાંનાં રીંગણા' નથી પણ વર્તનમાં મૂકી શકાય એવી વાત છે. સખ્ત ફટકાની પીડાને સહન કરનારા વિરલા જ હોય છે. આવી હાલતમાં યે મહર્ષિજીનું ધ્યાન સૌથી પહેલું બિમાર કૂતરી કરુપ્પન તરફ ગયું હતું. તેની રક્ષાની ફીકર તેમણે પહેલાં કરી. ભક્તોનું દરદ દૂર કરવા માટે દવા લગાડવાની સલાહ પણ સૌથી પહેલાં એમણે જ આપી હતી. આ બધી વાતો પરથી ચોખ્ખું દેખાય છે કે જો કે શ્રી ભગવાન છત્રીસ વર્ષથી સુખી અને આરામવાળું જીવન ગુજારતા હતા તો યે તેમનામાં પીડા સહન કરવાનું સામર્થ્ય, તિતિક્ષા, સમતા, વૈરાગ્ય આદિ જરાયે ઘટવાં તો દૂર રહ્યાં પણ દિવસે દિવસે તે વધારે મજબૂત બનતાં ગયાં હતાં.

શાસ્ત્રનો નિયમ છે કે સાધુઓએ દરિદ્ર રહેવું જોઇએ તથા બહાર તેમ જ અંદર ગરીબાઇનું વ્રત ધારણ કરવું જોઇએ. ધનવાનની રહેણીકરણી પણ અનર્થોનું મૂળ બની જાય છે. મહર્ષિજીની આ રહેણીકરણી તેમણે પોતે રચેલી ન હતી ભક્તોએ પોતાની તૃપ્તિ માટે બધી સામગ્રી ભેગી કરી હતી એટલે બીજાનાં કર્મોનું ફળ તેમને ભોગવવું પડ્યું. મહાત્માઓ સંસાર પર જે અનુગ્રહ કરે છે તેમાં, ભક્તોનાં કર્મોનું ને ભૂલોનું ફળ પોતે ભોગવી લેવું એ એક મુખ્ય અનુગ્રહ છે.

સાધુઓ ધનની લાલસાનો ત્યાગ કરે છે. આથી લોકો તેઓને મહાત્મા સમજીને તેઓનાં ચરણોમા ધનની વર્ષા કરે છે. જો સાધુઓના

મનમાં કોઈ જાતની લાલચ પેદા થાય તો સમજી લેવું કે તેઓ સદાને માટે યોગભ્રષ્ટ થઈ જાય છે અને તેઓની બધી સાધુતા અદૃશ્ય થઈ જાય છે.

આ પરથી આપણે એમ ન સમજવું કે વેપની કે રહેણીકરણીની કંઈ જ ઉપયોગિતા નથી. મહર્ષિજી કહેતા કે આશ્રમ પ્રતિબંધોના નિવારણ માટે છે. આનો અર્થ એમ નથી કે સંપત્તિ અને વિરાગ વચ્ચે શત્રુતા છે. જનકાદિનું ઉદાહરણ છે ત્યાં સુધી કોઈ આમ કહી શકે નહિ. અમારું કહેવું એટલું જ છે કે પૂર્ણ એકાન્તમાં રહેવાથી ગુજરાનની મુશ્કેલી અને સમાજમાં રહેવાથી સમાજને લગતી મુશ્કેલીઓ આવ્યા વગર રહેતી નથી. *જેઓ જ્ઞાનવિચાર કરવા ઇચ્છે તેઓ તો ધનની લાલસા એકદમ છોડી દે* અને સંપત્તિને લાત મારે. તેઓ જો એમ કહે કે અમે સંપત્તિની આસક્તિનો ત્યાગ કરીશું; સંપત્તિનો ત્યાગ કરવાની શી જરૂર છે, તો ભલે તેમ કરે. એ પણ ઉત્તમ છે પણ એ માર્ગ આડકતરો અને જોખમભરેલો છે.

---

## પ્રકરણ ત્રીજું : ગ્રંથાવલી

ભગવાન શ્રી રમણ મહર્ષિએ રમણાશ્રમને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું તે દિવસથી માંડીને આજ સુધીમાં તેમના ભક્તોની સંખ્યા હજારોની થઈ ગઈ છે. જેમ ભીડ વધતી ગઈ તેમ દરેકને જુદો જુદો ઉપદેશ કરવાની સગવડ રહી નહિ. આથી પુસ્તકો લખવાની શરૂઆત થઈ. મહર્ષિજીને આટલા સમયમાં ભાષાઓનો પણ સારો અભ્યાસ થઈ ગયો હતો. રમણાશ્રમમાં આવવા પહેલાં જ તેઓશ્રી તામિલ, તેલુગુ, મલયાલમ અને સંસ્કૃતમાં કવિતાઓ રચી શકતા હતા. પાછળથી

ભક્તોને સમજાવા લાગ્યું કે મહર્ષિજીના ઉપદેશને તેના તે જ શબ્દોમાં લખવા કરતાં, એ વિજ્ઞાનધારા પ્રસ્ફુટિત કરનાર શ્રી ભગવાન પોતે જ પોતાના ઉપદેશ પોતાની કવિતાઓમાં ગૂંથી લે એ જ વધારે સારું હતું. વળી મહર્ષિજીના જે ખાસ અભિપ્રાયો ગીતના રૂપમાં હતા તેને ગદ્યમાં સિદ્ધાંતવાક્યોના રૂપે પ્રતિપાદન કરવાની આવશ્યકતા જણાવા લાગી. કેટલાયે એવા ભકતો હતા કે જેઓ શ્રી ભગવાનના મુખ્ય સિદ્ધાન્તો, ઉપાસનાનો માર્ગ, શ્રીભગવાનનો નવો માર્ગ અને દર્શન સાહિત્ય : આ બધાંને લગતી પોતાની શંકાઓના નિવારણ માટે વધારે જાણવાની ઇચ્છા ધરાવતા હતા. વળી અમુક ભિન્ન વાદોનું ખંડન કરીને પોતાના સિદ્ધાંતોને પાકું રૂપ આપવાની જરૂર હતી.

**રમણગીતા :** ઉપાસના વિષે જીજ્ઞાસા ધરાવનારાઓ તથા મુક્તિના માર્ગની ખોજ કરનારાઓની શંકાનું સમાધાન આ પુસ્તક કરે છે. એક બે જગ્યા સિવાય તેમાં દાર્શનિક સિદ્ધાંતનું ખંડન નથી. સમયના પ્રવાહ સાથે આવા ખંડનની પણ જરૂર ઊભી થઇ. આથી આટલું તો સાફ માલૂમ પડે છે કે રમણાશ્રમનો પાયો નાખવામા આવ્યો ત્યાં સુધી જે ગીત રચવામાં આવ્યાં હતાં તે એક પ્રકારનાં સિદ્ધાન્તસૂત્રો હોઇ, સાધનામાર્ગ વિષે ઉપદેશ કરનારાં હતાં. તેમાં ભાવાવેગ માટે અધિક અવકાશ ન હતો.

તે સમયનાં તામિલ પુસ્તકો અને રચનાઓ નીચે પ્રમાણે છે:–

**અરુણાચલ માહાત્મ્ય :** અરુણાચળનું સ્થળપુરાણ બહુ મોટું છે એટલે તે બધા વાંચી શકતા નથી. આ પુરાણના જે ભાગમાં ક્ષેત્ર-માહાત્મ્યનું વર્ણન છે તે ભાગના થોડાક ચૂંટેલા શ્લોકોનું ભગવાન શ્રી રમણે તામિલમાં રૂપાંતર કર્યું, તેનું નામ 'અરુણાચલ માહાત્મ્ય' છે.

**સર્વજ્ઞાનોત્તરમ્ :** આ એક શૈવાગમ છે. આમાંનું એક પ્રકરણ આત્મસાક્ષાત્કાર વિષે છે. તેને ઉપયોગી જાણીને મહર્ષિજીએ તેનો તામિલ

અનુવાદ કર્યો. તે પુસ્તકરૂપે બહાર પણ પડ્યો છે. તેને 'દેવી કાલોત્તર' નામના ગ્રંથનો ઉત્તર ભાગ ગણી શકાય

**આત્મવિદ્યા :** કેટલાક લોકોનો એવો મત છે કે આત્મવિદ્યા અથવા વિચારમાર્ગ બહુ જ કઠિન છે. તેના જવાબમા આ કાવ્ય રચવામાં આવ્યું છે. આ ગીતનો ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે છે –

## આત્મ વિદ્યા

### (છંદ : હરિગીત)

અતિશય સુલભ હા ! આત્મવિદ્યા સહજ પ્રાપ્ત કરાય છે.
અલ્પાત્મને પણ આત્મવિદ્યા સત્ તથા પ્રત્યક્ષ છે;
હસ્તામલક દૃષ્ટાન્ત શુ ! મિથ્યા જ એ ઉપમાન છે.
આત્મા સદા અવિનાશી, સત્ ને અવ્યયી વિદ્યમાન છે,
આ તનુ ધરા કુલ્યાં ફરે જાણે સ્વયં સર્વેશ છે;
તમઃભાવ જે છે વ્યર્થ તેનો નાશ જ્યારે થાય છે,
માર્તંડરૂપે આત્મ ત્યારે હૃદયનભમાં ઝળહળે.
અંધારનો એ નાશ છે, તે દુઃખનો જ વિનાશ છે,
ને તે પરમ સંપૂર્ણ સુખનો તેજપુંજ ગણાય છે.
અતિશય ..(૧)

"હુંં માંસમય આ દેહ છું" એ ભાવનાને તાંતણે
વિધવિધ વિચારો ભાવ મનના સંકળાયે અનુક્રમે
"હું કોણ છું ને ક્યાંથી આવ્યો ?" પ્રશ્ન એ જ્યારે ઉદ્ભવે
ત્યારે બધા મિથ્યા વિચારો આત્મમજ્જનથી ટળે,
ને આત્મજ્ઞાન સ્વયં હૃદયમાં 'અહં'-રૂપે ઝળહળે.
આ મૌન છે, આ વ્યોમ છે, આનંદનું આ ધામ છે.
અતિશય.. (૨)

આ આત્મજ્ઞાન સિવાય બીજા જ્ઞાનની શી જરૂર છે?
આ આત્મજ્ઞાન થઈ જાયે કંઈ જાણવું શું શેષ છે?

બહુ પેર પ્રાણીમાં અભિન્ન રૂપે વસેલ પ્રકાશં તે
દર્શન થયે નિજરૂપનું પથરાય અંતરને વિષે.
કરુણાવિલાસ જ આ ખરો, સુખનો વિકાસે આ જ છે
ને આ અહંતાભાવનો સંપૂર્ણ નાશ ગણાય છે.
અતિશય . (૩)

વળી કર્મબંધન છેદવા ને જન્મ મૃત્યુ નિવારવા
સૌ માર્ગ માંહિં શ્રેષ્ઠ છે આ માર્ગ અતિશય સુલભ હા !
મન, વચન, કાયાથી નિપન્યાં કર્મ અંશ વિહીન જો
થાયે જ તો સાધક બને છે સ્થિર અને નિશ્ચલ અહો !
ત્યારે હૃદયમાં સાચસાચે આત્મજ્યોતિ પ્રકાશતો.
હા, આ જ છે નિત્યાનુભૂતિ, સકલ ભયનો નાશ આ
ને આ જ લેખાયે અહો ! આનંદનો સાગર મહા.
અતિશય . (૪)

નિર્મૂળ થાય વિચાર તવ નિજરૂપ જે દેખાય છે
એ જ્યોતિ છે ગગનાદિનો ને ચક્ષુનેત્રાદિનો યે
મનનયનના ચખરૂપમાં એ, મનગગનના આભમાં
નિજ આત્મ અરુણાચલરૂપે દર્શન દિયે છે સર્વદા :
અનુથઉ નિરંતર પામિયે, વળી ભક્તિ પૂરી કીજિયે,
આનંદનો છે એ જ દાતા : તત્વ એ ઉર લીજિયે.
અતિશય સુલભ હા ! આત્મવિદ્યા સહજ પ્રાપ્ત કરાય છે. (પ

ઉપદેશ સાર : દ્રવિડ દેશમા પુરાણા જમાનાથી ગામડિયાઓમાં એક મશહૂર નાચ જોવામા આવે છે. નટ લોકો એ નાચના પાદવિશ્રામને 'નુંદીપર' કહે છે આનો છંદોનિયમ, ગતિ આદિ તામિલ સાહિત્યમાં નિયત છે. આ જ છંદનુ અવલંબન કરીને શ્રી ભગવાને આ ગીત લખ્યું છે ઉપમા આદિ આપીને જે રચનાઓ લખવામા આવે છે તે સાધારણ જનતાને ખૂબ જ ગમે છે પરંતુ જેઓ દર્શનશાસ્ત્રનું મંથન કરવા ઇચ્છે, તેઓને સિદ્ધાન્તવાક્ય જ વધારે ગમે છે આથી મહર્ષિજીએ સિદ્ધાન્તવાક્યોને

એક માળાના રૂપમાં ગ્રંથિત કર્યાં છે. તેના આરંભમાં પૂર્વમીમાંસાનું ખંડન કરતાં જણાવ્યું છે કે શરીર અથવા કર્મ જડ છે અને કર્તા અથવા ઇશ્વર ફળ દેનાર છે. ક્રમશઃ કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાન માર્ગોના મંથનથી જે રત્નો મળે છે તેઓને સૂત્રબદ્ધ કરીને આ પુસ્તકની રચના કરવામાં આવી છે. આ એક પ્રકારની અદ્વૈતમાલા અથવા ઉપનિષદ છે.

**પુસ્તકનો સાર :** કામ્ય કર્મથી ફળ મળે છે. ફળ અનિત્ય છે. માટે નિષ્કામ કર્મ જ ઉત્તમ છે. ઉત્તમ કર્મ ઇશ્વરની પૂજા છે. આ પૂજામાં એવી ભાવના રહેવી જોઇએ કે સંસારની સેવા જ આઠ મૂર્તિમય મહાદેવજીની પૂજા છે.

**જપ:** પુસ્તકમાં જુદા જુદા જપ બતાવવામાં આવ્યા છે. ભેદનો આધાર શબ્દની માત્રા પર છે, જેમ કે સ્તોત્ર, વાચિક જપ, ઉપાંશુ તથા ચિત્તજ.

**ચિંતન :** ચિંતન વિરલ અને સરલ એવા બે પ્રકારનું છે. આમાં સરલ ચિંતન ઉત્તમ છે.

**ભક્તિ- યોગ આદિ :** ભેદભાવના કરતાં અભેદભાવના ચઢે છે. સાધકે ભક્તિદ્વારા પોતાની ભાવનાને તેના ઉત્પત્તિસ્થાનમાં પહોંચાડી દેવી જોઇએ

આ રીતે 'ઉપદેશ સાર'માં નિષ્કામ ભક્તિયુક્ત કર્મમાર્ગનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ જ પ્રમાણે યોગના પણ બે પ્રકાર બતાવવામાં આવ્યા છે. તેના કારણ અને લય અથવા વિનાશની દૃષ્ટિએ યોગની મીમાંસા કરવામાં આવી છે. પછી વિચારમાર્ગમાં વિચાર અને જ્ઞાનની મીમાંસા છે. ત્યાર પછી બ્રહ્મ અને આત્માના સ્વરૂપ અને મુક્તિનું વર્ણન છે.

આ પુસ્તક મૂળ તામિલમાં લખાયું હતું. ત્યાર પછી બીજી ભાષાઓ બોલનારા ભક્તોના લાભાર્થે શ્રી ભગવાને તેના અનુવાદો સંસ્કૃત, તેલુગુ, અને મલયાલમ ભાષાઓમાં કર્યા હતા. તેના અંગ્રેજી, મરાઠી તથા ગુજરાતીમાં પણ અનુવાદો થઇને બહાર પડયા છે.

**ઉળ્ળદુ-નાર્પદુ :** આ ઘણા ઊંડા અર્થવાળી રચના છે. તેમાં જ્ઞાનયોગની મીમાંસા કરવામાં આવી છે. આ પુસ્તકમાં બધા વિપક્ષોનો નિરાસ કરી, પોતાના પક્ષનું સમર્થન કરવામાં આવ્યું છે. તેનો સાર લખવાનું મુશ્કેલ છે. તેમાં ચાલીસ શ્લોકો છે, જે સદ્વસ્તુ વિષે હોઇ, પુસ્તકનું નામ 'ઉળ્ળદુ-નાર્પદુ' અથવા 'સદ્દર્શન-ચાલીસી' રાખવામાં આવ્યું છે. અનુબંધમાં બીજા ચાલીસ શ્લોકો છે, તેમાંના થોડાક મહર્ષિએ પોતે લખેલા છે. શ્રી ગણપતિ મુનિએ આ પુસ્તકનો સંસ્કૃત અનુવાદ 'સદ્દર્શન'ના નામથી કર્યો છે. આ ગ્રંથનો આશય સમજવામાં કઠિન હોવાથી, કપાલિ શાસ્ત્રીએ તેના પર સંસ્કૃતમાં સરળ ભાષ્ય લખ્યું છે. મૂળ અને ભાષ્ય બન્નેનું અંગ્રેજી ભાષાંતર કપાલિ શાસ્ત્રીએ જ કર્યું છે. ગુજરાતીમાં આ પુસ્તક 'સદ્દર્શન ચાલીસી'ને નામે બહાર પડ્યું છે.

જ્યારે શ્રી રમણદેવ અરુણાચલ પર રહેતા હતા ત્યારે તેઓશ્રીએ 'અરુણાચલ પંચરત્ન' તથા 'હૃદયકુહર'વાળો શ્લોક તેમ જ 'દેહ', નાહં', કોહં અને સોહં'ના ભાવ વિષે ચાર ચરણનો એક બીજો શ્લોક, સંસ્કૃતમાં રચ્યો હતો. 'અરુણાચલ પંચરત્ન'નો ગુજરાતી પદ્યાનુવાદ 'રમણગીતા'ના પરિશિષ્ટ બીજામાં આપેલો છે તથા ગદ્યાનુવાદ આ પુસ્તકના નવમા પ્રકરણ 'દ્રાવિડ કવિ'માં આપેલો છે.

બાકી રહેલા બે શ્લોકોના ગુજરાતી પદ્યાનુવાદ નીચે મુજબ છે.

**(માલિની છંદ)**

હૃદયકુહર મધ્યે તત્ત્વ જે બ્રહ્મમાત્ર
અહમહંરૂપે તે આત્મરૂપે પ્રકાશે
સ્થિર મન થકી શોધ્યે પ્રાણરોધ્યે નિમજ્જ્યે
હૃદય મહિં પ્રવેશો, થાવ ને આત્મનિષ્ઠ.

**(શાર્દૂલ)**

માટીપો જડ દેહ આ, વિલસતી જેમાં અહંબુદ્ધિ ના,
જ્યારે દેહનું ભાન હોય ન કશું નિદ્રા વિષે ત્યાંહરે

આત્મા જે સ્વયમેવ સિદ્ધ નિત રે' સદ્‌ભાવથી જાગ્રત.
"જો હું નાહિ શરીર તો કુણ છું હું આવ્યો ક્યહિં ક્યાંથી?" તે
આંતરદૃષ્ટિ સુતીક્ષ્ણથી નિરખતો આત્મા વિષે નિષ્ઠ છે
તેને અંતર રાજતા શિવ સ્વયમ્ સોહમ્ અરુણાચલ.

**એકાત્મપંચકમ્ :** આ ભગવાન શ્રીરમણમહર્ષિએ મૂળ તામિ-ળમાં રચેલું સૌથી છેલ્લું કાવ્ય છે. તેમાં એક અને અદ્વીતિય આત્મા વિષે પાંચ શ્લોકો છે. એ નાનકડા પાંચ શ્લોકોમાં એમણે આત્મજ્ઞાન ઠાંસી ઠાંસીને ભરી દીધું છે. એનું ગુજરાતી ભાષાંતર આ રહ્યું :

## એકાત્મપંચક

આત્માને ભૂલી જવો, દેહને આત્મા માનવો, પછી અસંખ્ય જન્મોના ચક્કરમાં ઘૂમવું અને અન્તે આત્માને શોધી કાઢી આત્મરૂપ થવું : આ બધું આખા જગતમાં ઘૂમી વળવાના સ્વપ્નમાંથી જાગવા બરાબર છે. (૧)

પોતે આત્મા તરીકે વિદ્યમાન હોવા છતાં "હું કોણ ?" "હું ક્યાં ?" એવા પ્રશ્નો જે માણસ પૂછે છે તે "પોતે કોણ અને ક્યાં છે ?" એવું પૂછનાર દારૂડિયા જેવો છે. (૨)

દેહ આત્મામાં જ છે એ સત્ય હોવા છતાં જે માણસ એમ ધારે છે કે આત્મા જડ દેહની અંદર છે તે, પડદાના જે કપડા પર ચિત્ર પડે છે તેને ચિત્રની અંદરનું કપડું ગણનારની ભૂલ કરનાર માણસ જેવો છે. (૩)

સોનાનું ઘરેણું સોનાથી ભિન્ન છે ખરું ? આત્માથી ભિન્ન એવો દેહ છે જ ક્યાં ? અજ્ઞાની પુરુષ જ દેહને આત્મા ગણવાની ભૂલ કરે છે. આત્માને જાણનાર જ્ઞાની પુરુષ આત્માને આત્મારૂપે જ પેખે છે. (૪)

એક આત્મા અથવા કેવલ સત્ સદાસર્વદા વિદ્યમાન છે. તેનાં દર્શન પ્રાચીન આદિગુરુએ (શ્રી દક્ષિણામૂર્તિએ) સુદ્ધાં મૌન દ્વારા જ કરાવ્યાં હતાં તો પછી બીજો કોણ તેને વાચા દ્વારા સમજાવી શકે ? (૫)

આ બધી શ્રી ભગવાને રચેલી કૃતિઓ છે. પહેલાં કહેવાઇ જ ગયું કે શ્રી ભગવાન વિષે તામિલમાં બે ભક્તોએ પુસ્તકો લખ્યાં છે. ત્યાર પછી તામિલમાં તેઓશ્રીના વિષે સેંકડો ગીત લખાયાં છે એ અષ્ટોત્તર નામાવલિઓ બહાર પડી છે. તેમાંની પહેલી શંકરાનંદ યતિએ અને બીજી શ્રી ભારદ્વાજ વિશ્વનાથ કવિએ રચેલી છે.

છાપાઓમાં શ્રીરમણભગવાનના જીવન અને સંદેશા વિષે પ્રસંગોપાત જે લેખો છપાય છે તેઓની તો ગણત્રી જ નથી. આ બધાંની દ્વારા શ્રીભગવાનનું નામ તથા સંદેશો ચારે તરફ દિગ્દિગંતરમાં ફેલાઇ ગયાં છે.

અહીં ખાસ કરીને એક પુસ્તક વિષે લખવું જરૂરી જણાય છે. બાર તેર વર્ષ પહેલાં રફેલ હર્સ્ટ નામના એક અંગ્રેજે સાધુઓનાં દર્શન કરવાની ઇચ્છાથી આખા હિંદુસ્થાનનો પ્રવાસ કર્યો હતો. તેમણે જે જે સાધુઓનાં દર્શન કર્યાં તે સર્વમા તેમને મહર્ષિજી ઉત્તમોત્તમ પ્રતીત થયા તેમણે ઇંગ્લેંડ પહોંચ્યા પછી 'પોલ બ્રંટન'ના ઉપનામ હેઠળ, 'Search in Secret India' નામનું એક મોટું પુસ્તક બહાર પાડ્યું, જેમા શ્રી મહર્ષિ વિષે ત્રણ પ્રકરણો લખાયેલાં છે. એ પુસ્તકની હજારો નકલો ખપી ગઇ અને દુનિયાભરમા શ્રીરમણભગવાનનો સંદેશો પહોંચી ગયો બ્રંટન વિષે બે જુદાં પ્રકરણો હવે પછી આપેલાં છે

શ્રીરમણભગવાનનું પ્રથમ પ્રામાણિત જીવનચરિત્ર મેલમના વકીલ શ્રી બી વી નરસિંહસ્વામીજીએ અંગ્રેજીમા લખ્યુ છે. આ પુસ્તક દ્વારા શ્રી ભગવાનનું નામ દૂર દૂર સુધી પહોચ્યું ગયુ છે તેનું નામ 'Self Realisation' છે. તામિલમા 'શ્રી રમણ વિજયમ્' નામનુ શ્રીમહર્ષિનું જીવનચરિત્ર શ્રી શુદ્ધાનંદ ભારતીએ લખ્યું છે.

શ્રીરમણદેવનાં લગભગ બધાં જ પુસ્તકોના અનુવાદો અંગ્રેજીમા થઇ ચૂકયાં છે. ગુજરાતીમા પણ ઘણાંખરા પુસ્તકોના અનુવાદો થયા છે. આ બધા પુસ્તકો આશ્રમના પુસ્તકાલયમાં વેચાય છે

---

## પ્રકરણ ચોથું : કેટલાક હિન્દી ભક્તો

શ્રી રમણાશ્રમની સ્થાપના પછી ભગવાન શ્રી રમણ મહર્ષિના ભક્તોની સંખ્યા ખૂબ વધી ગઈ. તેઓમાંથી કોઈ વિશેષ વ્યક્તિનું નામ લેવું અનુચિત ગણાય, તો યે એમ કરવાનું અહીં જરૂરી જણાય છે. તેઓમાં સૌથી પહેલા રામનાથ'યરજી હતા. તે તાંજોર જિલ્લાના વતની અને એક પ્રાથમિક શાળાના શિક્ષક હતા. મહર્ષિજી પર તેમની અસીમ શ્રદ્ધા હતી. પહેલાં તો તે રજાઓમાં દર્શન માટે આવ્યા કરતા હતા. શ્રી રમણ મહર્ષિ તથા શ્રી રામકૃષ્ણ પરમહંસના ગ્રંથો વાંચ્યા પછી તેમની વિરક્તિ ખૂબ વધી ગઈ. તેમની ઉમ્મર લગભગ ૪૦ વર્ષની હતી તેમને સ્ત્રી તથા બાળબચ્ચાં હતાં, જેઓના નિર્વાહનો આધાર તેમના પર જ હતો. છતાં વિરાગની માત્રા વધી જવાથી સામાજીક નિયમોની અને અધિકારીઓની આજ્ઞાની પરવાહ કર્યા વગર અને રજા લીધા વિના જ તે રમણાશ્રમ આદિ સ્થળોએ પહોંચી જતા હતા. શરૂઆતમાં તો અધિકારીઓએ તેમના પર કૃપા કરી તેમની નોકરી ચાલૂ રાખી હતી.

એક વખત નોકરી છોડીને એ રમણાશ્રમ પહોંચી ગયા. ત્યાં જઈ એ મહર્ષિજીની સામે ચૂપચાપ બેસી ગયા. એ તેમની જોડે વાત સુદ્ધાં કરતા નહિ અને વિમૂઢની જેમ એક ખુણામાં બેસી રહેતા. તેમને એમ સમજાયું હોવું જોઈએ કે બધાં આવરણો દૂર થયા પછી જ પૂરો વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. આથી તે એક દિવસ નાગાપૂગા દિવાનખાનામાં શ્રી મહર્ષિની સામે આવીને બેસી ગયા. બીજાઓને આ અનુચિત લાગવાથી, જબરજસ્તીથી તેમને લંગોટ પહેરાવવામાં આવી.

એક વખત અડધી રાત્રે ધ્યાન ધરવા માટે એ પાલિતીર્થમાં ઊતરવા લાગ્યા. બીજાઓને ભય લાગ્યો કે ક્યાંક ડૂબી જશે, એટલે ચારપાંચ જણ પાણીમાં ઊતર્યા અને તેમને પકડીને બહાર કાઢ્યા. વળી એક દિવસે રાત્રે નગ્ન થઇને, તે આશ્રમની પાસે પહાડની તળેટીમાં જઇને બેઠા. ત્યાં રાતને સમયે વાઘચિત્તાઓ ફરતા હતા. કોઇ ભક્તોએ એમને લંગોટ પહેરાવીને આશ્રમમાં પહોંચાડયા. આખરે એમની સલામતીની ખાતર એમને એક ઓરડીમાં પૂરવા પડયા. આવી સ્થિતિ જોઇને આશ્રમવાળાઓએ તેમને ઘેર પહોંચાડયા. પણ થોડા દિવસમાં જ એમણે રમણાશ્રમમાં પાછાં દર્શન દીધાં. આશ્રમથી થોડેક દૂર પહાડની તળેટીમાં આવેલા પાંડવ તીર્થમાં દિગંબર તથા મૌની બનીને એ તપ કરવા બેઠા. તેમની પત્ની તથા બાળકો તેમની પાસે આવીને ખૂબ રડયાં અને ઘેર આવવા કાલાવાલા કર્યા. મહર્ષિજીએ પણ ઘેર પાછા જવાનું કહ્યું, પણ રામનાથય્યરજી વૈરાગ્યના તીવ્ર વેગમાં હતા એટલે તેમણે કોઇની વાત માની નહિ. આજે પણ તે મૌની બની, જે મળે તે ખાઇ વૈરાગ્ય અને જ્ઞાનની પરાકાષ્ઠા પ્રાપ્ત કરવા માટે દુનિયામાં ઘૂમી રહ્યા છે.

**સુંદરમ્માળ :** આ મદ્રાસના એક મોટા અમલદારનાં ધર્મપત્ની છે. પહેલાં એ વાઇના દરદથી પીડાતાં હતાં. રમણાશ્રમમા આવ્યા કરવાથી આ દરદ મટી ગયું. એમને સંતાન ન હતું. આ દુઃખમાથી છૂટવા માટે એ વારંવાર રમણાશ્રમમાં આવતાં હતાં. આખરે એક દિવસ (સને ૧૯૨૮ મા) તેમણે મહર્ષિજીને પૂછયું : "હું સંન્યાસિની બની જાઉં તો કંઇ વાંધો ખરો ?" શ્રી ભગવાને કહ્યું: "કંઇ વાંધો નથી." તરત જ સુંદરમ્માળે ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં અને તે દિવસથી જટા ધારણ કરી, સંસારને છોડી સંન્યાસિની બની ગયાં. એક દિવસ આખી રાત એકલાં જ ધ્યાનમાં મગ્ન થઇ વિરૂપાક્ષિ ગુફામાં રહ્યાં અને પાછળથી સદ્‌ગુરુ સ્વામીજીની ગુફામાં પોતાનો ડેરો જમાવ્યો. દિવસે તે આશ્રમમાં રહેતાં અને રાત સદ્‌ગુર-

સ્વામીની ગુફામાં પસાર કરતા. બધો ઠાઠમાઠ છોડીને ફક્ત બે કેળાં અને એક પ્યાલું દૂધ પર નિર્વાહ કરવા લાગ્યાં. પછી તેમણે તીર્થાટન કર્યું. હજી યે તે સંન્યાસિની જ છે, વાળ કાઢી નાખ્યા છે અને ભિક્ષા માગવામાં વર્ણાવર્ણનો ભેદ પાળતા નથી

**રામયોગી:** આ ભક્ત નેલ્લુર જીલ્લાના બુચ્ચિરેડ્ડી પાલેમ તાલુકા પાસેના "અન્નારેડ્ડી પાલેમ" ગામના એક જમીનદાર છે. એકલા જ છે. ધનની જરાયે અછત નથી તો યે ૧૮ વર્ષની વયે જ ભોગ પ્રત્યે એમના મનમાં વિરક્તિ પેદા થઇ. કોઇ બ્રાહ્મણગુરુ પાસે જઇને, શ્રી રામતારક મંત્રના ઉપદેશ માટે પ્રાર્થના કરી ગુરુ પાસેથી રામયોગીએ મંત્રદીક્ષા લીધી એક દિવસમાં પાચ હજાર જપ કરવાની આજ્ઞા હતી રામયોગી ગમે તે કામમાં રોકાયેલા રહેતા છતા જપ છોડતા નહિ. એક દિવસ વૈરાગ્યની તીવ્રતા થતાં, ઘરબાર છોડીને કાશીયાત્રાએ નીકળી પડયા રસ્તામાં તેમને ગુરુજીનો ભેટો થયો. ગુરુજીએ પૂછ્યું : "શું માતાજીની આજ્ઞા મળી ગઇ ?" રામયોગીએ કહ્યું : "તેમને ખબર પણ આપી નથી" આથી ગુરુજીએ તેમને પાછા જવાની તથા ગામની વાડીમા એકાંતમા રહી જપધ્યાન કરવાની આજ્ઞા કરી. તેમને દિલાસો આપતા ગુરુજીએ કહ્યું કે વચ્ચે વચ્ચે પોતે આવીને એમને મળી જશે.

રામયોગી સાત્વિક ભોજન જ કરે છે ઇંદ્રિયોનો સંયમ કરી, ગુરુની કોઇ પણ જાતની મદદ વગર, તેમણે પ્રાણાયામનો અભ્યાસ કર્યો સાધનાના તીવ્ર વેગ તથા જપની નિષ્ઠાથી તેમને જલદી સમાધિની દશા પ્રાપ્ત થઇ. સમાધિ થતા પહેલા તેમને રામના સ્વરૂપના દર્શન થયા હતા જ્યારે એ રામરૂપનો સમાધિમાં લય થયો ત્યારે કેવલ આત્મચૈતન્ય જ શેષ રહ્યું અને દૃષ્ટા તથા દૃશ્યનો ભેદ નષ્ટપ્રાય થઇ ગયો, તે વખતે તેમના મનમા એક શંકા ઉત્પન્ન થઇ. તેમણે આસપાસના પંડિતોને પૂછ્યું પણ કોઇના ઉત્તરથી તેમને સંતોષ થયો નહિ. આથી એ અરુણાચલ જવા ઊપડયા

અને મહર્ષિજીની સમક્ષ શ્રી ગણપતિ મુનિને પોતાની શંકા વિષે પ્રશ્ન કર્યો. ગણપતિજીએ જવાબ આપ્યો : "દક્ અને દૃશ્ય ભિન્ન છે." મહર્ષિજીએ એ ઉક્તિને આ પ્રમાણે બદલી નાખી: "વ્યાવહારિક જગતમાં સાધારણ મનુષ્યને માટે દક અને દૃશ્ય જરૂર ભિન્ન સત્તાઓ છે, પણ સમાધિમાં બન્નેનું એક રૂપ, એક આકાર થઇ જાય છે." તે દિવસથી રામયોગીએ ભગવાન શ્રીરમણ મહર્ષિને પોતાના ગુરુ કર્યા. રામય્યા ઘણું ખરું પોતાના ગામમાં રહે છે અને કોઇ કોઇ વાર આશ્રમમાં આવે છે. વચ્ચે ઘણા વખત સુધી એ મૌન પાળતા હતા. મહર્ષિજી તેમના પર વિશેષ પ્રેમ રાખતા. તેમને માટે જ શ્રી ભગવાને પોતે 'ઉળ્ળદુ નાર્પદુ' અને 'ઉપદેશ સાર'ના અનુવાદો તેલુગુમાં કરી આપ્યા હતા. પાલિતીર્થની મરામતમાં, આશ્રમનું દિવાનખાનું બનાવવામાં તથા 'રમણતીર્થ' બાંધીને તેમાં નળ વિગેરે મૂકાવવામાં રામયોગીનું ઘણું ધન ખર્ચાયું છે.

**નરસિંહઐયર :** આમણે જ શ્રીભગવાનનું જીવનચરિત્ર તથા 'ઉપદેશ સાર'નું વિવરણ અંગ્રેજીમાં લખ્યું છે. એ મેલમના રહેવાસી છે. પહેલાં વકીલાતમાં ખૂબ વખણાતા હતા રાજદ્વારી ચળવળમાં પણ તેમણે સારો ભાગ લીધો છે. સૌથી પહેલાં મદ્રાસની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં કોઇની યે પરવાહ કર્યા વિના દેશી ભાષામાં ભાષણ આપવાનું માન એમને ફાળે જાય છે. કૌટુમ્બિક જીવનમા એમને ઘણો જબરો આઘાત થયો. તેમના બે પુત્ર એક જ દિવસમાં પાણીમાં ડૂબી ગયા, તે દિવસથી સાંસારિક વિષયો પરથી તેમની મમતા ઊઠી ગઇ અને આધ્યાત્મિક વિચારો તરફ મન ખેંચાયું. સને ૧૯૨૮થી લાગલગાટ ત્રણ વર્ષ સુધી એ આશ્રમમાં જ રહ્યા. ખૂબ મહેનત કરીને શ્રીભગવાનના ભકતો પાસેથી એક એક કરીને સામગ્રી એકઠી કરી અને શ્રીભગવાનનું જીવનચરિત્ર લખ્યું. પાશ્ચાત્ય મનોવિજ્ઞાનના એ સારા જ્ઞાતા છે અને સંસ્કૃતમાં વેદાંતનો અભ્યાસ કર્યો છે શ્રીભગવાન પર એમની ભારે ભકિત છે, છતાં યે એમણે જીવનચરિત્ર લખવામાં ભૂલે-

ચૂકે પણ અતિશયોકિત કરી નથી. એમણે આ ચરિત્ર એવી સરસ રીતે લખ્યું છે કે તે વાંચીને અશ્રદ્ધાળુ પણ મહર્ષિજીનો ભક્ત બની જાય. પશ્ચિમ અને પૂર્વની વિચારધારાઓનો સમન્વય કરવાનું એમને બહુ ગમે છે. એમનો એવો મત છે કે સુષુપ્તિમાં યે મનનો લય થતો નથી. તે બાબતમાં એમની એવી દલીલ છે કે મન ન રહે તો સુખની સ્મૃતિ તથા ઊંઘમાંથી ધારેલે વખતે જાગવાની શકિત રહેવી ન જોઇએ પણ તે તો રહે છે. એ કહે છે કે જાગૃત દશાની ભાવનાઓ અને વૃત્તિઓ શિથિલ થઇને મનનો અભાવ, જાગૃતસ્વપ્ન અને સુષુપ્તિના રૂપમાં પરિણત થાય છે. આ દલીલના જવાબમાં શ્રી ભગવાને એમ કહ્યું છે કે સુષુપ્તિમાં મન રહે છે ખરું પણ તે ઘણું કમજોર હોય છે, એ કારણથી એને નહિંજેવું ગણવામાં કંઇ દોષ નથી.

**શુદ્ધાનંદ ભારતી:** આમણે શ્રી ભગવાનનું જીવન ચરિત્ર તામિલમાં લખ્યું છે. જુવાનીમાં જ એ છાપાંઓના તંત્રીપણા માટે મશહૂર થઇ ગયા. એમનામાં દેશપ્રેમ ખૂબ છે. તામિલમાં 'ભારતશક્તિ' નામનું પુસ્તક એમણે જ લખ્યું છે. જાતીય સંસ્કૃતિ અને શિક્ષણ માટે એમને ભારે અભિમાન છે. આથી થોડાક વખત માટે એમણે શ્રી. વિ. વિ. એસ. અય્યર જોડે શર્મદેવીમાં ગુરૂકુળ ચલાવ્યું હતું. નિસર્ગોપચારનો એમને ભારે શોખ છે. એમણે દર્શનશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો છે. પોતાના ઉચ્ચ આશયો અમલમાં મૂકવા માટે એમને શકિત મેળવવાની જરૂરીઆત જણાઇ. આટલા માટે તેમણે પ્રાણાયામ આદિનો અમુક હદ સુધી અભ્યાસ કર્યો છે. નાદ, કલા અને લય આદિનો તેમને અનુભવ થયો છે.

મૈસૂર રાજ્યમાં શ્રમણ–બેલગોલા નામનું એક જૈન તીર્થ છે. ત્યાં ભારતીજી જૈન ધાર્મિક સાહિત્યનો અભ્યાસ કરી રહ્યા હતા તે દરમિયાન એક દિવસ તેમને શ્રી રમણનાં દર્શન કરવાની ભારે ઉત્કંઠા થઇ. તરત જ એ અરુણાચલ પહોંચી ગયા અને મહર્ષિજીનાં દર્શન કર્યાં. પહેલાં તો તેમને મહર્ષિનું રૂપ નજરે પડ્યું નહિ, પણ તેઓશ્રીની વિભૂતિની કાન્તિ જ

દેખાઇ. થોડીવાર પછી તે જ્યોતિસ્તંભના રૂપમાં દેખાઇ. પછી એ જ્યોતિસ્તંભે શિવલિંગનું રૂપ ધારણ કર્યું અને છેલ્લે મહર્ષિજીનું ભૌતિક રૂપ દેખાયું. ભારતીએ મહર્ષિજીને પ્રણામ કર્યા. પાસે કાવ્યકંઠ શ્રીગણપતિ મુનીન્દ્ર બેઠા હતા. તેમને પણ ભારતીએ પ્રણામ કર્યા. મહર્ષિજીએ ગણપતિજીને પૂછ્યું: "કોણ ભારતી છે, 'ભારતશકિત'ના લેખક ?" આવો પ્રશંસાત્મક પ્રશ્નથી ભારતીજી ખુશ થયા મહર્ષિજીએ તેમને ભોજન માટે રોકાવાનું કહ્યું. ભારતીએ નમ્ર ભાવે જવાબ આપ્યો. "હા જી, પણ હું તો આધ્યાત્મિક ભોજન કરવા આવ્યો છું." ભારતીએ કંઇ જ પ્રશ્ન પૂછ્યા નહિ. એ મહર્ષિજીનાં દર્શનના આનંદમાં જ મગ્ન રહ્યા. તે જ વખતે કંઇ પણ પ્રયત્ન વિના તેમણે મહર્ષિજી વિષે કેટલાક શ્લોકો રચી કાઢ્યા.

ભારતીજી આશ્રમમાં ૭ મહિના રહ્યા હતા. શ્રીભગવાનની સન્નિધિમાં એમનો અહંકાર લુપ્ત થઇ ગયો અને ભારતી પોતાને માટે 'આ' કહીને નિર્દેશ કરવા લાગ્યા. એમની દૃષ્ટિ પૂર્ણપણે અન્તર્મુખ બની ગઇ. એમને એમ લાગ્યું કે શકિતની ઉપાસના માટે શ્રી અરવિંદનો આશ્રમ અનુકૂળ થઇ પડશે તેથી ત્યાં ગયા. મહર્ષિજી પર એમની અસીમ ભકિત છે. આનાંથી પ્રેરાઇને તેમણે શ્રીભગવાનનું સુંદર જીવનચરિત્ર તામિલમાં 'રમણવિજયમ'ના નામથી લખ્યું છે

બીજા યે કેટલાક શ્રી ભગવાનની સેવાચાકરી કરનારા ભક્તો છે, જેઓમાં રામકૃષ્ણસ્વામી, રામસ્વામી પિલ્ળે આદિ છે. માધવસ્વામી પણ સાચા સેવક હતા, જે થોડા વખત પર જ સ્વર્ગવાસી થઇ ગયા ગૃહસ્થભક્તોમાં શ્રી સુંદરેશય્યર, રામનાથય્યર આદિ સજ્જનો આશ્રમના કામકાજમાં રસ લે છે અને સ્વામી નિરંજનાનંદજીને બનતી મદદ કરતા રહે છે.

આજકાલ ઘણા માણસોમાં એક અજબ પ્રવૃત્તિ નજરે પડે છે. પોતાના સંસ્કારો પરિપકવ થવા સુધી રાહ જોવાનું તેઓને પસંદ પડતું નથી. ઠીક ઠીક વૈરાગ્ય આવ્યા વિના જ સંસાર અથવા કુટુંબનો ત્યાગ કર-

વાની તેઓ ઉતાવળ કરે છે. જેઓ મહર્ષિના અનુગ્રહથી બહુ જ જલદી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખતા, તેઓને નિરાશા સિવાય કશું હાથ લાગતું નહિ. આવાઓને સમજાવીને મહર્ષિજી ઘણી યે વાર એવો ઉપદેશ કરતા કે 'તેઓએ ઘરબારનો ત્યાગ કરવો નહિ.' શ્રીભગવાન કહેતા કે 'ગમે ત્યાં જાઓ પણ મન કદી આપણો પીછો છોડતું નથી. મન જ બંધનનું કારણ છે. જંગલમાં રહેવા છતાં યે જ્યાં સુધી મન છે ત્યાં સુધી બંધનનું કારણ પણ રહે જ છે.' જો કોઇ મહર્ષિજીને પૂછતું કે "તો પછી આપે કેમ ત્યાગ કર્યો?" તો જવાબમાં મહર્ષિજી કહેતા: "શું એ મારા હાથની વાત હતી? કોને ખબર છે કે હું કેમ આવ્યો? બધાનો માર્ગ એક તો હોતો જ નથી." તેઓશ્રીનો એવો મત હતો કે 'સાધક સૌથી પહેલાં સમાજમાં શક્તિની સ્થાપના કરે એટલે કે પરાર્થને જ સ્વાર્થ સમજી સમાજની સેવા કરવાની શક્તિ પ્રાપ્ત કરે અને પછી જ એકાંતની આકાંક્ષા રાખે.' (રમણ ગીતામાં યોગનાથજીના પ્રશ્નનો મહર્ષિજીએ આપેલો જવાબ જુઓ.) તિરુવણ્ણામલૈના એક શિક્ષકે એવો નિર્ણય કર્યો હતો કે જ્યા સુધી પોતે મહર્ષિજી જેટલા વિરાગી ન બને ત્યાં સુધી એ મહર્ષિજીનાં દર્શન કરવા નહિ જાય. પણ એવું બન્યું કે વૈરાગ્ય તો દૂર રહ્યો પણ ખરાબ ભાવનાઓની વૃદ્ધિ થવા લાગી. તેમને જખ મારીને મહર્ષિજી પાસે દોડવું પડ્યું. તે જોઇને મહર્ષિજી મલક્યા. આ મલકાટનો ભાવ એવો હતો કે 'પાંખ આવવા પહેલાં જ ઊડવાની કોશિશ કરી નીચે શા માટે પટકાવું?' પેલા શિક્ષક પછી પોતાના અનુકૂળ અને ઉચિત માર્ગ પર આવી ગયા.

એક દિવસ કૌટુંબિક જીવનથી કંટાળીને આ શિક્ષકે આપઘાત કરવાનું નક્કી કર્યું અને તેમ ન બને તો સંન્યાસ લેવો એમ ઠરાવ્યું. મહર્ષિજીને પૂછ્યા વગર તે કંઇ કરવા ચાહતા ન હતા. જ્યારે એ આશ્રમમાં પહોંચ્યા ત્યારે શ્રી ભગવાન પત્રાળીઓ બનાવી રહ્યા હતા. શિક્ષક પોતાની કંઇ વાત કરવા મોં ખોલે તે પહેલાં જ મહર્ષિજી બોલ્યા: "જો, પત્રાળી બનાવવાનું

સહેલું નથી, હો. પાંદડાં વીણી લાવવાં પડે, સળીઓ ભેગી કરવી પડે અને ભારે કાળજીથી પત્રાળીઓ બનાવવી જોઈએ. ત્યારે ભોજન કરવા માટે એ તૈયાર થાય છે અને ઉપયોગી ગણાય છે. તેનો પૂરો ઉપયોગ કર્યા પછી જ તેને ફેંકી દેવામાં આવે છે.'' શિક્ષક આ વાતનો ભાવાર્થ બરાબર સમજી ગયા: કેટલા કષ્ટ પછી મનુષ્યયોનિમાં જન્મ મળ્યો છે માટે સાધનામાં શરીરનો પૂરેપૂરો લાભ ઊઠાવવા પહેલાં તેનો ત્યાગ કરવો ન જ જોઈએ.

---

## પ્રકરણ પાંચમું : પરદેશી ભક્તો

જ્ઞાનની જ્યોતિ પૂર્વમાં ઉદય પામે છે અને પશ્ચિમમાં ફેલાઇ જાય છે. આ વાત પુરાણા જમાનાથી ચાલી આવે છે. શ્રી રમણ ભગવાનની બાબતમાં યે આ વાત સાચી પડી છે. શ્રીભગવાન વિષે સાંભળીને એમના દર્શનાર્થે યુરોપ અને અમેરિકાથી અનેક ભકતો લગભગ પંદર વર્ષથી રમણાશ્રમમાં આવવા લાગ્યા છે. એ સર્વેમાં પોલ બ્રંટનનું નામ ખાસ ધ્યાન ખેંચે છે.

રાફેલ હરર્ટ (લેખક તરીકેનું ઉપનામ પોલ બ્રંટન) એક અંગ્રેજ છે. છાપાઓના સંવાદદાતા છે. એ ભારતવાસીઓ તથા પશ્ચિમવાસીઓ વચ્ચે સાંસ્કૃતિક મેળ સાધવા માટે પ્રયત્નો કરનારાઓમાંના એક છે. આધ્યાત્મિક વિષયોનો અભ્યાસ કરવા માટે બ્રંટન મહાશયે નાશિકવાળા શ્રી મહેરબાબા જોડે પત્રવહેવાર કર્યો હતો અને સને ૧૯૩૦–૩૧માં ભારતમાં પ્રવાસ કરવા માટે આવ્યા હતા. ખાસ કરીને સાધુઓ તથા તીર્થસ્થાનોનાં દર્શન કરીને એવા નિર્ણય પર આવ્યા હતા કે આધ્યાત્મિકતાની દૃષ્ટિએ મહર્ષિજી

તોલે આવે એવો બીજો કોઇ પુરુષ ન હતો. આથી તે મહર્ષિજીના ભક્ત બન્યા. તેમની મારફત Self-Realisation આદિ સુંદર પુસ્તકોનો પશ્ચિમમાં બહોળો ફેલાવો થયો. આશ્રમમાં પોતાને માટે એક ઝૂંપડી બંધાવીને એ તેમાં રહેતા હતા. તેમને શ્રી રમણ ભગવાનનું જે સંદર્શન થયું તે વિષેનું એક પ્રકરણ હવે પછી આપવામાં આવ્યું છે.

આ સિવાય પ્રોફેસર બી. એન. શર્મા નામના એક આંધ્રવાસી ભક્તે જર્મની, રશિયા, અમેરિકા આદિ દેશોમાં મહર્ષિજીના સંદેશનો પ્રચાર કર્યો છે.

રમણદેશથી ખાસ કરીને જર્મનીના અનેક વિદ્વાનો આકર્ષાયા છે. ઇંગ્લેંડ આદિ દેશોમાં મહર્ષિજીના જીવનચરિત્ર તથા ઉપદેશ વિષે અનેક લેખો પ્રગટ થયા છે અને થતા રહે છે.

હાલ શ્રીરમણાશ્રમમાં જે પરદેશી ભક્તો રહે છે તેઓમાં એક અંગ્રેજ ભક્ત ખાસ ધ્યાન ખેંચે છે. તેમનું નામ મેજર એ. ડબલ્યુ. ચૅડવિક છે. એ લગભગ ૧૫ વર્ષથી આશ્રમમાં રહે છે. તેમણે લશ્કરમાં મેજર તરીકે નોકરી બજાવી હતી અને સ્પેનની લડાઇમાં ભાગ લીધો હતો. મિ. પૉલ બ્રંટનનું 'Search in Secret India' નામનું પુસ્તક તેમના વાંચવામાં આવ્યું, તેથી તે મહર્ષિજી તરફ આકર્ષાયા અને શ્રીરમણાશ્રમ આવવાનો નિર્ણય કર્યો. શ્રી ભગવાનનાં દર્શન કર્યા પછી, તેમણે કાયમને માટે અહીં રહેવાનો નિર્ધાર કર્યો. એ ઘણું ખરું એકાન્ત જીવન ગુજારે છે અને કોઇ પણ જાતની જાહેરાતથી દૂર રહે છે. તેમણે શ્રી ભગવાનના કેટલાક ઉપદેશોનું અંગ્રેજી કાવ્યોમાં ભાષાંતર કર્યું છે. પોતે નિરામિષ આહાર લે છે અને આશ્રમની અંદર બાંધેલી પોતાની કુટિરમાં સાધુજીવન ગાળે છે. આથી તેમનું બીજું નામ 'સાધુ અરુણાચલ' પડ્યું છે.

શ્રી રમણ ભગવાન દિવ્ય જ્યોતિ હતા. એ દિવ્ય જ્યોતિને સીમા જ ન હતી. દિક્, કાલ આદિથી આ જ્યોતિ અનવચ્છિન્ન હતી. ઘણુંખરું

આવી દિવ્ય જ્યોતિનો પ્રકાશ ગુફાઓમાં હોય છે પણ રમણરૂપી જ્યોતિનો પ્રકાશ તો બહારના જગતમાં ખૂણેખૂણે ફેલાઇ ગયો છે. દિવસે દિવસે વધતી જતી તેમના દેશી તથા પરદેશી ભક્તોની સંખ્યા આ વાતનો મોટો પુરાવો છે.

---

## પ્રકરણ છઠ્ઠું : પોલ બ્રંટન [૧]

પોલ બ્રંટન 'લંડન ફોરમ' નામના સામયિક પત્ર પર સમાલોચના માટે મોકલવામાં આવતાં પુસ્તકોના સમાલોચક છે. તેમણે સને ૧૯૩૪માં 'ગુપ્ત ભારતની ખોજ' નામનું અંગ્રેજી પુસ્તક લખ્યું. ત્રીજે જ દિવસે આ પુસ્તકની બીજી આવૃત્તિ છાપવી પડી અને ત્યાર પછી તેની કેટલી યે આવૃત્તિઓ બહાર પડી છે. કેટલાં યે અખબારોમાં એ પુસ્તકની પ્રશંસાત્મક સમાલોચનાઓ કરવામાં આવી છે, જે પરથી તેની લોકપ્રિયતા સાબિત થાય છે.

બાળપણથી જ બ્રંટન આધ્યાત્મિક વિચારના પ્રેમી છે. તેમણે સાધના કરી દષ્ટિ તથા શ્રવણની સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. ગુપ્ત વિદ્યાઓ શીખવા માટે એ થિયોસોફિકલ સોસાયટીના સભાસદ બન્યા. એત્રણ વર્ષ તેમાં રહ્યા પણ સંતોષ થયો નહિ તેમને એમ લાગ્યું કે જે મહાત્માઓએ ઉકત સોસાયટીની સ્થાપના કરી હતી તેઓનો હાથ હમણા તેમાં ન હતો. આથી તેમણે એ સોસાયટી જોડેનો પોતાનો સંબંધ તોડી નાખ્યો સને ૧૯૩૦માં તેમણે પ્રાચ્ય દેશોનો પ્રવાસ કર્યો અને કેટલા યે સાધુસન્તો અને મહાત્મા-

એનાં દર્શન કર્યાં. આ ખોજની બાબતમાં તેમણે જે પુસ્તક લખ્યું તેનું જ નામ 'ગુપ્ત ભારતની ખોજ' છે. 'ગુપ્ત ભારત' એટલે ભારતનાં ગુપ્ત અથવા રહસ્યમય તંત્રો અથવા વિદ્યાઓ.

આ જ પુસ્તકમાં પોલ બ્રંટને મહર્ષિજીની ભારે પ્રશંસા કરી છે. તેમાં એમણે લખ્યું છે કે એમના જેવા બીજા કોઈ મહાત્મા હિંદુસ્તાનભરમાં ન હતા. તેમણે આ ગ્રંથમાં મહર્ષિને પોતાના ગુરુ કહ્યા છે. બ્રંટન કોઈ વાત એમને એમ માની લેતા નથી. આલોચનાત્મક બુદ્ધિથી કેટલા યે મહાત્માઓનાં દર્શન કર્યા પછી જ, ઉપર જણાવેલો તેમનો મત નિશ્ચિત થયો. સંશયાત્માઓને વિશ્વાસ બેસે એ હેતુથી અમે એમના ગ્રંથમાંથી કેટલાક ઉતારાઓ અહીં આપીએ છીએ.

ઉતારાઓ આપવા પહેલાં બ્રંટનની યાત્રાનું થોડુંક વર્ણન આપવું ઉચિત જણાય છે. મુંબઈમાં સ્ટીમરમાંથી ઊતરતાં જ મિસરના એક જાણીતા પુરુષ મહમૂદ બેનો એમને પરિચય થયો. પછી નાશિકમાં શ્રી મહેરબાબાનાં દર્શન કર્યાં. મહેરબાબા પોતાને જગતના ઉદ્ધાર માટે મોકલવામાં આવેલા એક રસૂલ ગણાવે છે. તેમણે પૂનાની 'બાબાજાન' નામની એક યોગિનીની કૃપાથી અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ કરી છે બ્રંટને આ યોગિનીનાં પણ દર્શન કર્યાં. મદ્રાસ પાસે સૈદાપેટમાં રહેતા હઠયોગી બ્રહ્મસુખાનંદ રાજગોપાળ સ્વામી નામના એક તપસ્વીનો તથા બીજા એક મૌની સાધુનો સમાગમ કર્યો. પછી ચેંગલપટમાં કુંભકોણમ્ મઠના અધિપતિ શ્રી કાચી કામકોટિ પીઠના સ્વામી શ્રીશંકરાચાર્યજીનાં દર્શન કર્યાં. સ્વામીજી ઘણુંખરું પશ્ચિમવાસીઓને દર્શન દેતા નથી છતાં યે બ્રંટનની બાબતમાં તેમણે પોતાનો નિયમ થોડોક ઢીલો કરીને તેમને ખાસ દર્શન દીધાં હતાં.

બ્રંટન પર તેઓશ્રીએ વિશેષ કૃપા કરીને શ્રીરમણ ભગવાનનાં દર્શન કરવાની સલાહ આપી. તે વખતે બ્રંટનની સાથે કવિ વેંકટરમણિજી હતા, તેમને સ્વામીજીએ કહ્યું કે 'બ્રંટન પહેલાં તો મહર્ષિજીને છોડીને કેટલાક

કારણસર આખા ભારતનો પ્રવાસ કરશે પણ આખરે મહર્ષિજીની પાસેજ પાછા ફરશે અને મહર્ષિજીને પોતાના ગુરુ બનાવશે.'

બરાબર એ જ આગાહી પ્રમાણે બ્રંટન મહર્ષિજીની સન્નિધિમાં બેઠા. મહર્ષિજી પોતાના સ્વભાવ મુજબ ચૂપચાપ, શાંત સ્થિર દૃષ્ટિ રાખી બેસી રહ્યા હતા. ભક્તો ચારે તરફથી ઘેરીને બેઠા હતા. બ્રંટનના મનમાં શંકા પેદા થઇ કે આ શાન્તિ અને ગંભીરતા ભક્તોને આંજી નાખવા માટે માત્ર દેખાવ ખાતર ધારણ કરી તો ન હોય? પણ તરત જ તેમની આ શંકા દૂર થઇ ગઇ. તેમને જણાયું કે પોતાની અંદર ધીરેધીરે અમુક પ્રકારનું પરિવર્તન થઇ રહ્યું હતું. શાન્તિનો પ્રબળ પ્રવાહ તેમને ચારે તરફથી ઘેરી વળ્યો. હૃદયના ઊંડાણ સુધી શાંતિનો પ્રસાર થઇ ગયો. સંશયોને લીધે તેમના મનમાં જે અશાંતિ જાગી હતી તે દૂર થઇ તથા શાંતિ અને સુખનું આસ્વાદન મળવા લાગ્યું. આ બધાથી એમના મન પર આ વાત અંકિત થઇ ગઇ કે મન જ કરોળિયાની જેમ પોતાને માટે શંકાઓનું જાળું બનાવે છે અને એ પ્રશ્નોના જાળામાં ફસાઇને બહાર નીકળવાનો માર્ગ ન જડતાં દુઃખ વહોરી લે છે. બ્રંટનને લાચાર થઇને કબૂલ કરવું પડ્યું કે પોતાનામાં જે શાંતિ અને વિજ્ઞાન એકાએક ભાસવા લાગ્યાં હતાં તેનું કારણ મહર્ષિજીની સન્નિધિજ હતું. તેમને જણાયું કે ફૂલની પાંખડીઓની મધુર સુગંધિની જેમ આ મહાં-પુરુષમાંથી ચારે તરફ આધ્યાત્મિક શાંતિ ફેલાઇ રહી હતી

પરંતુ આ શાંતિ લાંબો વખત ટકી નહિ. તેનો થોડોક સ્વાદ મળ્યા બાદ તે લુપ્ત થઇ ગઇ ફરી પાછાં મન અને તેની જટિલ સમસ્યાઓ ઊભરાઇ આવ્યાં. થોડી વાર પછી બ્રંટને મહર્ષિજીને આ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા :

બ્રંટન—મનુષ્યને ભૌતિક જીવન ઉપરાંત બીજા કોઇ પ્રકારનું જીવન હોય છે કે નહિ? જો હોય તો તેનો સાક્ષાત્કાર હું ક્યાં સાધનોથી કરી શકું?

મહર્ષિ—(થોડી વાર થોભીને) તમે જે કહો છો કે 'હું' જાણવા ઇચ્છું છું, તો એ 'હું' કોણ છે તે કહો, જોઇએ!

બ્રં.—આપના કહેવાનો અર્થ હું સમજ્યો નહિ.

મ.—શું પ્રશ્ન સ્પષ્ટ નથી? ફરીથી વિચારી જુઓ.

બ્રંટને પોતાની આંગળીથી પોતાને અર્થાત્ પોતાના શરીરને બતાવી પોતાનું નામ કહ્યું. બ્રંટનની મતલબ એવી હતી કે નામરૂપવાળું ભૌતિક શરીર જ "હું" છું.

મ.—તો એને તમે જાણો છો?

બ્રં.—બેશક; જન્મથી જ.

મ.—પણ તમે તો તમારું શરીર બતાવ્યું. મારો પ્રશ્ન એ નથી મારો પ્રશ્ન હજી ઊભો જ છે. "તમે" કોણ છો? એની એ જ વાત કહેવાની છે. પોતાની અંદર ખોજ કરી જુઓ. ભીતરમાં શોધ કરો. સારી પેઠે 'પોતાની' ખોજ તમે કરી જોશો તો તમારા બધા જ પ્રશ્નોના ઉત્તર તમને મળી જશે.

બ્રં.—તેને માટે શું કરવું? કયા માર્ગનું અવલંબન કરવું?

મ.—આત્મા વિષે અખંડ વિચાર કર્યા કરો એટલે માર્ગ આપોઆપ દેખાઇ આવશે.

બ્રં.—સત્ય શું છે એ જાણવા માટે હું વારંવાર ધ્યાન ધરું છું પણ કંઇ ફળ નજરે પડતું નથી.

મ.—તમે કેમ જાણ્યું કે ફળ મળતું નથી? આધ્યાત્મિક સાધનામાં ઉન્નતિ જલદી નજરે દેખાતી નથી.

બ્રં.—તેમાં શું ગુરુકૃપાની જરૂર છે?

મ.—જરૂર પડે પણ ખરી.

બ્રં.—આપે કહ્યું તેમ આત્માનું અન્વેષણ કરવામાં ગુરુ સહાયતા કરી શકે ખરા?

મ.–અન્વેષણને માટે જે સામગ્રી જોઇએ તે બધી ગુરુ એકઠી કરી આપે છે પણ સાચી વાત એ છે કે પોતાની અનુભૂતિ તો શિષ્યને જાતે જ કરી લેવી પડે છે.

બ્રં.–જો ગુરની કૃપા મળેલી હોય તો જ્ઞાનપ્રાપ્તિ કરી લેવા માટે કેટલો સમય લાગે ?

મ.–સાધકના મનની પરિપક્વતા પર એનો આધાર છે. દારૂને સળગી ઊઠવા માટે એક ક્ષણની જ જરૂર પડે છે પરંતુ કોલસાને સળગતાં ઘણી વાર લાગે છે.

મહર્ષિજીનું વાક્ય બ્રંટનને સમજાયું નહિ. ફરી પાછું તેમનું મન સંસારના વિષયો તરફ ખેંચાયું. તેમણે પૂછ્યું કે (આ પ્રશ્નથી આધ્યાત્મિક જીવનને કશો જ લાભ થતો નથી) આપણે અત્યારે કટોકટીના મામલામાંથી પસાર થઇએ છીએ તો જગતનું શું થશે એ વિષે આપનો શો અભિપ્રાય છે ?

મ.–તમે વર્તમાનને જ બરાબર જાણતા નથી તો હવે પછી થનાર ભવિષ્યની ચિંતા કરવાથી શો ફાયદો ? વર્તમાનને ઓળખો એટલું જ બસ છે. તેથી ભવિષ્યનુ પણ જ્ઞાન થઇ જશે.

બ્રંટનને સંતોષ થયો નહિ. ફરીથી એ જ પ્રશ્ન પૂછ્યો : "સંસારમાં મિત્રતા અને પરસ્પર સહાયનો નવયુગ સ્થપાશે કે જગતમાં લડાઇ અને અંધેરનું રાજ ચાલશે ?"

મ.–જગતના એક માલિક તો છે જ. તે જ જગતની સંભાળ રાખે છે. જેણે જન્મ આપ્યો એ પાલન કરવાનું યે જાણે છે. પાલનપોષણનો બધો ભાર એમને માથે છે, નહિ કે તમારે માથે !

બ્રં.–અભિમાન છોડીને ચારે તરફ નજર નાખવા છતાં યે જગતના એ માલિકનો પ્રેમ કે કૃપા કયા યે નજરે પડતા નથી.

મ.–જેવા તમે, તેવું જગત. પોતાની જાતને ઓળખ્યા વિના જગતને ઓળખવાનો પ્રયત્ન કરવો એ નિરર્થક છે. સત્યની શોધ કરનારાઓ માટે

આ પ્રશ્નોનો વિચાર કેકટ છે. જો તમે પોતાને ઓળખી લેશો તો જેનું તમે એક અંગ છો એવા જગતને ઓળખવું એ તમને વધારે સહેલું જણાશે.

ત્યાર પછી મહર્ષિજીની સન્નિધિમાં જ બ્રંટનને એક પ્રકારની તંદ્રાવસ્થાનો અનુભવ થયો. એ ઊંઘ અને જાગૃતિની વચ્ચેની દશા હતી. ભગવાનની સન્નિધિની શાંતિમાં એ પોતે લુપ્ત થઇ ગયા. થોડી વાર પછી એ અલ્પ ભાન પણ લુપ્ત થઇ ગયું અને તેમણે એવું સ્વપ્ન જોયું કે પોતે એક નાનું બાળક બની ગયા હતા. શ્રી મહર્ષિ તેમને અરુણગિરિની ટોચ પર લઇ જઇ રહ્યા હતા. પાછું વાળીને મહર્ષિજીએ તેમની તરફ નિહાળ્યું. પોતે પણ કોઇ વસ્તુ મેળવવાની ઇચ્છાથી મહર્ષિજીના મુખ તરફ જોઇ રહ્યા હતા.

આનું પરિણામ એ આવ્યું કે પોતાના હૃદયમાં જે પૂર્વવાસનાઓ ઊથલપાથલ મચાવી રહી હતી તે બધીનો નાશ થઇ ગયો હોય એમ બ્રંટનને જણાયું. કોઇ પણ કારણ વગર જ તેમના હૃદયમાં એક મહાન વિચિત્ર પરિવર્તન થતું દેખાવા લાગ્યું.

હજી સ્વપ્ન ચાલુ જ હતું એકદમ શ્રી મહર્ષિજીએ બ્રંટનને કહ્યું, "પહાડની નીચે જુઓ." બ્રંટને જોયું તો તળેટીમાં પશ્ચિમની દુનિયા પથરાયેલી હતી. સર્વત્ર લાખોની ભીડ હતી અર્ધ અંધારું છવાયેલું હતું. લોકો એકઠા થયેલા જણાતા હતા પણ તેઓની આકૃતિઓ સાફ દેખાતી ન હતી. મહર્ષિજીએ બ્રંટનને કહ્યું, "જ્યારે તમે ત્યાં જશો ત્યારે પણ તમારા મનની આ શાંતિ જળવાઇ રહેશે. પણ તમારા પર એક કામની જવાબદારી છે. તમે શરીર છો કે તમે મગજ છો એવો વિચાર તમારે કાઢી નાખવો જોઇએ. તમે આ શાંતિ અનુભવવા લાગો કે તરત જ તમારે તમારો અહંભાવ ભૂલી જવો જોઇએ, કારણ કે એ સમયે તમે તમારું જીવન એ 'તત્' અથવા સદ્વસ્તુમાં પરોવ્યું હશે." આમ કહી મહર્ષિજીએ તેમના હાથમાં એક રૂપેરી જ્યોતિનો છેડો મૂક્યો. તરત બ્રંટનની ઊંઘ ઊડી ગઇ અને આંખ ખૂલી ગઇ

સ્વમતી વાતો તથા એ મહાન ભાવનાઓ મનશ્ચક્ષુ સામે તરવરી રહી. આંખ ઊઘાડીને જોયું તો મહર્ષિજી સ્થિર દૃષ્ટિએ તેમની તરફ જોઇ રહ્યા હતા. પણ બ્રંટને ધારેલી એવી સહૃદયતા મહર્ષિજીમાં નજરે પડી નહિ, તેનું કારણ મહર્ષિની ઉદાસીનતા અને મૌન હતાં. કોઇને ઉપદેશ કરવા માટે શ્રી ભગવાન કદી આતુર રહેતા નહિ. બીજી વાત એ હતી કે બ્રંટન મહર્ષિજીની જ્યોતિ તથા તેજની સામે ટકી શકયા નહિ. મહર્ષિજી જોડે વાદવિવાદ કરીને પોતાની વાત માન્ય કરાવવાનું સહેલું ન હતું. તેઓશ્રીની સમક્ષ પહોંચતાં જ બ્રંટનનું મોં સિવાઇ જતું હતું. ત્રીજી વાત એ કે બ્રંટનને સંકોચ જણાતો હતો. મહર્ષિજીની સન્નિધિમાં હમેશાં કોઇને-કોઇ રહેતું જ હતું. તેઓની સમક્ષ પોતે મહર્ષિજીની જોડે વાદવિવાદ કરે તો એ લોકો શું ધારશે એવો ડર તેમને રહેતો હતો.

પંદર દિવસ વીતી ગયા. બ્રંટનને કોઇ પ્રકારની કાયમની શાંતિ પ્રાપ્ત થઇ નહિ. તેમને લાગ્યું કે મહર્ષિજી પહાડ જેવા અચલ હતા, દ્વંદ્વોથી અતીત હતા અને દુઃખ એમની પાસે આવવા પણ પામતું ન હતું. પહેલા વાર્તાલાપમાં કોઇ વાત નક્કી થયેલી ન જણાઇ આખરે મહર્ષિજીના એક ભક્ત દ્વારા પૉલ બ્રંટનને એકાંતમા પોતાની સમસ્યાઓ રજૂ કરવાની આજ્ઞા મળી.

આ વખતે મહર્ષિજી સુલભ માલૂમ પડયા એ બેઠા બેઠા મલકયા કરતા હતા.

બ્રંટન–યોગીઓ કહે છે કે સત્યની ખોજ કરવા માટે સમાજને તિલાંજલિ આપીને જંગલનો આશ્રય લેવો જોઇએ અમારા દેશમા આમ કરવું અસંભવિત જણાય છે અમારી રહેણીકરણી જ જુદી છે. શું મહર્ષિજી એ યોગીઓના મતના છે?

મહર્ષિ–કર્મનું આચરણ છોડવાની કંઇ જ જરૂર નથી દરરોજ નિયમપૂર્વક એક બે કલાક ધ્યાન કરીને પોતપોતાના કામમા લાગી શકાય

છે. આવી જાતના ધ્યાનથી બીજાં કામો કરતી વખતે પણ આ વિચારધારા વહેતી રહેશે અર્થાત્ એક જ ભાવ એ રીતે પ્રકટ થશે. તાત્પર્ય એ છે કે જેવી રીતે ધ્યાનમાં લક્ષ્ય તરફ એકાગ્ર બની જાઓ છો તેની જ રીતે કર્મના આચરણમાં યે તમે એકાગ્ર બની જશો.

પ્ર.–તેનાથી શો લાભ થશે ?

મ.–તમે દુનિયા, મનુષ્યો તેમ જ ઘટનાઓને બીજી જ દૃષ્ટિએ જોવા લાગશો. તમારાં બધાં કામ આપોઆપ ધ્યાનને અનુકૂળ થઈ જશે. સ્વાર્થ એક પ્રકારનું બંધન છે. તેને છોડવો જ પડે. આ ક્ષુદ્ર જીવનને છોડવું એ જ સાચો ત્યાગ છે.

પ્ર.–દુનિયામાં કર્મ તથા સ્વાર્થનો ત્યાગ બન્ને એક સાથે કેવી રીતે બની શકે ?

મ.–કર્મ અને વિવેક બન્નેમાં કોઈ વાસ્તવિક વિરોધ જ નથી.

પ્ર.–શું આપ એમ કહો છો કે નોકરીમાં બધાં કામ કરતાં કરતાં યે જ્ઞાન મેળવી શકાય છે ?

મ.–જરૂર. કેમ મેળવી ન શકાય ? પણ એક વાત છે. એ કાર્યો કરતાં રહેવા છતાં સાધક પોતાને પહેલાંની વ્યક્તિ ન સમજે કારણ કે તેનું ક્ષુદ્ર જીવન (અહમ્) લુપ્ત થઈ જાય અને ચિત્ત વિકસીને "તત્"માં લીન થઈ જાય ત્યારે જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે.

પ્ર.–કામમાં દિલોજાનથી મશગૂલ રહીએ તો ધ્યાનને માટે સમય કેવી રીતે મળે ?

મ.–આધ્યાત્મિક જીવનના આરંભમાં જ ધ્યાનને માટે જુદા સમયની જરૂર રહે છે. જે સાધક એ માર્ગ પર થોડો પણ આગળ વધ્યો હોય તેને કામ હોય કે ન હોય-તો યે તેના આનંદના અનુભવનો લોપ થશે નહિ.

હાથ ભલે દુનિયાના કામકાજમાં રોકાયેલા રહે પણ મગજ તો દુનિયાથી પર અને અલગ જ રહેશે.

બ્રં.–આપ યોગમાર્ગનું પ્રતિપાદન તો કરતા નથી ને ?

મ.–એ માર્ગમાં જેવી રીતે ગોવાળ લાકડી બતાવીને ગાયોને વાડામાં બાંધી દે છે તેવી રીતે સાધક જબરજસ્તીથી મનને ગમ્ય સ્થાને પહોંચાડે છે પણ હું જે માર્ગનું પ્રતિપાદન કરું છું, તેમાં ઘાસ બતાવીને ગાયને જેવી રીતે આકર્ષિત કરવામાં આવે છે તેવી જ રીતે લાલન કરીને સાધક ચિત્તને ગમ્ય સ્થાને પહોંચાડી દે છે.

બ્રં.–ચિત્તનું લાલન શી રીતે કરાય ?

મ.–પોતાને પ્રશ્ન પૂછવો કે "હું કોણ?" આ રીતે પ્રશ્ન પૂછયા કરવાથી અન્તે તમને માલૂમ પડશે કે મનની ઊંડાઇની યે નીચે એક તત્ત્વ છૂપું રહેલું છે. આ સમસ્યાનો ઉકેલ કરવાથી બધી સમસ્યાઓનો ઉકેલ થઇ જશે. બધા જીવો એના નિર્ભેળ સુખની ઇચ્છા કરે છે કે જેમાં દુઃખનો અંશ પણ ન હોય. જે સુખનો અન્ત આવે નહિ એવું સુખ બધાને જોઇએ છે. બેશક, આ ઇચ્છા સહજ છે. પણ તમને કદી પ્રતીત થયું છે ખરું કે બધા પોતાની જાત પર સૌથી વધારે પ્રેમ રાખે છે ?

બ્રં.–હં, પછી ?

મ–આ વાત સારી પેઠે જાણી લેવી ઘટે કે બધા જ કોઇ ને કોઇ પ્રકારે પોતાના આનંદ માટે જાણ્યે કે અજાણ્યે કોશિશ કરતા રહે છે કોઇ દારૂ પીને એ આનંદની મોજ લૂટવા ચાહે છે તો વળી કોઇ ઉત્તમ માર્ગનું અવલંબન કરે છે પરંતુ મુદ્દો એક જ છે કે સૌ કોઇ એ આનંદ માટે તપસ્યા કરી રહ્યા છે. આટલું સમજી જશો તો મનુષ્યનો સાચો સ્વભાવ સમજવામાં વાર લાગશે નહિ.

બ્રં.–એ બધું મારી સમજમાં ન આવ્યું.

મ.–(ગંભીર બનીને) આનંદ જ મનુષ્યોનો સાચેસાચો અને સહજ સ્વભાવ છે. ખરું જોતાં આનંદની ઉત્પત્તિ આત્મામાંથી થાય છે. આનંદની શોધનો સાચો અર્થ નહિ જાણવા છતાં યે તેની શોધ કરવામાં બધાં મનુષ્યો આત્માની જ શોધ કરી રહ્યાં છે. આત્મા અવિનાશી છે તેથી આત્માની ઉપલબ્ધિ થઇ જતાં પાગવાર આનંદનો અનુભવ થાય છે

બ્રં.–પણ આખા જગતમાં દુઃખજ દુઃખ કેમ નજરે પડે છે?

મ.–ખરું છે. માણસ પોતાનું સ્વરૂપ ઓળખતો નથી એ કારણથી દુઃખ દેખાય છે છતાંયે સર્વે લોકો એ સ્વરૂપની જ ખોજ કરી રહ્યા છે.

બ્રં.–શું લુચ્ચા, પાજી, બદમાશ બધા જ એ સ્વરૂપની ખોજ કરી રહ્યા છે?

મ.–તેઓ પણ પોતાના દરેક પાપાચરણમાંથી સ્વાનંદ મેળવવાની ઇચ્છા રાખે છે. આવી ઇચ્છા મનુષ્યને માટે ખૂબ જ સ્વાભાવિક છે પણ એ લોકોને ખબર હોતી નથી કે તેઓ પોતાના સાચા સ્વરૂપની ખોજ કરી રહ્યા છે. આનું પરિણામ એ આવે છે કે તેઓ આનંદ મેળવવાના સાધન તરીકે ખરાબ માર્ગનું અવલંબન કરે છે એ માર્ગ જરૂર ખોટો છે, એટલે દરેકને પોતે કરેલા કર્મનું ફળ ભોગવવું જ પડે છે

બ્રં.–તાત્પર્ય એ છે કે જો એ નિજરૂપને ઓળખે છે તેને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે.

મ.–નિઃસંદેહ

બ્રંટનને લાગ્યું કે વાક્ય તો સરળ અને સુગમ છે પણ તેનો અર્થ કેટલો બધો ઊંડો છે! મહર્ષિજી કોઇ તર્કવાદીની માફક પોતાના પક્ષનું સમર્થન કરી રહ્યા ન હતા, પણ સ્વાનુભવ દ્વારા તેઓશ્રીનાં મહાવાક્યો ઉચ્ચારાઇ રહ્યાં હતાં

બ્રં.–જેને 'અહમ્' કહે છે તેનું ખરૂં રૂપ શું છે? આપનાં વચનો પરથી પ્રતીત થાય છે કે મનુષ્યની અંદર બીજી એક વ્યક્તિનું રૂપ રહેલું છે.

મ.–(મલકાતા) એકને બે વ્યક્તિત્વ અથવા બે રૂપ હોય છે કે નહિ તે જાણવા માટે આત્મવિવેકની આવશ્યકતા છે. અત્યાર સુધી આપણે બીજાના વિચારોથી જ આપણા સ્વભાવનો નિર્ણય કરતા આવ્યા છીએ. આપણે વિષે બીજાનો જે મત હોય તે જ મત આપણો હોય છે. 'અહં'નો અર્થ શરીર છે કે મગજ, એનો વિચાર કોઇ જ કરતું નથી. આ ચીજ માણસોના દિલમાં ઊંડાં મૂળ ઘાલીને બેઠી છે. આ જ કારણસર મેં તમને પહેલેથી જ 'હું કોણ?'ની વિચારણા સારી પેઠે કરવાનું કહ્યું હતું. (થોડીવાર રોકાઇને) તમે આત્માનું સ્વરૂપ, એટલે કે 'અહં'નું વર્ણન જાણવાની ઇચ્છા પ્રકટ કરી પણ તેનું વર્ણન શી રીતે થઇ શકે? જેના વડે 'હું'ની સત્તાની અથવા અહંકારથી ભરેલી ભિન્ન વ્યક્તિની સત્તાની ભાવના ચાલી જાય અને જેમાં તે વિલીન થઇ જાય તેનું જ નામ 'અહમ્' છે.

બ્રં.–શું કહ્યું આપે? હું–પણાની ભાવના વિલીન થઇ જાય? શું માણસ પોતાના વ્યક્તિત્વને ભૂલી જઇ શકે?

મ.–મનુષ્યની પહેલી માનસિક વૃત્તિ 'અહં', બધી ભાવનાઓમાં પ્રથમ છે. જ્યાં સુધી 'અહં'ની ભાવના ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી બીજી કોઇ ભાવના ઊઠી શકે નહિ. પહેલા પુરુષ સર્વનામ 'હું'ની ભાવના ઊઠયા પછી જ તમને બીજા પુરુષ 'તમે'નું જ્ઞાન થાય છે. આ અહંવૃત્તિનું અવલંબન કરીને તેના મૂળની ખોજ ચલાવશો તો સ્પષ્ટ જણાશે કે જેવી રીતે ઉત્પન્ન થનારી વૃત્તિઓમાં અહંવૃત્તિ સર્વથી પહેલી છે તેવી જ રીતે વિલીન થનારી વૃત્તિઓમાં તે છેલ્લી છે. આ વાત અનુભવથી સમજી શકાય છે.

બ્રં.–શું આપ એમ કહો છો કે મનની સહાયતાથી આત્મવિચાર સાધી શકાય છે?

મ.—જરૂર. જ્યાં સુધી અહંભાવ નષ્ટ થાય નહિ ત્યાં સુધી મનોલય પણ થતો નથી. માટે મન દ્વારા જ આત્મવિચાર કરી શકાય છે.

પ્ર.—પણ છેવટે શું બાકી રહે છે? શૂન્ય જ ને? ત્યારે માણસ સ્મૃતિ-હીન અને બુદ્ધિહીન બની જતો નથી શું?

મ.—એમાંથી એકકે થતું નથી. ઊલટું તેને અવિનાશી પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે અને એ સાચો જ્ઞાની બને છે. તેને સત્ય સ્વરૂપ ઓળખનારાઓની દશા પ્રાપ્ત થાય છે.

પ્ર.—શું એ સમયે 'હું'નું ભાન બિલકુલ રહેતું નથી?

મ.—વ્યક્તિ, દેહ અને મગજ જોડે અહંવૃત્તિનો સંબંધ છે. આત્મ સ્વરૂપને ઓળખતાં વેંત જ આપણામાં એક બીજા પ્રકારનું 'હું' પેદા થશે અને તેમાં જ આપણે લીન થઇ જઇશું. એ 'હું' મનથી યે પર છે. તે અમાપ, અનંત અને દિવ્ય છે. કેટલાક લોકો તેને સ્વર્ગ કહે છે, કોઇ આત્મા કહે છે અને કોઇ નિર્વાણ કહે છે. હિંદુઓ એને મુક્તિ કહે છે. નામ ગમે તે હોય પણ તાત્પર્ય એ છે કે જે એ દશા પ્રાપ્ત કરે છે, તેનું વ્યક્તિત્વ નાશ પામતું નથી પણ તે પોતાના સાચા સ્વરૂપને ઓળખી લે છે.

પ્રભુ ખ્રિસ્તે પણ આમ જ કહ્યું છે કે મનુષ્ય જેને જાળવવા માગે છે તેને જ તે ખોઇ બેસે છે અને જેને તે ખોઇ બેસે છે તેને જ વાસ્તવમાં તે મેળવી લે છે.

જો આત્મવિચારનો પ્રારંભ કરવામાં ન આવે તો મરતાં સુધી શંકા રહેવાની જ છે. મોટા મોટા બાદશાહો બીજાઓ પર પ્રભુતા જમાવવાની મહેનત કરે છે પણ પોતાના આત્મા પર એમની પ્રભુતા હોતી નથી. જે ખરેખર આ આત્માની ખોજમાં લીન થઇ જાય છે તેને અનંત શક્તિ મળે છે. ભારે બુદ્ધિમાન પુરુષો મોટા વિજ્ઞાનવેત્તા હોય છે, પણ તેમને પૂછી જુઓ કે તેમના આત્માઓ પર તેમનો કાબૂ છે કે નહિ;

અથવા માનવજીવનનો મર્મ તેમને માલૂમ છે કે નહિ. એ વખતે તેઓ નિરુત્તર રહી શરમાઇ જશે. જો પોતાની જાતને આપણે ન જાણી શકીએ તો આખી દુનિયાને જાણવાથી યે શું હાથમાં આવવાનું છે ? હું એમાંથી એક આત્મજિજ્ઞાસા તરફ વળે છું. વાસ્તવમાં તેનાથી ચઢિયાતું મનુષ્ય માટે કયું કર્તવ્ય છે ?

બ્રં.-આપ જે માર્ગ બતાવો છો તે મનુષ્યોને માટે અસાધ્ય છે.

મ.-સાધ્ય છે કે અસાધ્ય એનો આધાર મનુષ્યોના અનુભવ પર રહે છે. તમે તેને જેટલો કઠિન સમજો છો તેટલો જ તે સહેલો છે.

બ્રં.-અમે તો પશ્ચિમવાસીઓ છીએ અને દુનિયાના કામકાજમાં તથા વ્યવહારમાં નિમગ્ન રહીએ છીએ. અમારે માટે આત્મવિચાર તો... ...... (વાકય અધૂરું રાખે છે.)

મ.-સાચા અનુભવ માટે પૂર્વ-પશ્ચિમ વચ્ચે કંઇ જ ભેદ નથી. સાંસારિક કાર્યોમા જેઓ ડૂબેલા હોય છે તેઓને માટે આ માર્ગ જરૂર થોડો કઠિન છે પણ અસાધ્ય તો નથી જ. તેઓને માટે પણ આ માર્ગ સાધ્ય જ છે. તેની સાધના કર્યા વગર રહેવું એ અનુચિત છે. અભ્યાસ વડે ધ્યાન દશામાં પ્રાપ્ત થતી વિચારધારા બાકીના સમયમાં યે કાયમ રહે છે. તે સમયે એ જ ધારામાં રહીને પણ આપણે પોતપોતાનું કામ કરી શકીએ છીએ. તેમાં કોઇ જાતનો ભંગ પડશે નહિ. પછી ધ્યાનની દશા અને બાહ્ય પ્રવૃત્તિઓ વચ્ચે કશું અંતર રહેશે નહિ. 'હું કોણ?' એ વિચારનો આરંભ કરતાં જ માલૂમ પડશે કે 'હું' શરીર નથી, મગજ નથી અને આશા આદિ ભાવનાઓ નથી. અન્તે આ વિવેચનાદષ્ટિ તમારા અંતરમાંથી જ આ ઊંડા પ્રશ્નનો ઉચિત ઉત્તર તારવી લેશે. એ ઉત્તરનો અનુભવ તમને એની મેળે ઊંડા સાક્ષાત્કારરૂપે થશે. આત્માને ઓળખશો ત્યારે સત્ય તમારા હૃદયની ગુહામાં સૂર્યના પ્રકાશની માફક ચમકવા લાગશે, મન નિશ્ચલ બની જશે અને

સાચા આનંદની છોળો ઊડવા લાગશે, કારણ કે આનંદ અને આત્મા અભિન્ન છે. આ આત્મપ્રજ્ઞા એક વાર મેળવી લીધા પછી તમને શંકાઓ થશે જ નહિ.

* * *

જવાનો સમય પાસે આવી રહ્યો હતો. વિદાય લેવા માટે બ્રંટન મહર્ષિજીની પાસે આવ્યા. મહર્ષિજીએ મૌન જ રાખ્યું. તેઓશ્રીનું તેજ અલૌકિક હતું. તેમની આંખોમાંથી દિવ્ય તેજ ચારે તરફ છવાઈ રહ્યું હતું. બ્રંટનને ભારે આનંદ થયો. એ દૃષ્ટિથી કંઈ પણ છૂપું રહી શકે ખરું? બ્રંટનની આંખો આપોઆપ મીંચાઈ ગઈ. તેમનું ચિત્ત ક્યાંક છૂપાઈ ગયું. પરમ દશાનો, કાલાતીત પ્રજ્ઞાવસ્થાનો થોડોક સ્વાદ મળ્યો. ચિત્તમાં આનંદ, પ્રસન્નતા અને શાંતિ વિરાજવા લાગ્યાં.

તે વખતે જેઓ ત્યાં બેઠા હતા તે બધા એક પછી એક ચાલ્યા ગયા. દિવાનખાનામાં મહર્ષિજી અને બ્રંટન બે જ રહ્યા.

મહર્ષિજીની આંખો બીડાતી માલૂમ પડી અને સોય જેવી તીક્ષ્ણ બની ગઈ. તેની ચમક સોગણી વધી ગઈ. બ્રંટનને એવું લાગ્યું કે પોતાનું શરીર ગેબ થઈ રહ્યું છે અને પછી એવો ભાસ થયો કે બન્ને અંતરિક્ષમાં વિચરી રહ્યા છે.

બ્રંટનથી આ દશા સહન થઈ શકી નહિ. પોતાની બધી જ શક્તિનો ઉપયોગ કરીને તે પાછા વ્યાવહારિક જગતમાં આવી પહોંચ્યા.

* * *

બીજા યોગીઓનાં દર્શન કરવાની બ્રંટનની ઇચ્છા હતી, એટલે એ પ્રણામ કરીને ઊઠ્યા અને તે જ દિવસે તિરુવણ્ણામલૈ છોડીને ભારતના પ્રવાસે ઊપડી ગયા.

# પ્રકરણ સાતમું : પોલ બ્રંટન [૨]

પોલ બ્રંટને આખા ભારતનો પ્રવાસ કર્યો. તે જ્યોતિષ, તંત્ર, મંત્રાદિમાં નિપુણ એવા અનેક પુરુષોને મળ્યા પણ હૃદયને શાંતિ મળી નહિ આથી કંટાળીને વિલાયત ચાલ્યા જવાની ઇચ્છાથી મુંબઇ ગયા અને સ્ટીમરની ટિકીટ પણ કઢાવી કોઇ ઉત્તમ યોગીના શિષ્ય બનવાની પ્રબળ ઇચ્છા તેમના દિલમાં હતી તેમના અંતરમાંથી અવાજ ઊઠતો હતો : "જાઓ, અરુણાચલના મહર્ષિ પાસે જાઓ, ઢીલ ન કરો." એવામાં નરસિંહ સ્વામીજીનો પત્ર તેમને મળ્યો. પત્રમા એક વાર ફરીથી આશ્રમમા આવી જવાનું નોતરું હતું.

બ્રંટને મનમાં વિચાર કર્યો : "મને મહર્ષિ ભલે શિષ્ય બનાવે કે ન બનાવે પણ જઇશ તો ખરો" તે તિરવણ્ણામલૈ જવાની તૈયારી કરવા લાગ્યા. આમ શ્રી શંકરાચાર્યજીની આગાહી સાચી પડી

આશ્રમમાં પહોચતાં વેંત મહર્ષિજી પાસે પોતાની ઇચ્છા સાફ સાફ પ્રકટ કરી કે "હું આપનો શિષ્ય થવા ઇચ્છું છું." મહર્ષિજીએ ધીરે ધીરે અંગ્રેજીમાં જવાબ આપ્યો· "ગુરુ અને શિષ્ય એવી વાતોની કંઇ જરૂર નથી આ બધો ભેદ શિષ્યની દૃષ્ટિમાં હોય છે સ્થિતપ્રજ્ઞની દૃષ્ટિમાં નથી હોતો ગુરુ કે નથી હોતો શિષ્ય તેને બધા જ એક દેખાય છે"

મહર્ષિજીના ઉત્તરથી બ્રંટનને 'હા—ના'નો ખુલાસો મળ્યો નહિ.

મહર્ષિજી આગળ બોલવા લાગ્યા : "તમારો આત્મા જ તમારા ગુરુ છે. ગુરુ પોતાના શરીરને જેવું સમજે છે તેવું જ તમારે પણ સમજવું જોઇએ; શરીર કંઇ આત્મા નથી"

બ્રંટનને જણાઇ ગયું કે મહર્ષિજી કોઇને શિષ્ય તરીકે સ્વીકારતા ન હતા છતાં તેમની કૃપા મેળવવાના દૃઢ સંકલ્પ સહિત થોડા વખત સુધી આશ્રમમાં રહેવું જોઇએ.

મહર્ષિજીના સાન્નિધ્યમાં બ્રંટન હમેશાં શાંતિના સમુદ્રમાં તરવા લાગ્યા. આશ્રમમાં પોતે કંઇ કામ કરતા હતા ત્યારે તેમને જણાતું કે તેમના મનની ચંચળતા દૂર થઇ ગઇ હતી અને હમેશાં એક અનન્ય તરેહનો આનંદ મળતો. વ્યાવહારિક જગતમાં જે ઉદ્વેગ એમને ઘેરી લેતો તે હવે રહ્યો નહિ. આ બધું મહર્ષિજીની કૃપાનું ફળ હતું એમ બ્રંટનને લાગ્યું. તેમને જણાયું કે મહર્ષિજીની પોતાના પર કૃપા હતી. આવી હાલતમાં મહર્ષિજીને પ્રશ્નો પૂછવા એ વ્યર્થ હતું; કારણ કે પ્રશ્નાદિ મનોવૃત્તિ જ છે અને તેમાં સાર શું છે? એ મનોવૃત્તિઓથી પર જે આપણું આત્મતત્ત્વ છે, તેમાં આનંદનું સ્થાન સુપ્રતિષ્ઠિત છે. ત્યાં પહોંચ્યા પછી શંકાઓને સ્થાન રહેતું નથી. અનુભવથી જ બધા પ્રશ્નોનો ઉકેલ થઇ જાય છે. તો પછી પ્રશ્ન પૂછવાની શી જરૂર? તેમને લાગ્યું કે પોતાનામાં જે અધ્યાત્મ તત્ત્વ છે તેની મારફત બધા પ્રશ્નોનો ઉકેલ મેળવવાની મહેનત કરવી એ વધારે સારૂં છે. આથી બ્રંટન મૌન ધારણ કરીને મહર્ષિજીની સામે બેઠા અને તેમનામાંથી શાંતિની જે લહરીઓ ચારે તરફ ફેલાતી તેની સહાયતાથી પાર ઊતરવાની આશા રાખવા લાગ્યા. પણ થોડીજ વારમાં તેમને સ્પષ્ટ જણાયું કે તેમ કરવાની પર્યાપ્ત શક્તિ પોતાનામાં ન હતી. તેમને પ્રશ્ન પૂછવાનું ઉચિત ન લાગ્યું છતાં તે આટલું તો બોલી ઊઠ્યા :

બ્રં.–આ માર્ગ ઘણો વિકટ છે. હું મારી કમજોરી સારી પેઠે જાણું છું.

મ.–જો આવો ડર રહે, પોતાની નિર્બળતાનું સ્મરણ રહે તથા પ્રયત્ન નિષ્ફળ જશે એવો ભય રહે તો આ કામ દુસ્સાધ્ય જ નીવડવાનું છે. પણ ખરૂં જોતાં આવો ભય રાખવાનું કંઇ કારણ નથી સ્વભાવથી જ પોતાને

પાપી અને શક્તિહીન સમજી લેવો એ ભારે મૂર્ખતા છે. મનુષ્ય દિવ્ય પુરુષ છે. વસ્તુતઃ તેનામાં ભારે શક્તિ છે. બલહીન અને પાપી તો એની આદતો છે, એની કામનાઓ છે, એની ચિત્તવૃત્તિઓ છે. પણ મનુષ્ય પોતે દુષ્ટ છે જ નહિ.

બ્રં.-આપ તો જંગલની વચ્ચે આ આશ્રમમાં બેઠા છો. આપની શાંતિમાં દખલ કરે એવી ચીજો અહીં નથી. આવી જગ્યાઓએ નિશ્ચલ આધ્યાત્મિક અનુભૂતિનું સંપાદન અને તેની જાળવણી ઘણી જ આસાન છે. અમે તો શહેરોમાં રહીએ છીએ. અમારે માટે આ પ્રમાણે રહેવું અસંભવિત છે.

મ.-દ્રષ્ટાને ઓળખ્યા પછી ગમે ત્યાં રહો તેની પરવાહ નથી. પછી લંડનની આલેશાન ઇમારતોમાં રહો કે નીરવ નિબિડ વનમાં રહો; બન્ને સરખું જ છે.

બ્રંટને ત્યાર પછી મેળવેલા પોતાના અનુભવોનું વર્ણન પોતાના પુસ્તકમાં આ પ્રમાણે કર્યું છે :

"દરરોજ ધ્યાનને સમયે મહર્ષિજીની શાંતિદાયક સન્નિધિમાં બેસીને મારી દૃષ્ટિને અંતર્મુખ કરીને હું ધીરે ધીરે અંતરના ઊંડાણમાં ડૂબકી મારવા લાગ્યો. આ જ્ઞાનસૂર્યની પાસે રહીને એમનાં કિરણોનાં દર્શન કરતાં રહીએ તો ભીતરનો અંધકાર મટ્યા વગર રહે જ નહિ. પોતાના મૌનકાળ દરમિયાન મહર્ષિજી મારા મનને પોતાના શાંતિચક્ર તરફ ખેંચી રહ્યા હતા. આવે વખતે આટલું સ્પષ્ટ સમજાતું હતું કે તેઓશ્રીનું મૌન, તેમના બોલવા કરતાં વધારે અસરકારક હતું. તેમની નિરાકુલ સ્તબ્ધ ગંભીરતાની પાછળ પરિપૂર્ણ શક્તિ રહેલી હતી. એ શક્તિ દ્વારા, તેઓ આંગળી પણ ઉપાડયા વગર સૌને વશ કરી લેતા હતા. કોઇ કોઇ વાર મને એમની આ શક્તિ એટલી બધી પ્રબળ જણાતી કે તેમની ગમે તે આજ્ઞા ઊઠાવવા હું તૈયાર થઇ જતો. પણ મહર્ષિજી પોતાના ભક્તોને આજ્ઞા આપીને ગુલામ

બનાવવા માગતા ન હતા સૌ પોતપોતાની ઇચ્છા અનુસાર વર્તી શકે છે. આ બાબતમાં મહર્ષિજી અને બીજા યોગીઓ વચ્ચે ભારે અંતર દેખાઇ આવે છે.

"મહર્ષિજીમાં આડંબરની ગંધ પણ ન હતી. છતાં તેઓશ્રીની ઉન્નત દશા સાફ દેખાઇ આવતી હતી પોતાની સિદ્ધિ તથા ગુપ્ત વિજ્ઞાનની ઢોલકી પીટીને તેઓ લોકોને ચકિત કરવા ઇચ્છતા ન હતા. કોઇ તેમની પૂજા કરવાનો પ્રયત્ન કરે તો એ તેને તેમ કરવાની એકદમ મનાઇ કરતા હતા. બહારના ઠાઠમાઠનો એમને જરા યે શોખ ન હતો.

"આપણે માનવું જ પડે છે કે ભગવાન શ્રીરમણ મહર્ષિનો અવતાર આપણી જોડે તર્કવિતર્ક કરવા માટે નહિ પણ વિજ્ઞાનનું દાન દેવા માટે થયો હતો તેમનામાં સિદ્ધિઓ ઘણી ન હતી તેમ જ તેઓશ્રીને અંધશ્રદ્ધા ગમતી ન હતી તો યે તેમનું જીવન અનુકરણીય હતું. મહર્ષિજીની એ ગંભીર આધ્યાત્મિક ભાવના અને તેમનો સહેતુક આત્મવિચારનો માર્ગ મને ખૂબ જ પસંદ પડયા. એમના માર્ગમાં ક્યાં યે ઇશ્વરનું નામ પણ ન હતું.

આત્માના આવરણોને 'નેતિ નેતિ' કહીને કાપતાં કાપતાં, હૃદયની જે સહજ પૂર્ણ સ્થિતિ છે તેને પ્રાપ્ત કરવી એ કેટલું સરસ છે? તેમાં પ્રાચીન તથા નવીન તર્કપદ્ધતિઓની અથવા સામ્પ્રદાયિક શ્રદ્ધાની તલભાર પણ જરૂર નથી આ માર્ગનો વિશ્વાસ કરો કે ન કરો પણ એ તમને જરૂર 'અહમ્'ની સાચી સ્થિતિનો પરિચય કરાવે છે.

"મહર્ષિજી મૌન રાખતા હતા છતાં યે મને એવો ભાસ થતો હતો કે દરેક ક્ષણે કૈંક તેમના તરફથી નીકળીને મારામાં પ્રવેશ કરી રહ્યું હતું. એક દિવસ અરુણાચલેશ્વરના મંદિરનાં રહસ્યોની ખોજ કરીને ઉતાવળે હું આશ્રમમાં પહોંચ્યો. સાંજનો ધ્યાનનો સમય અડધાથી વધારે વહી ગયો હતો. હું ચૂપચાપ બેઠો હતો. હું મારું સહજ આસન વાળીને ધ્યાન ધરવા લાગ્યો. થોડી ક્ષણમાં જ મનની ચંચળતા દૂર કરીને હું એકચિત્ત બન્યો. મારી આંખો બંધ થઇ ગઇ પણ ભાન સાવ અંતર્મુખ બન્યું નહિ.

"મનોનેત્રની સામે મહર્ષિ'જીનું જોયેલું સ્વરૂપ સાફ નજરે પડતું હતું. તેમના એ સ્વરૂપના આવરણને તોડીને તેમના નિજ સ્વરૂપને, તેમના આત્માને, તેમની આકારરહિત સત્તાને ઓળખવાનો હું પ્રયત્ન કરવા લાગ્યો.

"શરૂઆતમાં ધ્યાનના આરંભકાળે શંકાઓ ઊભી થતી હતી અને વિતર્કો ઊઠતા હતા. થોડાક દિવસથી હવે તે ઊઠતાં નહિ. ભૌતિક ભાવો અને મનોવૃત્તિઓની ખૂબ વિવેચના કરીને મેં નિશ્ચય કર્યો કે એ સર્વ આત્મા નથી. આથી ભાનને તથા તેના મૂળને ઓળખવા માટે હું તે મૂળ તરફ પ્રવૃત્ત થયો. ભાનના મૂળની ખોજ કરતા કરતાં મારે માટે અણમોલ અવસર આવી પહોંચ્યો. એ સમસામ એકાગ્રતામા મન આત્મોન્મુખ થઇ ગયું. આખું જગત છાયાવત્ જણાવા લાગ્યું. મને લાગ્યું કે હવે કદાચ મન આ દશાથી આગળ નહિ જઇ શકે. ચારે તરફ શૂન્ય જ શૂન્ય નજરે પડતું હતું.

"આજે રાત્રે એ સ્થિતિમાં હું સહેલાઇથી પ્રવેશ કરી શક્યો. પહેલાંની જેમ ચિત્તવૃત્તિઓ હવે વિઘ્નો નાખતી ન હતી. કોઇ નવી શક્તિ ઉદય પામી હતી અને મને મારા આત્મા બાજુ જોરથી ઘસડી રહી હતી. પહેલાં જે અડચણો ઊભી થઇ હતી તેની જોડે ક્ષણભર લડવુ પડ્યું હતું. આને પરિણામે જ સફળતા મળી અને આનંદ અને વિશ્રાંતિના પરમ સુખનો અનુભવ થવા લાગ્યો.

"હું અત્યારે નવા જ શરીરમાં છું. મન મારાથી ભિન્ન છે, એમ મને સારી પેઠે જણાવા લાગ્યું. વિચાર કરનાર મન છે. કોઇ કારણથી એવું જ ભાન થવા લાગ્યુ કે મન માત્ર કરણ જ છે. આ એક અજબ દશા છે, વિચિત્ર નિરાળાપણું છે. હું આવી વૃત્તિઓનું પરિશીલન કરી રહ્યો છું. આટલા દિવસ હું આલોચનાશક્તિથી બંધાયેલો હતો મને ગર્વ હતો કે એ શક્તિમાં હું કંઇ કમ નથી આજે મને સત્યનો પ્રકાશ

દેખાયો અને મેં સત્યને સ્પષ્ટ જોયું કે આ આલોચનાની શક્તિની જાળમાંથી મારે મુક્ત થવું જોઈએ. અચાનક મનથી ભિન્ન થઈને ઉદાસીનપણે રહેવાનો સંકલ્પ થઈ ગયો. ક્ષણભર એવી ઈચ્છા થઈ કે વૃત્તિઓથી યે જે પર છે તેના સ્થાન પર પહોંચી જઉં અને જોઉં તો ખરો કે આ વૃત્તિઓની બેડીઓમાંથી છૂટો થાઉં ત્યારે મારી કેવી સ્થિતિ થાય છે પણ મારે સાવધાન રહેવું પડ્યું. મારે પોતાનું ભાન ખોઈ બેસવું ન હતું.

"વૃત્તિનું મૂળ હાથ લાગી ગયું. જે શક્તિ દ્વારા હું આ દશાને પામ્યો હતો તેનો આશ્રય મેં છોડી દીધો. હું કેવલ સાક્ષીમાત્ર જ રહ્યો કાંચળી ઉતારેલા સાપની જેમ હું નવા જોશમાં આવ્યો અને તીક્ષ્ણ તથા એકાગ્ર દૃષ્ટિએ તાકી જ રહ્યો. વૃત્તિના તરંગો શાંત થયા, નિશ્ચય કરવાના સાધનરૂપી તર્કબુદ્ધિ શૂન્યતાને પામી આ સાચે જ વિચિત્ર અનુભવ હતો. ચારે બાજુ સ્ફુરણ પ્રસરી રહ્યું અને અવ્યક્તની યે પેલે પાર પહોંચ્યું. કાળની ભાવના ચક્કર ફરીને અદૃશ્ય થવા લાગી. શારીરિક વેદનાઓનું નામ ન રહ્યું. કાનો કંઈ સાંભળતા ન હતા. સ્મરણ પણ લુપ્ત થઈ ગયું. એક ક્ષણે હું પદાર્થોથી અતીત થઈ લોકરહસ્યનો પ્રેક્ષક બની જઈશ એમ જણાવા લાગ્યું.

"એ અવસ્થા યે પૂરી થઈ. બુઝાતા દીપકની જેમ વૃત્તિઓ બળી ઊઠી અને પછી શાન્ત થઈ ગઈ. ભાન પણ કોઈ વૃત્તિઓની રુકાવટ વિના સ્વચ્છંદ વિચરી રહ્યું હતું. જે દશાનું મહર્ષિજી વારંવાર વર્ણન કરતા હતા અને જે દશા પ્રાપ્ત કરવાની કેટલાક વખતથી મને ઈચ્છા થઈ હતી તે જ દશા મેં અનુભવવા માંડી. તેમાં મેં જોયું કે મનની ઉત્પત્તિ તેના અધ્યાત્મ મૂળમાંથી થાય છે. સુષુપ્તિમાં જેવી રીતે મગજ કંઈ કામ કરતું નથી તેવી રીતે જ હવે એ વ્યાપારશૂન્ય થઈ ગયું, તો યે ભાનનો તારમાર પણ નાશ થયો નહિ. હું પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી નિશ્ચલ બની ગયો. "હું કોણ?"નું ભાન થવા લાગ્યું. જે કંઈ થઈ રહ્યું હતું તે બધું માલૂમ

પડતું હતું પણ મારૂં ભાન ભિન્ન વ્યક્તિત્વના ભાનથી અલગ થઇ ગયું હતું. હવે મારૂં ભાન સર્વવ્યાપી, અપાર, દિવ્ય અને આત્મરૂપ બન્યું. એ ઉજ્જવલ હતું. આ મારો 'હું' એક નવો 'હું' બન્યો જૂનો 'હું' ક્ષુદ્ર હતો; આ પરમ ગંભીર અને દિવ્ય તત્ત્વ છે. આ જ પ્રજ્ઞા છે. પ્રજ્ઞા ઉદિત થતાં ચેત દિવ્ય 'અહમ્'નો યે ઉદય થયો. તે જ ક્ષણે અપૂર્વ વિમુક્તિની ભાવનાનું યે ભાન થયું. ભાવનાઓની નિરંકુશ વૃત્તિથી છૂટવું એ બંધનમાંથી છૂટીને મુક્તિની હવા ખાવા જેવું છે.

"હવે મને જગતનું ભાન ન રહ્યું. જે ગ્રહ ઉપર હું ઊભો હતો તે ઢંકાઇ ગયેલો જણાતો હતો. પછી હું જ્યોતિના સમુદ્રની વચ્ચે જઇ પડયો. કદાચ સૃષ્ટિની રચના પહેલાં જે જ્યોતિ હતી તે આવી જ હશે કદાચ આમાંથી જ આખું જગત ઉત્પન્ન થયું હશે. તેની વિશાળતાની હદ જ ન હતી વાણીને અગમ અને અનન્ત એવા અવકાશમાં એ ફેલાયેલી હતી પ્રજ્ઞાની એવી પ્રખર જ્યોતિ ચમકી રહી હતી કે એ વાતનો વિશ્વાસ પણ બેસે નહિ.

"એક ક્ષણમાં હું પોતાની 'સ્થિતિ'ના મૂળ સુધી પહોંચી ગયો. અંતરિક્ષમાં ભજવાયેલા આ વિશ્વનાટકનું રહસ્ય અને તેનો અર્થ હું સમજી ગયો. 'હું'–આ નવીન 'હું' પાવન અમૃતસાગરના તરંગો પર ઝૂલવા લાગ્યો. આથી ગઇ કાલનાં કડવાં સ્મરણો અને આવતી કાલની ચિંતાઓ પૂરેપૂરાં અદૃશ્ય થયા આ જ દિવ્ય મુક્તિ વાણીને અગમ એવા સુખની અનુભૂતિ તે આ જ આખી સૃષ્ટિને મારી બાહુલતિકાઓ એક કોમળ આલિંગન આપી રહી હતી મેં જાણી લીધું કે બધાને ઓળખવાનો અર્થ એવો નથી કે બધાના પાપો પોતે સહન કરવાં અથવા તો તેઓને પાપોની માફી આપવી પણ બધાને ઓળખવા એટલે બધાને ચાહવા આનાથી વિશેષ કંઇ જાણવાનું રહેતું નથી આ પ્રકારના સ્પંદનથી મારૂં હૃદય પલ્લવિત થયું અને નવીન શોભાથી ઓપી રહ્યું."

* * *

"ચારે તરફ ઘેરું અંધારું છવાઇ રહ્યું હતું. મહર્ષિજીની આંખો તારાઓની માફક ચમકી રહી હતી.

"મહર્ષિજી ભારતવર્ષના ઋષિઓમાં પહેલા દરજ્જાના હતા માનવ-ચક્ષુ વડે આવી દીપ્તિ દેખાતી નથી. જો મનુષ્યની આંખોવડે દેવતાની શક્તિની ઝાંખી થઇ શકે તો સાચેસાચ ભગવાન શ્રીરમણમહર્ષિની આંખોમાં એવી જ્યોતિ હતી

"અધિક કહેવાની શી જરૂર છે? અમે એકબીજાને ઓળખી ગયા. પૂર્ણ મૌન જ પર્યાપ્ત છે. એમાં જ અમારાં મન પરસ્પર લીન થઇ ગયાં. પરમ સુંદર એ શાંતિસદનમાં, એ દૃષ્ટિના પ્રકાશમાં મને એક મૂક સંદેશ અંકિત થયેલો દેખાવા લાગ્યો

"મહર્ષિજીની આધ્યાત્મિક દૃષ્ટિનો મને પણ ક્ષણભર માટે અનુભવ થઇ ગયો. એ અનુભવ એવો સચોટ હતો કે ભૂલ્યો ભૂલાય તેમ નથી. મહર્ષિજીનું આધ્યાત્મિક જીવનતરુ આજથી મારી આધ્યાત્મિક જીવન વેલીનો આધાર બની ગયો. તેને વળગીને જ આ વેલી હવે ચડશે, ફૂલશે અને ફાલશે."

---

[તા ૪-૪-૫૦ના દિવસે લીધેલો છેલ્લો ફોટો]



માથા ગણી, અવગણી તનુરોગબાધા
કાયા મની વરદા મૂર્તિમથી તિતિક્ષા

# પ્રકરણ આઠમું : મહાનિર્વાણ

य य लोक मनसा सविभाति
    विशुद्धसत्त्व कामयते याश्च कामान ।
त त लोक जयते ताश्च कामा–
    स्तस्मादात्मज्ञ ह्यर्चयद्भूतिकाम ॥

શુદ્ધ બુદ્ધિવાળો પુરુષ જે જે લોકની મન વડે ઇચ્છા કરે છે અને જે જે કામનાઓને ઇચ્છે છે તે તે લોકને અને તે તે કામનાઓને તે મેળવે છે, આથી ઐશ્વર્યની ઇચ્છાવાળાઓએ આત્મજ્ઞાનીની પૂજા કરવી.

મુણ્ડક મુ ૩, ખ ૧—શ્લોક ૧૦

હવે આપણે આ ચરિતામૃતની સર્વોત્કૃષ્ટ અને ભારે કરુણ ઘટનાની કથા વાંચીશુ એ ઘટના આપણા જેવા મર્ત્ય માનવીઓની દૃષ્ટિએ જો કે કરુણ છે પરંતુ તિતિક્ષામૂર્તિ ભગવાન શ્રી રમણની દૃષ્ટિએ તો તે ભારે વીરતાપૂર્ણ છે

સને ૧૯૪૮ના ડિસેમ્બરના પહેલા અઠવાડીઆમા ભગવાન શ્રીરમણ મહર્ષિના ડાબા હાથની કોણી પર વટાણા જેવડી એક ગાઠ પહેલવહેલી જોવામા આવી એ નાનકડી ગાઠ આગળી જીવલેણ નીવડશે અને આટલો ત્વરિત દેહાત લાવશે એવુ શ્રી ભગવાનના એકે ભક્તે ધાર્યું ન હતુ શરૂઆતમા ગાઠ દબાવવાથી જરાક પીડા થતી હતી અને કોઇ કરણ ચીજ તેની સામે દબાતી ત્યારે જ દુ ખ થતુ હતુ બે મહિનામા આ ગાઠ વધીને નાનકડી સોપારી જેવડી થઇ ગઇ ડૉક્ટરે ઑપરેશન કરીને તે કાઢી નાખવાની સલાહ આપી, એટલે તા ૯મી ફેબ્રુઆરી ૧૯૪૯ને દિવસે પહેલુ ઑપરેશન કરવામા આવ્યુ એક અઠવાડીઆમા જખમ તદ્દન રૂઝાઇ ગયો

પરંતુ માર્ચની મધ્યમાં એ જ જગ્યાએ બીજી ગાંઠ ઊગી નીકળી, તેનું ઑપરેશન મદ્રાસથી આવેલા ડૉક્ટરોએ કર્યું. આ બીજી વારના નસ્તર વખતે ગાંઠ ઉપરાંત આસપાસનું માંસ અને ઉપરની ચામડી પણ કાપીને કાઢી નાખવામાં આવી. સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોવાથી માલૂમ પડ્યું કે એ ગાંઠ 'સાર્કોમા *(Sarcoma)*'ની હતી

સાર્કોમા માંસની ઉગ્ર ગાંઠ છે, જે સામાન્ય રીતે જુવાન માણસોને થાય છે વૃદ્ધ માણસોને 'કૅન્સર' થાય છે 'સારકોમા'ની વાઢકાપ પછી તેનો બારીક તંતુ પણ જો રહી જાય તો તેમાથી પાછી નવી ગાંઠ ઊગે છે કોઇ વાર કેટલાક તંતુઓ લોહી દ્વારા શરીરના બીજા ભાગોમાં ધસડાઇ જાય છે અને તે તે ભાગોમા *ગાંઠ ઊગી નીકળે છે* 'સારકોમા' ઘણો પીડાકારક રોગ છે તેને લીધે ભાગ્યે બોકીએ તેથી પીડા થાય છે

બીજા ઑપરેશન પછી અરુણાચલના મહર્ષિ શ્રી રમણદેવની પરમ તિતિક્ષાનો કાળ શરૂ થયો. આ વખતે ઑપરેશનનો જખમ રૂઝાયો નહિ અને ગાંઠ વધીને મોટી થવા લાગી, એટલું જ નહિ પણ તેમાથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું. આથી કામચલાઉ મદદ આપવા માટે રેડિયમનો ઉપચાર કરવામાં આવ્યો, તેનાથી ગાંઠની વૃદ્ધિ થોડેક અંશે અટકી પરંતુ ૧૯૪૯ના જુલાઇમાં તે પાછી વધવા લાગી આથી વનસ્પતિનાં લીલા પાંદડા લગાડવાનો ઉપચાર અજમાવવામાં આવ્યો, પણ તેથી કંઇ ફાયદો જણાયો નહિ શ્રી ભગવાન પોતે તો અમુક ઉપચારના પક્ષમાં કે વિરોધમા ન હતા, પણ તેમના રોગ પર કયો ઇલાજ કરવો તે બાબતમાં ભક્તોની અંદર હમેશા મતભેદ રહ્યા કરતો હતો, તેથી જ જુદા જુદા ઉપચારો અજમાવવામા આવતા હતા

સને ૧૯૪૯ના ઑગસ્ટમાં ગાંઠ અપારાબંધ વધી રહી હતી એટલે તા. ૧૪મી ઑગસ્ટના દિવસે મદ્રાસના સર્જનોએ ત્રીજી વારનું ઑપરેશન કર્યું ત્યાર પછી ત્રણ મહિના સુધી ગાંઠ દેખાઈ નહિ પણ સને ૧૯૪૯ના

ડિસેમ્બરના આરંભમાં ભુજાના મધ્ય ભાગમાં જૂની ગાંઠથી થોડેક ઉપર એક નાનકડી ગાંઠ દેખા દીધી. વળી પાછા મદ્રાસથી ડૉકટરો આવ્યા. તેમને લાગ્યું કે નવી ગાંઠ મૂળ ગાંઠની ઉપગાંઠ હોવાથી, સહેલાઇથી કાઢી શકાશે એટલે તા ૧૯મી ડિસેમ્બરના દિવસે ચોથું ઑપરેશન કરવામાં આવ્યું. જખમની અંદરના ઊંડા ભાગમાં તપાસ કરતાં માલૂમ પડ્યું કે રોગ સ્નાયુઓની અંદર ઊંડો ઊતરી ગયો હતો. આથી વધારે મોટા ઑપરેશનની જરૂર જણાઇ.

આ શસ્ત્રક્રિયાઓ વેળાના દુઃખનું પૂછવું જ શું? શ્રી ભગવાન વિના બીજું કોણ એ તીવ્ર પીડા સહન કરી શકે? લગભગ એક વર્ષ સુધી આવા સતત વ્યાધિની જે વેદના સહેવામા આવી તે શ્રીરમણદેવની અલૌકિક તિતિક્ષા સિવાય બીજા કયા સાધન દ્વારા સહી શકાત?

આ અરસામાં ડાબો હાથ તો બેશો જ પડી ગયો હતો. ત્રીજા અને ચોથા ઑપરેશન પછી શ્રીભગવાનની શારીરિક સ્થિતિ ઝપાટાબંધ બગડતી જવાનાં સ્પષ્ટ ચિહ્નો દેખાઇ રહ્યાં હતાં. ઇ. સ ૧૯૪૯ના ડિસેમ્બરની આખરમાં એમની કાયા કૃશ થઇ ગઇ હતી અને નબળાઇ એટલી બધી આવી ગઇ હતી કે ચાલી પણ શકાતું ન હતું. પરંતુ શ્રીભગવાન તો એ કારી વેદના પ્રત્યે નિર્લેપ જ હતા. એમનું મુખારવિંદ હમેશાં આનંદથી પ્રફુલ્લિત રહેતું હતું. છાપાંઓમા એમની બિમારીના સમાચાર વાંચીને અસંખ્ય લોકો એમનાં દર્શન કરવા માટે આવવા લાગ્યા હતા પણ એમાંના કોઇને એમના ચહેરા પર વેદનાની છાયા પણ દેખાઇ ન હતી ઊલટું, શ્રીમહર્ષિના સાન્નિધ્યમાં તેઓને સંપૂર્ણ અનુગ્રહ અને પરમ શાંતિનો ભરપૂર અનુભવ થતો હતો. કેટલાક શ્રદ્ધાળુ ભકતો એમ પણ માનતા હતા કે શ્રીભગવાન પોતાની મેળે સાજાસારા થઇ જશે.

જ્યારે ડૉકટરો પાસે પાચમા ઑપરેશન સિવાય બીજો કોઇ ઇલાજ રહ્યો નહિ ત્યારે હું મિયોપથીનો ઉપચાર અજમાવવાનું નક્કી થયું અને

તે મુજબ થોડેક દિવસ સુધી હોમિયોપથી દ્વારા શ્રીમહર્ષિની સારવાર ચાલુ રહી પણ ગાંઠ પાછી ઊપડી આવી. આ વખતની ગાંઠ ભુજાના ઉપલા ભાગમાં હતી. હોમિયોપથી બંધ કરવામાં આવી અને મલબારના ભાગના અથવા મુસલમાનને બોલાવી તેમનો ઉપચાર કરવામાં આવ્યો. રોગ મટાડી દેવાની ખાતરી આપી નહોતી. છતાં પોતે જાણતા બધા ઇલાજો તેમણે અજમાવી જોયા પણ મચક જરાયે નહિ. આ અરસામાં ગાંઠ વધીને ખૂબ મોટી થઈ ગઈ હતી અને તેનો ફેલાવો ખભાના હાડ સુધી પહોંચી ગયો. પહેલી ગાંઠ કરતાં આ વખતની ગાંઠ કેટલાયે ગણી મોટી હતી. ચાર ચાર ઑપરેશન થઈ ચૂક્યાં હતાં એટલે શરીર ખૂબ જ અશક્ત બની ગયું હતું અને અધૂરામાં પૂરું આવડી મોટી ગાંઠ શરીરની શક્તિનું પણ શોષણ કરી રહી હતી.

ડૉક્ટરોને અંતકાળ સમીપ આવતો જણાયો એટલે તેઓએ તબિયતની લથડતી જતી સ્થિતિના સમાચાર છાપાના પ્રતિનિધિઓને આપ્યા. આવી ચિંતાજનક હાલત જોઈ મદ્રાસ શહેરના મુખ્ય છાપાઓએ તો પોતાના પ્રતિનિધિઓને તિરુવણ્ણામલૈમાં રહેવા માટે મોકલી આપ્યા. ત્યાંથી તેઓ શ્રીભગવાનની તબિયતના તાજા સમાચાર વખતોવખત પોતપોતાના છાપાઓને મોકલી આપવા લાગ્યા. આ રીતે આખા ભારતના તેમ જ પરદેશના લોકોને ઝડપથી રોગના વધવાની જાણ થઈ.

સને ૧૯૫૦ના ફેબ્રુઆરી, માર્ચ અને એપ્રિલના પહેલા બે અઠવાડિયાં દરમિયાન દર્શનાર્થીઓની સંખ્યા કૂદકે ને ભૂસકે વધવા લાગી. ત્યારે અશક્તિને કારણે શ્રી રમણદેવ પોતાની ઓરડીની બહારના રવેશમાં પણ આવી શકતા ન હતા. એટલે રવેશમાં લોકોને દર્શન આપવાનું પણ અશક્ય બન્યું. આથી ભક્તોને સવારસાંજ બે વખત દર્શન મળી રહે એવી વ્યવસ્થા કરવામાં આવી. ભક્તો હાર બંધ ગોઠવાઈને ઊભા રહેતા અને એક પછી એક શ્રી ભગવાનની ઓરડીની બહારના રવેશના મોખા પાસેથી પસાર થતા અને થોડીક ક્ષણ માટે આઘેથી દર્શન કરીને સંતોષ માનતા

પોતાના પરમપ્રિય ભગવાનને આ રીતે પથારીવશ પડેલા જોઈને તથા એવી દુઃખદ સ્થિતિમાં યે એક પણ અપવાદ વિના તેઓશ્રી દરરોજ દર્શન આપવા જેટલા કૃપાળુ હતા એ જોઈને કેટલા યે ભક્તોની આંખમાં આંસુ આવી જતાં હતાં. તા. ૧૪મી એપ્રિલે મહાનિર્વાણ પહેલાંની સાંજે ૬–૦ વાગે સુદ્ધાં તેઓશ્રીએ ભક્તોને દર્શન આપ્યાં હતાં. ભુજા પર થયેલી જબરજસ્ત ગાંઠની પ્રચંડ વેદના, રાતના ઉજાગરા, પુષ્ટિકારક ખોરાકની ઊણપ: આ બધાંથી એમના શરીરમાં ભારે નબળાઈ આવી ગઈ હતી. તેમ છતાં પોતાના ઐહિક જીવનના છેક છેલ્લા દિવસ સુધી તેમણે ભક્તોને દર્શન આપવાનો જે અનુગ્રહ કર્યો હતો તેનું માપ કોણ કાઢી શકે? એમને પીડા તો જરૂર થતી હતી પણ તેઓશ્રી એનાથી સાવ અલિપ્ત હતા. આગામી અંતકાળની એમને ખબર હતી છતાં યે તેઓશ્રી ડૉક્ટરો જોડે ગમ્મત કરતા અને મજાક ઉડાવતા હતા. તેમની શુશ્રૂષા કરનારા ભક્તોને તેમણે તા. ૧૪મી એપ્રિલની સવારે કહ્યું હતું કે: "તમારે હવે કંઈ જ કામ કરવાનું રહ્યું નથી; માટે જાઓ અને ધ્યાનમાં બેસો."

સાંજે ૬–૦ વાગે દર્શન થઈ ગયા પછી શ્રી ભગવાન મહાનિર્વાણની રાહ જોતાં આરામ લેવા લાગ્યા. અર્ધો કલાક પહેલાં ડૉક્ટરો અને પરિચારકો આગામી દેહાંતની ચિંતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા તેવે વખતે, તેમણે બેસવાની ઇચ્છા દર્શાવી એટલે તેમને બેઠા કરવામાં આવ્યા અને તેઓશ્રી તકિયાને અઢેલીને પગ લાંબા કરી પોતાના સહજ સુખાસનમાં બેઠા. લમણાને ટેકવીને હાથ પણ રાખવા પ્રયત્ન કર્યો પણ અશક્તિને લીધે હાથ પડી ગયો, એટલે નિરાંતે બેસી રહ્યા. આશ્રમવાસીઓ એક પછી એક ખોલીમાં દાખલ થયા અને શ્રી ભગવાનનાં ચરણોનો સ્પર્શ કરી, તેઓશ્રીનાં છેલ્લાં દર્શન કરી બહાર નીકળ્યા.

રાતના ૮–૩૦ વાગ્યા હતા. લગભગ બધા જ ભક્તો ખાધાપીધા વિના આશ્રમમાં ઠેર ઠેર ચિંતાતુર ચહેરે રાહ જોઈ રહ્યા હતા. કેટલાક ભક્તો

'શ્રી અરુણાચલ અક્ષરવરમાળા' ગાઇ રહ્યા હતા, કોઇ ધ્યાનસ્થ બેઠા હતા અને ઘણાખરા શ્રી ભગવાનની ખોલી તરફ ચિંતાભરી નજરે મીટ માંડીને ઊભા હતા. ડૉક્ટરો શરીરની સ્થિતિમાં ક્ષણે ક્ષણે થતા ફેરફારનું નિરીક્ષણ કરી રહ્યા હતા. અંત સમીપ આવતો જણાયો. શરીર એક, બે અને ત્રણ વાર ધ્રૂજી ઊઠ્યું અને પછી નિષ્પ્રાણ થઇ ગયું. ડૉક્ટરોએ ૮–૪૭ વાગ્યાનો સમય નોંધી લીધો.

આ જ વખતે બહાર કંઇક ધમાલ શરૂ થઇ. આશ્રમની બહાર રહેતા એક અમેરિકન છાપાના પ્રતિનિધિ દોડતા દોડતા આશ્રમમાં દાખલ થયા. તેમણે આકાશમાં દક્ષિણ–પશ્ચિમ દિશાએથી નીકળીને ઉત્તર–પૂર્વ દિશા તરફ ધીરે ધીરે પસાર થતો એક તેજસ્વી તારો જોયો હતો એટલે તે ખૂબ આશ્ચર્યચકિત જણાતા હતા. એ તારો એટલો બધો પ્રકાશમાન હતો કે થોડીક ક્ષણો માટે તો આસપાસનો પ્રદેશ વિજળીના ચમકારા જેવા એના પ્રકાશથી ખૂબ ઝળહળી ઊઠ્યો. જે ક્ષણે ભગવાન શ્રીરમણમહર્ષિએ દેહોત્સર્ગ કર્યો, બરાબર તે જ ક્ષણે તેમની ખોલીની બરાબર ઉપર આકાશમાં એ તેજસ્વી તારો પ્રયાણ કરી રહ્યો હતો ! કેવું ભવ્ય અને અલૌકિક દૃશ્ય ? આવો અદ્ભુત દેખાવ જોઇ ભક્તોનાં હૈયાં ભક્તિભાવથી કેટલાં બધાં ઊભરાઇ ગયાં હશે ? વીસેક સેકંડ સુધી એ તારાનું પ્રયાણ દૃષ્ટિગોચર થયા પછી, તે અરુણાચળની પાછળ અદૃશ્ય થઇ ગયો. આ અનુપમ ઘટના કેટલા વાગે બની તેની નોંધ રાખવા માટે પેલા અમેરિકન છાપાના પ્રતિનિધિ મિ. બેરિગોને પોતાની કાંડા–ઘડિયાળમાં જોયું તો એ વખતે નવમાં તેર મિનીટ કમ હતી. જ્યારે તેમને ડૉક્ટરો પાસેથી સમાચાર મળ્યા કે શ્રી ભગવાનના દેહોત્સર્ગનો સમય પણ ૮–૪૭ વાગ્યાનો એટલે કે બરાબર તારાદર્શનનો જ સમય હતો ત્યારે તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. આ સમાચાર જાણી લોકો પણ ખૂબ આશ્ચર્ય પામ્યા.

દેહોત્સર્ગના સમાચારથી આશ્રમના શાંત વાતાવરણમાં એકાએક ભંગ પડ્યો. કેટલાયે ભક્તો મોટેથી રડવા લાગ્યા, કેટલાકનાં શોકાકુલ નયનો-

રહે છે એટલું જ નહિ પણ તેમના શિષ્યો અને ભકતોને થયેલા આધ્યાત્મિક અનુભવો પરથી પણ તે પ્રત્યક્ષ થાય છે.

પોતાના સત્ય સ્વરૂપના આ સ્વયંભૂ સાક્ષાત્કારની દશામાં જ શ્રી ભગવાને પોતાના જીવનનાં છેલ્લાં ૫૪ વર્ષ વ્યતીત કર્યાં હતાં. છેક ૧૯૦૨માં તેમણે શ્રી શિવપ્રકાશમ્ પિલ્લૈને 'આત્મવિચારનાં મૂળતત્ત્વો'નો બોધ આપ્યો હતો. પોતાનું મૂળ સ્વરૂપ જાણવાની ઇચ્છાથી શ્રી. પિલ્લૈએ પૂછેલા પ્રશ્નના જવાબમાં શ્રીરમણદેવે તેમને નીચે મુજબ લખી આપ્યું હતું:

"આત્મા સ્થૂળ દેહ નથી, પાંચ જ્ઞાનેન્દ્રિયો નથી કે પાંચ કર્મેન્દ્રિયો યે નથી. તે વાયુ નથી, પ્રાણ નથી કિંવા મન પણ નથી. આ બધી વસ્તુઓનું જેમાં ભાન હોતું નથી એવી સુષુપ્તિ પણ તે નથી. 'હું આ નથી; હું આ નથી' એમ કહીને ઉપલી સર્વ ઉપાધિઓનો નિષેધ કર્યા પછી જે એક સર્વ શેષ રહે છે તે જ 'હું' છું અને તે જ શુદ્ધ ચૈતન્ય છે."

આત્મચૈતન્યની દશામાં દઢ સ્થિતિ કરવી અથવા તો શુદ્ધ સદ્ભાવની વિચારરહિત દશામાં કેવલ સદ્રૂપ થઇ જવું એ જ્ઞાનની પરમ દશા છે એવું ભગવાન શ્રીરમણનું કથન છે. આવી સહજાત્મનિષ્ઠામાં શ્રી મહર્ષિએ અર્ધો સૈકા કરતાં અધિક કાળ અરુણાચળની ગોદમાં ગાળ્યો હતો અને પૂર્વ તેમ જ પશ્ચિમમાં યુગો થયા મનુષ્ય જે સનાતન સત્યની શોધ કરી રહ્યો છે તેનું તેમણે પોતાના જીવનદ્વારા જગતને પ્રત્યક્ષ દર્શન કરાવ્યું હતું.

શ્રી રમણદેવ અરુણાચળની એક ગુફામાં રહેતા હતા તે વખતે તેમના એક ભિક્ષુક શિષ્યે તેમનું સત્ય સ્વરૂપ જાણવાની ઇચ્છાથી એક કાગળ પર મલયાલમમાં એક શ્લોક લખ્યો હતો અને તે કાગળ તેમની પાસે મૂકીને પોતે ક્યાંક ચાલ્યા ગયા હતા. એ વાંચીને મહર્ષિજીએ મલયાલમમાં જ એ જ વૃત્તમાં બે શ્લોકો રચીને તે દ્વારા પેલા શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપ્યો હતો, જેનો ગુજરાતી પદ્યાનુવાદ આ રહ્યો :

વૈકુંઠવાસિ પ્રભુ વિષ્ણુ વિશે તથૈવ
પ્રત્યેક મર્ત્ય અતિ પામર માનવીમાં,
ચિદ્રૂપ જે હૃદયપદ્મ વિશે વિરાજે,
એ છે સ્વયં રમણ શ્રી અરુણાચલેશ.

ત્હારે વસે હૃદયકંદર જે પરાત્મા,
એને ભજી હૃદયમાં મન લીન થાયે;
તત્કાળ દિવ્ય તુજ આન્તરચક્ષુ ખૂલે,
ચૈતન્યરૂપ પરમાત્મા વિશુદ્ધ ભાસે

—રા. પ્રે. બક્ષી

પ્રત્યેક ભકત અને સાધકના હૃદયમા પરમાત્મારૂપે વિરાજતા હે શ્રી રમણદેવ ! સદ્‌વસ્તુના દર્શન માટે કરવામા આવતી તમારા ભકતોની સાધનભકિતમા તમે માર્ગદર્શક થાઓ અને સદા તેઓની રક્ષા કરો સદાસર્વદા તેમની પર તમારી કૃપા વર્ષતી રહો એ જ નમ્ર પ્રાર્થના

# અંક ત્રીજો : વર્ણન

दर्शनादघसंहारी, मौनेन स्वात्मबोधकः ।
हृच्छान्तिकरसान्निध्यः स्मरणाद्बन्धमोचकः ॥

દર્શને પાપ સંહારે, મૌનથી આત્મ બોધતા,
સાન્નિધ્યે શાંતિને અર્પે, સ્મરણે બંધનો હરે. (૧)

अन्तस्तिमिर चण्डांशु संसारार्णवतारक ।
शोणाद्रीशस्तुतिद्रष्टा हार्दविद्याप्रकाशकः ॥

અંતસ્તિમિરના સૂર્ય, તરાવે ભવસિંધુ જે,
શોણાદ્રિદેવના સ્તોતા, હાર્દવિદ્યા તણા ગુરુ. (૨)

अविच्युत निजप्रज्ञो नैसर्गिक महातपाः ।
कमण्डलुधरः शुभ्रकौपीनवसनो गुहः ॥

અચ્યુત આત્મજ્ઞાની ને, જન્મથી જ તપસ્વિ જે,
કમંડલુ ધરે, ધારે શુભ્ર કૌપીન જે વળી. (૩)

दण्डपाणिः कृपापूर्णो भवरोग भिषग्वरः ।
स्कन्दो देवतमोऽमर्त्यः सेनानीः पुरुषोत्तमः ॥

દંડપાણિ, કૃપાપૂર્ણ, ભવરોગ તણા ભિષક્,
સ્કંદ મૃત્યુંજયી દેવ, સેનાની પુરુષોત્તમ. (૪)

# પ્રકરણ પહેલું : નિત્યચર્યા

कपोले वामे स्वं करकमलमाधाय विमले
शयानश्चोत्तान क्षितिजगतनेत्राब्जयुगलः ।
ऋषिः शान्तः सोऽहंस्फुरणपरमानन्दमुदितः
शिवः पूर्णः साक्षी जयति रमणः शोणकटके ॥

**જેમણે ડાબા વિમલ લમણા નીચે પોતાનો કરકમલ ટેકવ્યો છે, જે પગ લંબાવીને સૂતેલા છે, જેમનાં બે નેત્રકમળ ક્ષિતિજને જોઇ રહ્યાં છે અને જે સોઙસ્ફુરણરૂપી પરમાનંદમાં મસ્ત છે એવા શાંત, શિવ, પૂર્ણ, સાક્ષી અને ઋષિ રમણ અરુણાચળમાં બીરાજે છે.**

*– શ્રી રમણલહરી : શ્લોક ૨૬*

ભગવાન શ્રીરમણ મહર્ષિનો સુવા તથા ઊઠવાનો કોઇ નિયત સમય ન હતો. જે ત્રણે અવસ્થાઓથી પર હોય અને જે સહજ સ્થિતિમાં આરૂઢ થયેલા હોય, તેમની પાસે ઊંઘ શબ્દનો શો અર્થ હોઇ શકે? તો પણ આપણી આ આંખોને જે દેખાય છે તેવી નિદ્રામાંથી તેઓશ્રી ઘણુ ખરું રાત્રે ત્રણ અને ચાર વાગ્યાની વચ્ચે જાગતા હતા. ઘણું ખરૂં બધા જ આશ્રમવાસીઓ એ વખતે જાગી જતા અને શૌચાદિથી નિવૃત્ત થઇ પોતપોતાનાં કામોમાં ગૂંથાઇ જતા.

શ્રી મહર્ષિજી ઘણાં વર્ષ પહેલા સવારે શાકભાજી સમારતા હતા તથા કોઇ કોઇ વાર સવારનો નાસ્તો પણ પોતે તૈયાર કરતા હતા. તેઓશ્રી સામાજીક કાર્યોમાં શામિલ થવાની વિરૂદ્ધ ન હતા. જ્ઞાન અને નિત્ય વ્યવહાર વચ્ચે કંઇ જ વિરોધ નથી અને મહેનત કરવામાં કંઇ અપમાન માનવાની જરૂર નથી; આ બન્ને સત્યો મહર્ષિજીની આ ચર્યા પરથી સાફ માલૂમ પડતાં. પ્રભાતે બધા આશ્રમવાસીઓ ચારે તરફ બેસી મહર્ષિજીએ

રચેલાં 'અક્ષરવરમાળા' આદિ સ્તોત્રો ગાતા. મહાકવિ મુગવૈ મુરુગનાર નામના એક ભક્તે લગભગ ૫૦૦ તામિળ પદોનું 'શ્રીરમણસન્નિધિ મુરૈ' નામનું એક પુસ્તક લખ્યું છે, એમાંનાં પદો પણ પ્રભાતે ગાવામાં આવતાં. કેટલાક ભક્તો સ્નાનાદિથી પરવારીને રસોડામાં નાસ્તો બનાવવાનું કામ કરવા લાગી જતા. પ્રભાતે પાંચ વાગે આશ્રમની વેદ પાઠશાળાના વિદ્યાર્થીઓ સંસ્કૃતમાં વેદપારાયણ કરતા, જેના શ્રવણથી સાંભળનારને પ્રાચીન સમયના ઋષિઆશ્રમનો ખ્યાલ આવી જતો.

આ પ્રકારનાં મંગળ ગીતોના ગાન વચ્ચે આશ્રમમાં સૂર્યનો ઉદય થતો. આ બધો સમય મહર્ષિજી દિવાનખાનામાં કોચ ઉપર જ બેસી રહેતા. તેઓશ્રીનાં દર્શન માટે વેદપારાયણના સમયથી જ લોકો આવવા લાગતા. જે લોકો પાલિ, અગ્નિ તથા અગસ્ત્ય આદિ કુંડોમાં સ્નાન કરવા જતા તેઓ પણ પહેલાં મહર્ષિજીનાં દર્શન કરવા આવતા. થોડાક ભક્તો મૌન ધારણ કરીને ધ્યાન કરવા બેસતા. ૭ વાગે વેદપારાયણ સમાપ્ત થતાં મહર્ષિજી સ્નાન કરવા માટે ઊઠતા. સ્નાન પછી નાસ્તો અપાતો. નાસ્તામાં ઘણુંખરું ઇડલી તથા કોફી અગર ચા હોય

પછી બધા આશ્રમવાસીઓ પોતપોતાના કામમાં રોકાઇ જતા. કોઇ ફૂલો ચૂંટીને પૂજા માટે હાર બનાવે, કોઇ અભિષેક માટે જળ લાવે તો કોઇ વળી ચંદનાદિ તૈયાર કરે અને શ્રીમાતૃભૂતેશ્વરના લિંગની તથા ત્યાં પ્રતિષ્ઠાપિત કરેલા શ્રીચક્રની, ગણેશની તેમ જ સ્કંદની પૂજા દરરોજ અષ્ટોત્તરી ગાઇને અને ખાસ દિવસોએ સહસ્ર નામાવલી ગાઇને કરે. મંદિરમાં શ્રીરમણ ભગવાનનું તરણ વયનું ચિત્ર રાખવામાં આવ્યું છે, તેની પૂજા દરરોજ અષ્ટોત્તરીના ઉચ્ચારણથી કરવામાં આવે.

આશ્રમનાં વિવિધ કાર્યો જેવાં કે બજારમાંથી સામાન ખરીદી લાવવાનું, બાગબગીચામાં પાણી સિંચવાનું, ગાયોને ઘાસચારો આપવાનું,

ટાંકીઓમાં પાણી ભરવાનું, વિગેરે શ્રી નિરંજનાનંદજીની દેખરેખ નીચે નિયમિત થતા અને આજે પણ થયા કરે છે.

શ્રી મહર્ષિની કૃતિઓના જુદી જુદી ભાષાઓમાં અનુવાદો, તેને લગતા જ સ્વતંત્ર પુસ્તકોની રચના, છાપખાનામાંથી આવતા પ્રુફોનું વાચન, ચોપડીની બંધાઇ વિગેરે કામોમાં પણ કેટલાક ભક્તો રોકાયેલા રહેતા.

નાસ્તા પછી થોડી વારે મહર્ષિજી જેવા કોચ પર આવીને બેસતા કે તરત જ લોકો દર્શન માટે આવવા લાગતા. લોકો પણ વિવિધ ઉદ્દેશોથી આવતા. કોઇ ખાલી જોવા આવતા, કોઇ સંતાનની ઇચ્છાથી, કોઇ પોતાના સાંસારિક દુઃખો ભૂલવા માટે, કોઇ પોતાનો રોગ મટાડવા માટે, કોઇ ભૂત પિશાચનો વળગાડ દૂર કરવા માટે તો કોઇ મુકદ્દમામાં જીત મેળવવાની ઇચ્છાથી આવતા. આવી ઇચ્છાવાળા લોકો કાં તો પ્રત્યક્ષ અથવા મનમાં મહર્ષિજીને પોતાની ઇચ્છા પૂરી કરવાની પ્રાર્થના કરતા. આશ્રમ પર આવતા પત્રોમાં પણ આવી લાલસાઓનો ઉલ્લેખ જોવામાં આવતો. પણ શ્રી ભગવાન આવી બાબતોમાં કશું જ બોલતા નહિ. તેઓશ્રી દ્વારા જે શાંતિ અને અનુગ્રહ ચારે તરફ વ્યાપી રહેતાં તે દ્વારા શાંતિ મેળવીને લોકો પાછા ચાલ્યા જતા. ભક્તોનો આ એક પ્રકારનો સમુદાય હતો.

ઘણા ઓછા માણસો મોક્ષ મેળવવાની ઇચ્છાથી આવતા. કેટલાક લોકો શ્રીરમણ ભગવાનને દેવ માનતા તો કોઇ વળી પરમ ગુરુ ગણતા. તેવા લોકો ભગવાન વિષેના સ્તોત્રો પોતે રચીને તેમની સમક્ષ ગાતા અથવા બીજાના રચેલા ગાઇ સંભળાવતા. શ્રદ્ધા વિનાના લોકો માત્ર પોતાની પંડિતાઇ દેખાડવા માટે જ સ્તોત્રાદિ રચતા. કોઇ વળી શ્રીભગવાનને પોતાની વિદ્વત્તાથી દિંગ કરવા ઇચ્છતા. પણ ભગવાન તો શાંત અને નિર્વાક્ બેસી રહેતા. તેઓશ્રીની એ સમાધિ શાંતિ વર્ષાવતી તેથી એવા લોકો થોડી વાર પછી શરમાઇને જતા રહેતા. કોઇ માણસો વળી પોતાની શંકાઓનું નિવારણ કરાવવા માટે આવતા. દર્શનશાસ્ત્રના કોઇ ગ્રંથનો અભ્યાસ કર-

વાથી આવી શંકાઓનું નિવારણ જરૂર થઇ જાય પણ શ્રીભગવાનના શ્રીમુખેથી ખુલાસો મેળવવા તેઓ આતુર રહેતા. લોકો જેવી જાતના પ્રશ્નો પૂછતા તેવી જ જાતના ઉત્તર મેળવતા, જેથી ખુશ થઇને તેઓ ચાલ્યા જતા. કેટલાક ભક્તોને સાચેસાચ પરમાર્થ વિષે શંકાઓ હોય છે. મહેનત કરવા છતાં યે શંકાઓ જતી નથી. ઉપાસનામાં યે કેટલીક અડચણો નડે છે. આવા લોકો શ્રી ભગવાનને જ પોતાની પરમગતિ માનીને તેઓશ્રીની પાસે દોડી આવતા. શ્રી ભગવાન પ્રેમપૂર્વક તેઓની શંકાઓનું નિવારણ કરતા તેમ જ બીજી જે કંઇ મદદ કરવા યોગ્ય જણાતી તે પણ કરતા. આવા ભક્તોમાં યે અજબ માણસો જોવામાં આવતા.

કોઇ પોતાના પત્રમાં લખતો "હે ભગવન્ ! આપના પર મારી અસીમ ભક્તિ છે. આપ અમુક સમયે મને જરૂર સદેહે દર્શન દેવા કૃપા કરજો અને આપ આપનો અનુગ્રહ વર્ષાવી મારા ખરાબ વિચારોનો નાશ કરજો."

બહેનોઓ તો સૌથી વધારે પ્રશ્નો પૂછતા. એવામાંથી કોઇએ પૂછેલું: "પ્રારબ્ધ ચડે કે પુરુષાર્થ ?" શ્રીભગવાને તરત જવાબ આપ્યો હતો:

"પ્રારબ્ધ અને પ્રયત્ન વિષે, તે બન્નેનું મૂળ નહિ જાણનારા અજ્ઞાની લોકો જ વાદવિવાદ કરે છે. પણ એ બન્નેના મૂળ કારણ ભૂત સ્વરૂપને સ્પષ્ટ રીતે જાણનારા જ્ઞાનીને પ્રારબ્ધ નથી અને પ્રયત્ન પણ નથી."

– સદ્દર્શન ચાલીસી: પૃષ્ટ ૨૫

કોઇ ભવિષ્ય જાણવા માગતા, તેઓને શ્રીભગવાન તરફથી કશો જ જવાબ મળતો નહિ. એક ભક્તે પૂછેલું: "સૃષ્ટિની ઉત્પત્તિ ક્રમિક છે કે આકસ્મિક ?" આ પ્રશ્નનો શ્રીરમણભગવાને નીચે મુજબ જવાબ આપ્યો હતો:

"વેદોમાં ઉત્પત્તિનો ક્રમ બતાવ્યો છે ખરો પણ તે માત્ર અર્થવાદ છે. જ્યારે પોતાને પોતાનું જ્ઞાન થાય છે ત્યારે આખી સૃષ્ટિનું જ્ઞાન થઇ જાય છે "

આ પ્રકારના શંકાસમાધાન ચાલ્યાં કરતા ભકતોએ આ રીતે પુછેલા પ્રશ્નો અને શ્રીભગવાને આપેલા ઉત્તરોમાના કેટલાકનો સગ્રહ કરીને તે પુસ્તકરૂપે બહાર પાડવામા આવ્યો છે પહેલાં તેના જુદા જુદા બે ભાગો બહાર પડયા હતા પણ હવે બન્ને ભાગોનુ એક જ ભેગું પુસ્તક બહાર પડ્યું છે એ ગુજરાતી પુસ્તકનું નામ "શ્રીરમણવાણી" છે.

આશ્રમમા આવનારા ભકતોમાથી જેઓ સાધકો હોય તેઓને પ્રશ્નોત્તર થાય તે ગમતું નહિ તેઓ આત્મવિચાર કરવા માટે શ્રીભગવાન પાસે આવતા તેઓને તેમની સન્નિધિમા પરમ શાંતિ મળતી અને સાધનામા કોઇ જાતની અડચણ નડતી નહિ કોઇ કોઇ વાર શ્રીરમણભગવાનનું સાન્નિધ્ય જ મુક્તિનુ કારણ બની જતું શ્રીરમણગીતામા શ્રીરમણભગવાને આમ જ કહ્યું છે. જો કોઇ આગન્તુક આવીને પ્રશ્ન પૂછતો નહિ તો શ્રીભગવાન સહજ સ્થિતિમા પડયા રહી મૌન જ રાખતા. તે વખતે જાણે પાચે વાયુઓ થંભી ગયેલા હોય એવું લાગતુ અને તેઓશ્રીની સન્નિધિમાં રહેનારાઓના ભાવેનો વેગ અટકી જઇ તેઓનો શ્વાસ સમ અને મદ બની જતો આવે વખતે આત્મવિચારનુ ધ્યાન સહેલાઇથી થઇ શકતુ

કેટલાક ભકતો ઘેર ધ્યાન ધરતા ત્યારે ધ્યાનમા ભંગ પડતો એટલે તેઓ શ્રીભગવાનની સન્નિધિમા ચાલ્યા આવતા અહી સુગમતાથી તેઓને શાંતિ તથા પ્રસન્નતા મળતી, મન સમાધિ તરફ ઉન્મુખ થતુ અને કોઇ કોઇ વાર અતર્મુખ દૃષ્ટિનો લાભ પણ મળી જતો ભકતો કહેતા કે આ બધો શ્રીરમણભગવાનની કૃપાનો જ પ્રતાપ હતો ઘણુ ખરૂ ભકતો શ્રીભગવાને બતાવેલા આત્મવિચારના માર્ગનો આશ્રય લેતા આથી તેઓશ્રીની સન્નિધિમા હમેશા આત્મલહરી હિલોળા લેતી એ લહરીમા મગ્ન રહી, વિચારમાર્ગનો આશ્રય લેવામા ભકતોને ઘણી સુગમતા માલૂમ પડતી આ કારણથી તેઓ એમ ઇચ્છતા કે કોઇ માણસ પ્રશ્ન પૂછી તેઓની શાતિમા ખલેલ ન પહોચાડે

આમ અનેક રીતે શ્રીભગવાનની સહાય તથા અનુગ્રહ મેળવવા માટે આવનારા ભક્તોની સંખ્યા મોટી હતી હિંદના જુદા જુદા પ્રાંતો ઉપરાંત યુરોપ, અમેરિકાથી પણ અનેક જિજ્ઞાસુઓ આવતા આ ઉપરાંત કેટલાયે ભક્તો શ્રીભગવાનના સાન્નિધ્યનો સતત લાભ મેળવવા માટે કાયમનો વસવાટ કરીને અહી રહ્યા હતા ઘણા ભક્તો કુટુંબો સહિત અહી રહેવા આવ્યા તેઓને રહેવા માટે આશ્રમની આજુબાજુ અનેક ઘરો ઊભા થયા અને આજે અહી નાનકડું નગર વસી ગયુ છે એમ કહીએ તો ચાલે ભક્તો આ રીતે વસેલા નગરને 'રમણનગર' કહે છે

લોકોની ભીડ હોય કે ન હોય તો પણ શ્રીભગવાન તો કંઈ ને કંઈ કાર્યમા રોકાયેલા જ રહેતા ઘણા વર્ષ પર તેઓશ્રી રસોઈ બનાવવામા યે મદદ કરતા, પત્રાળીઓ બનાવતા, શાકભાજી સમારતા અને મસાલાઓ બનાવતા આ બધા કામમા તેઓશ્રી નિપુણ હતા આજે પણ તેઓશ્રીની પદ્ધતિ અનુસાર જ આશ્રમની રસોઈ થાય છે તેઓશ્રી કમંડલુ ઘણા સરસ બનાવતા અને પુસ્તકો બાંધવાનુ કામ સુંદર કરી જાણતા ભક્તોએ લખેલા પુસ્તકો જોઈ જવા, પ્રુફ સુધારવા વિગેરે કામોમા તેઓશ્રીનો ઘણો સમય પસાર થતો આ પ્રત્યેક કામમા તેઓશ્રી કુશળ હતા તેમણે બનાવેલી ચીજો સાફ અને સુંદર બનતી

પોતાના દૈનિક કામમાંજ્મા શ્રીરમણભગવાન '**न प्रहृष्येत् प्रियं प्राप्य, नोद्विजेत् प्राप्य चाप्रियम्।** ગમતુ મળવાથી હરખાવુ નહિ અને અણગમતુ મળવાથી ખેદ કરવો નહિ.' એ સૂક્તિને ચરિતાર્થ કરતા કોઈ કોઈ વાર આશ્રમ જોવા માટે મોટા ધનવાનો અને મહારાજાઓ આવતા, તો યે શ્રીભગવાનને કંઈ થતુ નહિ કે તેઓ તરફ ખાસ લક્ષ પણ આપતા નહિ એક વાર રામનાથપુરના સ્વ શ્રી સેતુપતિજી આવ્યા હતા ઘણાઓને કહેતા તેમ શ્રી ભગવાને તેમને બેસવાનુ કહ્યુ પણ તેમને શ્રીભગવાન પર ભારે શ્રદ્ધા હોવાથી તે ન બેસતા પંદર મિનીટ સુધી ઊભા જ રહ્યા

બીજી એક વાર રવ એન સી ટી મુત્તય્યા ચેટ્ટિયાર આવ્યા હતા તેમની જોડે આવેલા એક ચેટ્ટીએ શ્રી ભગવાનને કહ્યું "કાનાડુ કત્તાનના શાહુકાર આવ્યા છે" પણ શ્રી ભગવાન ન હાલ્યા કે ન ચાલ્યા ચેટ્ટિયાર બધાની જેમ દશ મિનીટ સુધી જમીન પર બેઠા અને પછી ચાલ્યા ગયા ત્યારે કોઈએ કહ્યું કે 'એમને 'સર'નો ખિતાબ મળ્યો છે, લેજીસ્લેટિવ કૌંસિલના સભ્ય છે અને તામિલનાડના મોટા ધનિક છે" તો પણ શ્રી રમણભગવાન તો ઉદાસીન જ રહ્યા હતા

નામનાની ખાતર દાન દેનારાઓ કેટલાક હોય છે એક શાહુકારના કારભારીએ કહ્યું કે "જો મહર્ષિજી કહે તો અમારા શેઠ આ આશ્રમને એક ગાય આપે તેની માવજત અને ઘાસચારાનો બંદોબસ્ત શેઠ પોતે જ કરશે" શ્રી ભગવાને ચોખ્ખો જવાબ આપી દીધો કે "આશ્રમને ગાયની જરૂર નથી ગાયને ચિંતાથી બચાવતા જ અમારો દમ નીકળે છે" બીજા એક માણસે કહ્યું 'જયંતી માટે કંઈ જોઈતું હોય તો કહો, મોકલી આપીશ" આમ કહેનાર કોઈ રાજાના ભાઈ હતા શ્રી ભગવાને જવાબ આપ્યો "કંઈ જોઈતું નથી જે કંઈ છે તે પણ બહારના લોકોને વહેંચી દઈએ છીએ"

શ્રી ભગવાન પાસે પોતાની વિદ્યાકળા બતાવવા માટે કેટલાક માણસો આવતા તેઓનો પ્રયોગ થઈ રહ્યા પછી શ્રી રમણદેવ માત્ર મો મલકાવતા આ જ તેઓને માટે ઇનામ હતું આવી રીતે આવનારાઓમાં સૌથી વધારે ગવૈયાઓ રહેતા શ્રીભગવાન ગાયન સાંભળીને તેનો સ્વાદ લઈ શકતા પણ કોઈ ગાતું ત્યારે તેઓશ્રી પોતાનું માથું હલાવતા નહિ કે હાથ વડે તાલ દેતા નહિ, હાલ્યા ચાલ્યા વગર અચલ મૂર્તિની માફક બેસી રહેતા અમુક ગાયન સારૂં છે કે અમુક સારૂં નથી એવી ટીકા પણ કરતા નહિ પરંતુ સંગીતનો જ દાખલો આપીને એક વાર શ્રીભગવાને ઉપદેશ કર્યો હતો કે 'સ્વર પર ધ્યાન ન રાખતા શ્રુતિ પર જ ધ્યાન રાખો આથી સૂર જરૂર

સભાગારો પણ મન ગગને આધીન નહિ થાય આ જ પ્રમાણે તમે પોતાના મનને 'અહમ્' પર ચોંટાડશો ત્યારે દશ્યો દેખાશે ખરા પણ તેઓ તમારા ચિત્તનુ હરણ કરી શકશે નહિ હૃદય પર આત્મા પર પોતાની દષ્ટિ ફેરવીને તેમા નિમગ્ન થઇ જશો તો વિષયો તમને ખેચી શકશે નહિ" આ જ શ્રી રમણભગવાનનો મુખ્ય ઉપદેશ હતો

એક વખત કોઇ મુદલિયારે પોતાની રખાત વેસ્યાનુ ગાણુ રાખ્યુ હતુ ગાનાનુ સમાપ્ત થયા પછી શ્રી ભગવાને નિયમ મુજબ મો મલકાવ્યુ તે યુવતી પોતાના હાવભાવ દેખાડવા લાગી એ વખતે તેને ભગવાનની એવી મૂર્તિ દેખાઇ કે જાણે તેઓશ્રી વિચારી રહ્યા હોય કે "આ એક પિંજર છે, તે માસ અને ચામડીથી ઢકાયેલુ છે અને ભાવાવેશ આ હાડપિંજરને ચલાવી રહ્યો છે"

આ પ્રમાણે અગિયાર વાગતા, તે પહેલા આશ્રમ પર આવેલી બધી ટપાલ શ્રીભગવાન વાચી જતા બરાબર ૧૧ વાગે સૌ ભોજન કરવા ઊઠતા શ્રીભગવાન પોતે બધા ભક્તોની જોડે જ ભોજન કરવા બેસતા અને બધાને જે કઇ પીરસવામા આવતુ તે જ તેઓશ્રીને પીરસાતુ કોઇ પણ કારણસર તેઓશ્રી ખાસ ખોરાક લેતા નહિ શ્રીભગવાનનો બીજો એક એવો નિયમ હતો કે પીરસાયેલી બધી જ ચીજો તેઓશ્રી ખાઇ જતા, જરીકે છાડતા નહિ અને જમી રહ્યા પછી પત્રાળી એવી ચોકખી કરતા કે જાણે તેમા પીરસાયુ જ ન હોય ભક્તો કોઇ કોઇ વાર પ્રેમાવેશમા ભગવાનને વધારે પડતુ પીરસી દેતા, તેથી તેમને તકલીફ થતી છતા બગાડ ન થાય એટલા માટે એ બધુ ખાઇ જતા ડૉક્ટરો ઓછુ ખાવાનુ કહે તો પણ ભક્તોનુ મન ન દુ ખાવવા ખાતર પોતે બધુ ખાઇ લેતા ભોજન પછી બધા આરામ કરે બપોરે અઢી વાગે ચાકોફી આપવામા આવે શ્રી ભગવાન છેલ્લા કેટલાક વર્ષથી ચાકોફી પીતા ન હતા

ત્યાર બાદ લોકો પાછા દર્શન માટે આવવા લાગતા. તેઓ નમસ્કાર કરી ફળાદિ ધરતા. સાંજના ૪–૩૦ વાગે આશ્રમ તરફથી બહાર જતી ટપાલ શ્રીભગવાન વાંચી જતા અને ૪–૪૫ વાગે ઊઠીને બહાર જતા અને ૫–૦ વાગે પાછા આવતા. થોડા વખત પછી આશ્રમની વેદપાઠશાળાના વિદ્યાર્થીઓ સાંજનું વેદપારાયણ કરતા. આ વખતે શ્રી ભગવાન દિવાન-ખાનાની બહાર બેસતા અને દર્શન કરવા આવનારાઓની ભીડ પણ વધારે થતી. ચોતરફ ભારે શાન્તિ છવાઇ રહેતી અને મહાકવિ કાલિદાસનું "શાંતમિદમાશ્રમપદમ્"નું સ્મરણ થઇ આવતું. ધીરે ધીરે રાત થતાં ચારે દિશાઓમાં ઘેરો અંધકાર છવાઇ જતો. આ પરથી લોકોને શીખવા મળતું કે જીંદગી પણ આવી જાતના કાળના આવરણથી ઢંકાયેલી છે.. રાત્રે સાત વાગે કેટલાક ભકતો શ્રીભગવાનનાં રચેલાં તથા ભકતોએ શ્રીભગવાન વિષે રચેલાં તામિલ સ્તોત્રો ભાવપૂર્વક ગાતા. આ રીતનું ગાવાનું ચાલુ હોય તે દરમિયાન કોઇ ભકત કંઇ ભૂલ કરે તો ભગવાન ગમે તેવી સમાધિમાં મગ્ન હોય તો યે જાગી ઊઠીને તરત જ તેની ભૂલ સુધારતો. આ રીતે કેટલા યે ભકતોને શ્રીભગવાનનાં સ્તોત્રો કંઠસ્થ થઇ જતાં.

આશ્રમવાસીઓ ગમે તે કામમાં રોકાયેલા હોય છતાં તેઓનું મન ભગવાનનાં ચરણોમા જ લાગેલું રહેતું. શ્રીભગવાને 'ઉપદેશસાર'માં કહ્યું છે :

ईश्वरार्पितं नेच्छया कृतम् ।
चित्तशोधकं मुक्तिसाधकम् ॥

**પ્રભુને અર્પી કર્મ કરાય, ફળ આશા વિણુ જે તે થાય;**
**શુદ્ધ કરે કર્તાનું મન, મોક્ષ તણું થાયે સાધન.**

— શ્લોક ૩

ભકતો માટે શ્રીરમણભગવાનનું સાન્નિધ્ય દિવ્ય સાન્નિધ્ય હતું. તેઓને માટે એ સાચેસાચ ભગવાન જ હતા. આથી તેઓ સાંજના મનો-

દર સમયે મળતા ભાવામૃતના આસ્વાદનમાં પોતાનો આખા દિવસનો થાક ભૂલી, એક પ્રકારના દિવ્ય આનંદમાં મસ્ત થઈ જતા. આશ્રમમાં જે ભજનો અને સ્તોત્રો ગાવામાં આવતાં, તેમાં ભક્તિ અને જ્ઞાનનો વિમળ ઝરો વહેતો દેખાતો.

રાતના ૭ા વાગે વાળુ કરવાનો ઘંટ વાગતો તે વખતે ફરી પાછા ભગવાન ભક્તો જોડે જ જમવા બેસતા. વાળુ થઈ રહ્યા પછી, સૌ ભક્તો વિયોગતા અને શ્રીભગવાન વિષે વાતો કરતાં કરતાં નિદ્રાધીન થતા.

કોઈ કોઈ વાર શ્રીભગવાન ભક્તો પાસે ઋભુ ગીતા આદિ પુસ્તકો વંચાવતા. શ્લોક વાંચવા પહેલાં તેઓશ્રી તેનો અર્થ સમજાવતા અને પદ ગવાયા પછી તેની વિસ્તૃત વ્યાખ્યા કરતા. તેના દરેક શ્લોકમાં એક જ ભાવ ગુંજે છે કે 'દેહાત્મબુદ્ધિ છોડવી જોઈએ, તમે આત્મા છો, શરીર નથી.' આ જ ભાવ મન પર ઠસાવવામાં આવતો. નિરંતર વાંચનથી એ ભાવો હૃદયમાં દૃઢ થાય છે અને ચિત્તને તદાકાર બનાવે છે. નિરંતર શ્રવણથી ધ્યાન એકતાન થાય છે અને આધ્યાત્મિક ભાવના બળવતી થાય છે. પદ, ભાવ, ધ્વનિ, અર્થ વિગેરે ધીરેધીરે મનપટ પર અંકિત થતા જાય છે અને મનમાં રોપેલું આ બીજ સમય મળતાં અંકુરિત થઈ ફૂલેફળે છે.

આશ્રમનો એવો નિયમ છે કે રાત્રે સ્ત્રીઓ ત્યાં રહી ન શકે. કામિની-કાંચનની લાલસા જ વિષયોપભોગનું કારણ બને છે. અહીં કામિનીઓ નથી કે નથી તેઓના હાવભાવોનું વર્ણન કરનારી ચોપડીઓ. ભગવદ્-શૃંગારને બહાને પણ વિષયોપભોગની લાલસાને અહીં પોષણ મળતું નહિ, કારણ કે તેનો મૂળોચ્છેદ કરનારી જ્ઞાન-અસિ પણ અહીં મોજૂદ હતી. જે શૃંગાર ભક્તિમિશ્રિત હોય તેને અને તેમાં યે ભગવાનના વિયોગનું વર્ણન કરનાર શૃંગારને જ અહીં સ્થાન મળતું, અનુભવ-શૃંગારને અહીં સ્થાન જ ન હતું. શ્રી રમણભગવાનની સંનિધિ જ વૈરાગ્યની ઉદ્દબોધક હતી. અહીં કદી પાપ

કે ચિંતા પેદા થતાં તો પણ ચારે તરફ ફેલાયેલો જ્ઞાનવિચારરૂપી અગ્નિ તેને ભસ્મસાત્ કરી દેતો. આ પ્રમાણે કોઇ પણ જાતની તકલીફ વિના કામવિજય પ્રાપ્ત થતો. અહીં રહેનારાઓને કાંચનની શી જરૂર ? જો કંઇ આપોઆપ આવે તે સૌને જ મળે, પછી પૈસાની શી જરૂર ?

ભગવાન શ્રીરમણમહર્ષિનું ચરિત્ર અનુકરણીય હોઇ, તેમની સન્નિધિ જ જ્ઞાનને ઉત્તેજીત કરતી એટલે ઇંદ્રિયો આપોઆપ કાબૂમાં આવી જતી.

---

## પ્રકરણ બીજું : ઉપદેશ

यस्य देवे परा भक्तिः यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

**જેને ભકિત સદા દેવે, દેવ શી ગુરુમાં વળી;**
**તેને આંહી કથ્યા અર્થો, પ્રકાશે છે મહાત્મને.**

–શ્વેતાશ્વતર ઉપનિષદ્

જગતમાં બધા જ મનુષ્યો આત્મજીજ્ઞાસાના અધિકારી હોતા નથી. જેઓ અધિક પરિપકવતા પામ્યા હોય તેઓ જ આત્મ-વિચાર માટે લાયક ગણાય છે અધિકાર અનુસાર પ્રાપ્તિની પણ વિવિધતા રહે છે એકાદ વાર એ પ્રાપ્યો પરથી પોતાનું મન ઊઠાવી લઇને, અકસ્માત્ આત્મવિચારના માર્ગનું અવલંબન ભાગ્યે જ કોઇ કરી શકે છે, કારણ કે એમ કરવામાં ઘણુંખરું વાસનાઓ સામે જબરદસ્ત લડાઇ કરવી પડે છે. શ્રી રમણ ભગવાન પોતાના ભક્તોના અધિકારો અને અનધિકારો સારી પેઠે જાણતા. તેઓશ્રીના ઉપદેશનું શ્રવણ કરનારાઓ પણ જાતજાતના રહેતા.

સાધકોને સૌથી પહેલાં વૈરાગ્યની જરૂર હોય છે. વૈરાગ્ય એટલે વિષય-લાલસામાંથી મન ઊઠાવી લેવું તે. વૈરાગ્ય મેળવ્યા વિના આત્મજીજ્ઞાસા કરવી એ હાંસીપાત્ર છે અને એવી જીજ્ઞાસાથી કશો જ લાભ થતો નથી. अथा तो ब्रह्मजिज्ञासा આ વેદાન્તસૂત્ર પર કરેલી વ્યાખ્યામાં કહ્યું છે કે શમ, દમ, આદિ સાધનસંપત્તિ મેળવ્યા પછી જ (अथ), એ કારણે (अतः) બ્રહ્મજિજ્ઞાસા કરવી ઘટે. શ્રી શંકરાચાર્યજીએ ઉક્ત સૂત્ર પર લખેલું ભાષ્ય ધ્યાનમાં લેવાયોગ્ય છે. પણ એક જ જન્મમાં સાધનસંપત્તિ વડે પૂર્ણપણે સજ્જ બનવાનું કોઈને માટે પણ સંભવિત નથી. કેટલા યે જન્મો લીધા પછી કોઈ વિરલા મનુષ્યને એ સંપત્તિની પૂર્ણતા પ્રાપ્ત થાય છે. પરંતુ આ પ્રકારનો વિચાર કરવાથી સાધકોની માનસિક ચિંતાઓ ઘણી ઓછી થઈ જાય છે.

શ્રી ભગવાનના મત પ્રમાણે તો પૂર્ણ વૈરાગ્ય અને જ્ઞાન વચ્ચે કંઈ ભેદ જ નથી. જ્ઞાન જ વૈરાગ્ય છે અને વિષયોના ત્યાગનું નામ જ જ્ઞાન છે. જ્યાં સુધી આત્મજીજ્ઞાસા થાય નહિ ત્યાં સુધી પૂર્ણ વૈરાગ્ય અને વિષયપરાંગ્મુખતા સંભવિત નથી, અને આત્મજીજ્ઞાસા માટે કેટલો વૈરાગ્ય જરૂરી છે એ બતાવનારૂં કોઈ માપ નથી. શ્રીરમણ ભગવાને નરનાનંદજીને જે ઉત્તર આપ્યો હતો તે પરથી એમનો મત સ્પષ્ટ સમજાય છે. તેઓશ્રીએ કહ્યું હતું : "જો તમે સાચેસાચ અનધિકારી હો તો મહાત્માઓના દર્શનની ઈચ્છા જ શી રીતે ઉત્પન્ન થઈ?" સદ્‌ભાવના ઉત્પન્ન થાય એ જ આત્મ-જીજ્ઞાસાનો અધિકાર સૂચવે છે, પણ વૈરાગ્ય ન હોય તો આત્મજીજ્ઞાસામાં વિઘ્ન નડે છે. શ્રી ભગવાને કહ્યું છે કે : "આત્મજીજ્ઞાસાથી જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે."

ભક્તિથી જે થયો શુદ્ધ પૂર્વજન્મ સુકર્મથી,
શરીરે, વિષયે જેને થયું છે દોષદર્શન,
મન જે વાળનો માંહે, રૂચિ ના વિષયે જરી,
દેહ નશ્વર માને જે, તે પુરો અધિકારી છે.

— રમણગીતા: અ. ૭—શ્લોક ૯, ૧૦

વિષયલાલસાના આવેગોને દૂર કરવાના ઉપાયો શ્રી શંકરાચાર્યના 'મોહમુદ્દગર'માં તથા શ્રી ભર્તૃહરિના 'વૈરાગ્યશતક'માં તથા અન્ય ગ્રંથોમાં બતાવવામાં આવ્યા છે, 'શરીર, અસ્થિ, મેદ, રક્ત, માંસ, આંતરડાં આદિનું સંધાન છે અને અસ્થિર છે. તેમાં શા માટે રતિ રાખો છો? ઘણું ખરું આ જ એક ઉપાય અર્થાત્ ઊલટી ભાવનાનો આ એકમાત્ર આધાર જ બતાવવામાં આવે છે. નાગાનંદ, પ્રબોધ ચંદ્રોદય આદિ નાટકોમાં યે આ ઉપાય પર જ ભાર મૂકવામાં આવ્યો છે. વિરાગ મેળવવાનો બીજો એક ઉપાય છે. 'વિષયોપભોગ અમારે માટે નથી, એવી અનિત્ય વસ્તુમાં કોણ રમણ કરે?' આવા વિચારથી યે વિરતિ પેદા થાય છે. આને શ્રી ભર્તૃહરિએ 'દુર્વિરક્ત પદ્ધતિ' કહી છે. ફ્રૂડ આદિ પાશ્ચાત્ય મનોવિજ્ઞાનવેત્તાઓ કહે છે કે મનોવિકલનની સહાયતાથી સંસ્કારબીજના આવેગને રોકયા વગર વહી જવા દેવામાં આવે તો એ બીજની શક્તિ નહિ જેવી થઇ જાય છે. વામમાર્ગના અનુયાયીઓ ' भोगो योगायते देवि ' કહીને અનંત ભોગો ભોગવીને તેની વ્યર્થતા જાણી લે છે. આ બધા મતોમાં એક વાતની સમાનતા છે અને તે એ કે વિષય દુઃખદાયક છે અને તે શાંતિનો શત્રુ છે. તેનો ત્યાગ કરવો જોઇએ. પરંતુ ઉપર બતાવેલા બધા મતોમાં વિષયની સત્તા જરૂર રહે છે.

ભગવાન શ્રી રમણ મહર્ષિનો પંથ અનોખો હતો. એક વાર પક્ષી જાળમાં ફસાઇ જાય પછી તે છૂટવાની જેટલી કોશિશ કરે છે તેટલું વધુ ને વધુ તે બંધાય છે વિષયેચ્છાઓની વાત પણ આવી જ છે. આર્ગોનાટ જેસને જે રીત અજમાવી તે જુઓ. સાઇરિનોના ગીત પ્રત્યે તેને મોહ હતો તેનો ત્યાગ ન કરતા તેણે તેનાથી વધારે મધુર અને વધારે મંજુલ ઓર્ફિયસનું ગીત સાંભળ્યું. યુલિસિસે એ ગીતલહરીનો સામનો કરવાનો પ્રયત્ન કર્યો એટલે તેને ભારે તકલીફો વેઠવી પડી. શ્રી રમણ ભગવાનનું કથન છે કે વિષયોની તરફ જોવું પણ ન જોઇએ. જેવી રીતે બીજા બાહ્ય વિષયોની બાબતમા કરો છો તેવી જ રીતે આતરિક લાલસાઓને પણ

'નેતિ'ના માર્ગના અવલંબન વડે અથવા 'આ વિચાર કોના છે, ક્યાંથી ઊઠે છે, શું આ મારા વિચાર છે, હું પોતે તો વિચાર નથી, તો 'હું કોણ છું?' આવી જીજ્ઞાસા વડે છિન્નભિન્ન કરી નાખવી જોઈએ આવી જીજ્ઞાસાથી એ વિષયવાસનારૂપી મહાન વૃક્ષોની શાખાઓ, ફળફૂલ વિગેરે આપોઆપ સૂકાઈને ખરી પડશે. આ જ રીતે શ્રી રામકૃષ્ણ પરમહંસ પોતાની પત્નીમાં જગન્માતાની ભાવના સેવીને માયાના મહાપાશમાંથી છૂટી ગયા હતા. ભગવાનના દિવ્ય નામામૃતનું પાન કર્યા પછી, વિષયમદ્યનું પાન કરવાની ઇચ્છા કરે એવો મૂર્ખ કોણ હોય? શ્રી મહર્ષિજીનો આ જ ઉપાય હતો. બધા વિષયોમાંથી મન ઊઠાવી લઈને પોતાની દૃષ્ટિને આત્મામાં પરોવવી એ પરમ ઉપાય છે. કેટલાયે માણસો વિષયવાસનારૂપી ભૂત જોડે લડીને હાર ખાધા પછી પ્રાણ બચાવવા શ્રીરમણ ભગવાન પાસે દોડી આવતા અને त्वमेकं शरणं मम કહી તેઓશ્રીનો આશ્રય લેતા. માટે આ સંગ્રામ લડવા કમ્મર કસો. બધી બાહ્ય વૃત્તિઓના મૂળભૂત 'અહમ્' (અહંકાર નહિ)ની જીજ્ઞાસા કરો. તો જ બધી વાસનાઓ શાંત થઈ જશે અને વિષયનું બંધન જરાયે રહેશે નહિ.

બીજો ઉપદેશ વૈરાગ્યને તીવ્ર બનાવવાના ઉપાયો વિષે છે. સ્નાન, સંધ્યા, જપ, હોમ, સત્સંગ, મહાત્માઓની સન્નિધિ, આ બધા આત્માનુસંધાનમાં સહાયકર્તા છે. નિયમ રાખવો એ પણ ઉપયોગી છે, પણ નિયમ માત્ર સાધનરૂપે જ હોવો જોઈએ. નિયમોની અધિકતા એટલી બધી ન થવી જોઈએ કે જેથી મૂળ ધ્યેય આત્માનુસંધાન ગૌણ થઈ જાય. 'सिद्धानां कृतकृत्यानां गलन्ति नियमाः स्वयम्। આત્મસિદ્ધિ પામેલા પુરુષોના નિયમો આપોઆપ ગળી જાય છે.' આ વાતને ભૂલ્યા વિના નિયમોનું પાલન કરતા રહેવાથી વૈરાગ્ય દૃઢતર થતો જાય છે.

હવે ધ્યેયની બાબતમાં શ્રીરમણ ભગવાનના વિચારો વાંચીએ.

આશ્રમના વર્ણન પરથી હવે તો સારું સમજાયુ હશે કે ત્યા નિર્ગુણ ધ્યાન અને આત્માનુસંધાન સિવાય બીજા કોઇ માર્ગનું અવલબન કરવામા આવતુ ન હતુ શ્રી ભગવાન સારી પેઠે જાણતા કે અધિકારીઓના ભેદ તથા વાસનાની પ્રબળતાને કારણે જુદા જુદા ભક્તોના ધ્યેયો જુદા જુદા જ રહે છે આથી તેઓશ્રીની તરફથી જેવાને તેવો જ ઉપદેશ મળતો આ પરથી કેટલાક લોકો મહર્ષિજીને શાક્ત માનતા, કોઇ તેમને વિશિષ્ટાદ્વૈતી માનતા તો કોઇ વળી તેમની પદ્ધતિને ખ્રિસ્તી પદ્ધતિ કહેતા ખરૂ જોતા તો તેઓશ્રીનો મત *न बुद्धिभेद जनयेत् अज्ञानां कर्मसंगिनाम्* હતો જે અમુક ખ્યાલ સાથે તેમની પાસે જતો,તેનો તે ખ્યાલ અગર માર્ગ તેઓશ્રી છોડાવતા નહિ તેઓશ્રી કહેતા હતા કે સૌ પોતપોતાને માર્ગે સાધના કરી શકે છે, કારણ કે તેમનો એવો મત હતો કે બીજી બધી સાધનાઓ આખરે નિર્ગુણ આત્માનુસધાન તરફ દોરી ગયા વગર રહેશે નહિ દરેક સાધકને માર્ગની બાબતમા પોતાની રુચિ રહે છે એ ખરૂ છે તો પણ ભગવાન તેઓને કહી દેતા કે 'આપણે જે અંતિમ અવસ્થા પ્રાપ્ત કરવાની છે તેને આપણે ભૂલવી જોઇએ નહિ' ગભીરમ્ શેષય્યરજીને પ્રાણાયામમા ભારે આસ્થા હતી અને શ્રીભગવાને તેમને સ્વામી વિવેકાનંદજીના મત અનુસાર પ્રાણાયામનું બધુ જ રહસ્ય સમજાવ્યુ હતુ છતા સાથે સાથે કહી દીધુ હતુ કે 'ધ્યેય એનાથી ભિન્ન છે અને યોગ, પ્રાણાયામ આદિ માત્ર સાધનો જ છે, જેનાથી એકાગ્રતા પ્રાપ્ત થાય છે' વળી તેમને એમ પણ કહ્યુ હતુ કે 'કોઇ દહાડો આત્માનુસધાન અનિવાર્ય થઇ પડશે અને તે કર્યે જ છૂટકો થશે'

## ઉપદેશની રીત

यस्य यस्य हि यो भावस्तेन तेन समाचरेत् ।
अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥

**જેનો જેવો ભાવ હોય તેની જોડે તેવા ભાવથી વર્તન કરીને મેધાવી આખરે તેને વશ કરી લે છે.**

શ્રીરમણ ભગવાને આ સૂકિતનો અમલ કરી કેટલાંક ભકતોને મૂર્તિ-પૂજા કરવાનું પે ઉત્તેજન આપ્યું હતું. સને ૧૯૨૫માં મેલમના વકીલોની એક મંડળી શ્રી. વલ્લિમલૈ મુરુગરજીની જોડે (મુરુગરજી તિરુપ્પુગલસ્વામીને નામે મશહૂર થઇ ગયા છે) ભકિતના તાનમાં આવી તિરુપ્પુગલ ગાતાં ગાતાં શ્રીરમણ ભગવાનના દર્શન માટે આવી હતી. સંત અરુણગિરિનાથે રચેલી સુબ્રહ્મણ્યની સ્તુતિને તિરુપ્પુગલ કહે છે. મુરુગરજીની ગાવાની ઢબ અને એમના દિલના ભાવ બધાના મનને મોહી લેતા હતા. મહર્ષિજીએ તેઓને એ સ્તુતિનો અર્થ સમજાવ્યો. મુરુગરજી ભારે પંડિત નથી તો યે તે એટલી હદ સુધી પહોંચ્યા છે કે તિરુપ્પુગલની વ્યાખ્યા કરવામાં આજકાલ એમની બરાબરી કરે એવું કોઇ નથી આ પ્રમાણે શ્રીભગવાને સગુણોપાસના દ્વારા મુરુગરજીને મદદ કરી હતી. પેલા વકીલોમાંથી એકે પૂછ્યું: "ગાયત્રીનો જપ યથાક્ષર કરવાથી કંઇ લાભ થાય છે ખરો?" શ્રી રમણ ભગવાને કહ્યું: "યથાક્ષર જપ કરવાથી યે ફળ જરૂર મળે છે, પણ સૂરજના બિંબને ધ્યાનનું લક્ષ્ય બનાવવાથી અધિક ફળ મળે છે. ખાસ કરીને આખરના *नमस्सवित्रे जगदैकचक्षुषे એ મંત્રથી ધ્યાનમાં સારી સહાયતા મળે છે."

આ પ્રકારનું ધ્યાન કરવાથી સાધકનું મન ધ્યેયપદાર્થમાં લીન થાય છે અને એ શકિતશાળી ધ્યેયપદાર્થની શકિત ઉપાસકને કલ્યાણનું પ્રદાન કરે છે. લક્ષ્યનું પ્રતીક પહેલાં તો ગોચર હોય છે પણ ધ્યાનમાં આગળ વધતાં વધતાં સાધકને માલૂમ પડે છે કે ધ્યેયપદાર્થ અતિ વ્યાપક છે તથા અરૂપ છે. આ રીતે સગુણોપાસના નિર્ગુણોપાસનામાં ફેરવાઇ જાય છે.

*આ મંત્રનો અર્થ એવો છે કે સૂર્યના બિંબમાં જે અધિષ્ઠાતા દેવતા છે તે જ વિશ્વનું એકમાત્ર નેત્ર છે, તે જ સૃષ્ટિ, સ્થિતિ તથા લયનું કારણ છે, તે જ જ્ઞાનદાતા છે, તે જ ત્રિગુણોની મૂળભૂત પરમાર્થસત્તા છે તથા તે જ ત્રિમૂર્ત્યાત્મક છે. સવિતા પદ્માસનસ્થ છે, તેમણે કિરીટ પહેરેલો છે, તેમને સોનાનાં ઘરેણાં છે તથા તે શંખચક્રગદાધારી છે. એ સર્વજ્ઞ, સર્વગત તેમ જ સર્વશકિતમાન છે.

કોઇ ભકતોના ઇષ્ટદેવ રામ-કૃષ્ણાદિના અવતાર હોય છે તો કોઇ વળી શકિતને ઉપાસે છે તેઓની ઉપાસનામાં ધ્યેયપદાર્થની શકિત ધ્યાતામા પ્રવેશ કરીને વહેવા લાગે છે જો સાધકનું મન મંત્રના અધિષ્ઠાતા દેવતાના રૂપમાં વિલય પામે તો અદ્વૈત દશા આપોઆપ ઉપસ્થિત થાય છે શ્રી મહર્ષિજી કહે છે કે એ જ અનુપમ શકિત સાધકને નિર્ગુણની ઉપાસનામાં આગળ ને આગળ ખેચી જાય છે

રમણભકતોના ઇષ્ટદેવ શ્રીરમણ ભગવાન જ છે તેઓ એમના ચિત્રની પૂજા, ધૂપદીપ કરીને તથા રમણ અષ્ટોતર શતનામાવલી, રમણચત્વારિંશત આદિ સ્તોત્રોનો પાઠ કરીને કરે છે તેઓને મહર્ષિજી તેમ કરતાં અટકાવતા નહતા તેઓશ્રી કહેતા કે 'એ પણ ઠીક છે કારણ કે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં સ્પષ્ટ કહ્યું છે કે જ્યાં સુધી હૃદ્‌ગ્રંથિના ભેદનો નાશ થાય નહિ ત્યાં સુધી ગુરુશિષ્યનો ભેદ રહેવાનો જ છે, છતા એ ગુરુ તથા ભગવાન એ બન્નેનો અભેદ માનવો એમાં જ શ્રેય છે'

કેટલાક ભકતો શ્રીભગવાનની સન્નિધિમા જ એમના શરીરની પૂજા કરવા ઇચ્છતા પણ તેઓશ્રીને એ પસંદ ન હતું બીજા સ્વામીઓ પૂજા, અભિષેક આદિ પસંદ કરે છે પણ મહર્ષિજીની દષ્ટિમા શરીર કોઇ ચીજ જ ન હતી એટલે તેમને પોતાની પૂજા થાય એ ગમતુ ન હતુ. મંદિરમા જેમ મૂર્તિની સામે કરવામા આવે છે તેમ આરતી કરવી, નાળિયેર વધેરવું, તેમના ચરણની ધૂળ માથા પર ચડાવવી વિગેરેથી તેઓશ્રી બહુ જ વિરુદ્ધ હતા આથી ભકતો જમીન પર પડીને તેઓશ્રીને દૂરથી જ નમસ્કાર કરતા

ધ્યાનમંત્ર : શ્રીરમણ ભગવાન વેદાન્તના સારા જ્ઞાતા હતા, એટલે તેમને ઘણા મંત્રોનુ જ્ઞાન હતું. તેઓશ્રી ભકતોના અધિકારનો ખ્યાલ રાખીને, જેને જે મંત્ર યોગ્ય અને ગ્રાહ્ય હોય તે તેને બતાવતા વેદોમા પરમ પુરુષની અનેક પ્રકારે સ્તુતિ કરેલી છે, પુરુષસૂકતમા જેને સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ,

સહસ્રપાદ કહ્યું છે તે વિશ્વ જ છે. બીજી એક જગ્યાએ કહેલું છે કે તે અંગુષ્ઠ માત્ર જ છે. પરમાત્મા હૃદયમાં જ્યોતિરૂપે વસે છે એમ પણ અન્યત્ર લખેલું છે તથા કોઇ જગ્યાએ એમ લખ્યું છે કે નારાયણ સુધાસિંધુમાં વટવૃક્ષની વડવાઇઓ પર ક્રીડા કરે છે. ક્યાંક નારાયણનો આકાર પર્વત જેવો કહ્યો છે તો ક્યાંક તેમાંથી વહેનારી નદી જેવો. ભક્તો આવાં અનેક વર્ણનો-માંથી શ્રીભગવાનની આજ્ઞાનુસાર પોતાને માટે કોઇક મંત્ર પસંદ કરી લેતા.

મંત્રજપ કરવાનો વિધિ શો છે એ વિષે ગણપતિ મુનીન્દ્રને મહર્ષિજીએ જે ઉપદેશ આપ્યો હતો તે અગાઉ દર્શાવ્યો જ છે. વળી 'ઉપદેશસાર'માં યે કીર્તન તથા જપની રીત વર્ણવેલી છે. તેમાં કહ્યું છે કે જપમાં વાચિક, ઉપાંશુ અને માનસિક એ એક પછી એક અધિક ઉત્તમ છે જપ કરનાર પોતાના આત્મા પર દૃષ્ટિ રાખીને જપ કરે તો તે અજપ કહેવાય છે.

સગુણોપાસનાની બાબતમાં શ્રી રમણ ભગવાન પ્રાચીન આચાર્યો જોડે સહમત હતા ભક્તિનું વિવરણ કરતાં તેઓશ્રીએ કહ્યું છે કે 'ઘીની ધારના જેવું સરળ ચિંતન કરવું એ સૌથી ઉત્તમ છે.'

રમણગીતામાં પ્રાણાયામ આદિની વિશેષરૂપે ચર્ચા કરી છે. ભગવદ્ ગીતામાં પણ પ્રાણાયામ તથા તેને માટે જરૂરી નિયમ, આસન આદિનું વર્ણન છે. પરંતુ શ્રી ભગવાનના મત મુજબ એ બધાં લક્ષ્યને પ્રાપ્ત કરવાનાં માત્ર સાધનો જ છે. પરમ લક્ષ્ય તો આત્મોપલબ્ધિ છે આ કારણથી યોગ, મંત્ર આદિ કર્યા પછી આ પરમ પુરુષાર્થમાં લાગી જવું એ અત્યંત આવશ્યક છે.

યોગસાધનમાં પહેલાં પહેલાં દિવ્ય જ્યોતિઓ દેખાય છે. વિવિધરૂપે તથા વિવિધ રંગોમાં ઇષ્ટ દેવતાનાં દર્શન થાય છે. અનેક પ્રકારના નાદો સંભળાય છે. આ બધી વાતોનું સવિસ્તર વર્ણન આપણા ધર્મગ્રંથોમાં છે. કોઇ કોઇ વાર ધ્યાન કરતી વખતે રમણભક્તોને શ્રી રમણભગવાનના ઉજ્જ્વલ તેજોમય રૂપનાં દર્શન થાય છે.

રામનાથપુરથી શાતમ્માળ નામના એક વિધવા રમણાશ્રમમા આવીને રહ્યા છે તે એક વખત મહર્ષિજીના ફોટાની ભારે શ્રદ્ધાથી પૂજા કરતા જાગ્રત દશામા યે તેમનુ જ સ્મરણ કર્યા કરતા તેમને સ્વપ્નમા શ્રી ભગવાનના અનેક વાર દર્શન થયા હતા કોઇ કોઇ વાર શાતમ્માળને ધ્યાનમા તેમ જ જાગતા દિવ્ય જ્યોતિઓ તથા ઉજ્જ્વળ ધવલ તેજની મધ્યમા મહર્ષિજીનુ રૂપ દેખાતુ હતુ આ ઘટના ફકત અરુણાચલ ધામમા જ થતી એવુ ન હતુ પણ ઘેર સુદ્ધા તેમને આવા જ અનુભવો થતા હતા આ બધી વાત તેમણે મહર્ષિજીને કરી ત્યારે શ્રીમહર્ષિએ જવાબ આપ્યો કે "રગને ચિતરના અથવા કના કહે છે આ જ્યોતિઓનુ દર્શન એ લક્ષ્ય નથી લક્ષ્ય તો આત્મોપલબ્ધિ જ છે આવી જ્યોતિઓનુ દર્શન ધ્યાનમા ખલેલ કરે છે માટે સાધકે એનાથી મોહિત થવુ ન જોઇએ એ જ્યોતિઓ બાહ્ય સસારમા સ્થૂળ રૂપે દેખાય કે મનમા સૂક્ષ્મરૂપે દેખાય તો યે તે વિષય જ છે પ્રયત્ન તો કરવાનો છે વિષયીના દર્શન કરવા માટે, નહિ કે વિષયના માટે આવી જ્યોતિઓના દર્શનથી પ્રસન્ન થવુ એ ઉચિત નથી '

શકિતઓ તથા સિદ્ધિઓ પણ આ જ્યોતિઓના જેવી જ છે તે વિષે જુદા પ્રકરણમા ચર્ચા કરેલી જ છે

હવે વાચકોને શ્રીરમણભગવાનનો માર્ગ સાફ સમજાઇ ગયો હશે રમણાશ્રમમા જે ઉપાસના પર ભકતનુ દિલ ચોટતુ તેનુ તે અનુસરણ કરતો ભગવદ્ગીતામા પણ લખ્યુ છે કે આત્મપ્રસાદ જ મુકિતનુ કારણ છે અને સ્વભાવ પરથી જ મુકિતની પ્રાપ્તિનો માર્ગ નક્કી થાય છે

ભગવાન શ્રીરમણ મહર્ષિનો ઉપદેશ શુ હતો એ કહેવાની હવે વધુ જરૂર નથી, કારણ કે તેઓ પોતાનુ જીવન જ એમનો ઉપદેશ અને એમના ઉપદેશનુ જીવત ઉદાહરણ હતુ તેમની પ્રત્યેક અનુભૂતિમા કઇ ને કઇ ઉપદેશ છુપાયેલો જ રહેતો તેમની વાતોમાની એક પણ એવી ન હતી કે જેમાથી કઇક પણ ઉપદેશ મળ્યા વગર રહે કોઇ મો ખોલીને પ્રશ્ન ન પણ પૂછે તો યે

તેનો જવાબ ત્યા ને ત્યા જ અથવા બીજા કોઈને અપાતા જવાબ દ્વારા મળી જતો નટનાનંદજીની જીવનકથા પરથી જણાય છે કે સ્વપ્નમા પણ મહર્ષિજી ઉપદેશ કરતા તેઓશ્રી આમ અનેક રીતે ઉપદેશ કરતા રહ્યા હતા

શ્રી રમણભગવાને કોઈ પણ ભક્તને સન્યાસની દીક્ષા દીધી નહતી, પણ એમ જણાય છે કે સ્વપ્નમા શ્રી નટનાનંદ જેવા કેટલાક ભક્તોને પોતાના હાથ અથવા પગથી અડીને દીક્ષા આપી હતી ગણપતિ મુનિને પણ આવી જ દીક્ષા મળી હતી આ એક પ્રત્યક્ષ અનુભવની વાત છે કે મહર્ષિજીએ કેટલાક લોકોને તેમની છાતી પર, જે જગાએ હૃદય નામક નાડીચક્ર છે ત્યા હાથ રાખવાનુ કહ્યુ હતુ અને જેવો હાથ રાખવામા આવતો કે તુરત ત્યા ઝપાઝપ નાના નાના ત્રણ સ્પંદનો થવા મડી, લાંબો વિરામ અનુભવાતો જણાયો હતો જેઓએ આ પ્રમાણે કર્યું હતુ તેઓના શરીરમા જાણે વીજળીનો સચાર થયો હતો અને આખા શરીરમા શક્તિનો પ્રવાહ વહેવા લાગ્યો હતો.

શ્રી રામસ્વામી અય્યરજીની જીવનકથા પરથી માલૂમ પડે છે કે શ્રીભગવાન કોઈ કોઈ વાર ચિંતનથી દીક્ષા દેતા હતા

---

## પ્રકરણ ત્રીજું : મહિમા

નવા જમાનાના લોકો મહિમાઓ અને સિદ્ધિઓમા વિશ્વાસ રાખતા નથી અને શિવ લોક, વૈકુંઠ આદિ અપ્રત્યક્ષ વાતોને ટાઢા પહોરની ગપ સમજે છે તેઓ પ્રત્યક્ષ જોયા સિવાય કોઈ વાતને પ્રમાણભૂત માનતા નથી આવી માન્યતાવાળા મદુરાના એક વકીલે શ્રીમહર્ષિજીને એક

વાર પૂછ્યું હતુ: "શુ દેવો, ભૂતપિશાચો વિગેરેનુ સાચેસાચ અસ્તિત્વ છે ખરૂ?" મહર્ષિજીએ જવાબ આપ્યો હતો. "હા, જરૂર છે પણ જેમ આ જગતની સત્યતા વ્યાવહારિક છે તેમ તેઓની સત્યતા પણ વ્યાવહારિક જ છે."

વકીલ-શિવ આદિ દેવો સસલાના શીંગડા સમાન નથી શું? શું સાચેસાચ તેઓની હસ્તી છે?

મહર્ષિ-ખચીત, તેઓની હસ્તી છે

વ-જો તેઓ આપણા જેવા હોય તો તેઓ પણ પ્રલયકાળમાં નાશ પામશે જ ને?

મ-જો તમે જ્ઞાન મેળવીને મુકત થઇ શકો છો અને મરણને જીતી અચ્યુત બ્રહ્મપદ મેળવી શકો છો તો પછી શિવાદિ દેવો તો તમારાથી કેટલા યે ચઢિયાતા છે એટલે તેઓ જ્ઞાની ન હોય કે અમર બ્રહ્મપદ મેળવ્યુ ન હોય એ શી રીતે બને?

અમૃતનાથજીને પણ આવી જ શકા હતી ભગવાને તેમને સમજાવ્યું હતુ કે હાલ પણ સિદ્ધ પુરુષો છે અને તેઓ શિવાદિ દેવોની માફક શાપ તથા વરદાન આપવાનુ સામર્થ્ય ધરાવે છે (જુઓ રમણગીતા અ ૧૭, શ્લોક ૨૬)

એક વખત નરસિંહસ્વામીજી શ્રી ભગવાન પાસે બેસીને 'સ્વામી વિવેકાનંદનું જીવન અને ઉપદેશ' નામના પુસ્તકનુ તામિલ ભાષાંતર લખી રહ્યા હતા, એ વેળાએ તેમના મનમા શકા ઊઠી કે જેવી રીતે શ્રીરામકૃષ્ણ પરમહંસે દર્શન અને સ્પર્શથી બધું જ બ્રહ્મમય જોવાની શકિત આપી હતી તેવી જ શકિત ભગવાન શ્રીરમણ મહર્ષિ આપી શકે કે નહિ? આવી શકિત હોય તો કેટલુ સારૂ? એચમ્માળ ત્યા જ બેઠા હતા તેમને ખબર ન હતી કે નરસિહસ્વામીજીના મનમા શો વિચાર ચાલી રહ્યો હતો, અને તે શ્રી ભગવાનને કઇ પૂછે તે પહેલા જ એચમ્માળે જ પ્રશ્ન પૂછી કાઢયો. "શું અમને પણ સિદ્ધિઓ મળી શકે છે?"

બન્નેના જવાબમા શ્રીભગવાને સદ્દર્શન ચાલીસી ના ૩૫મા શ્લોકનો ઉલ્લેખ કર્યો

"જે (નિત્ય) સિદ્ધ સત્ય છે તેને ઓળખવુ અને તેમા સ્થિર થવુ એ જ (એકમાત્ર) સાચી સિદ્ધિ છે બીજી સર્વ સિદ્ધિઓ સ્વપ્નમા મેળવેલી પ્રાપ્તિ જેવી છે જ્યારે ઊંઘ ઊડી જાય છે ત્યારે એ પ્રાપ્તિઓ સાચી લાગે છે ખરી? જેઓ (પરમ) સત્‌ની અવસ્થામા દૃઢ થયા હોય અને અસત્યથી મુક્ત હોય તેઓ (આવી વસ્તુઓની) ચિંતા કરશે ખરા?'

શ્રી ભગવાને આવો જ ઉપદેશ હમ્ફ્રીસને પણ આપ્યો હતો (જુઓ રમણગીતા અ ૧૪–શ્લોક ૧૦ થી ૧૭) આત્માએ મુક્ત લોકોની કલ્પના પોતાની અદર જ કરી છે પરિપક્વતા મેળવ્યા પછી જ્ઞાની પણ આ લોકોમા વિહાર કરી શકે છે

' परिपाकेन काले स्युस्सिद्धयस्तात पश्यत ।
प्रारब्ध यदि तामि स्यात् विहारो ज्ञानिनोऽपि च ॥

હે તાત! આવી પરિપક્વતાને લીધે કાળક્રમે સિદ્ધિ મળેલી દેખાય છે જો પ્રારબ્ધ હોય તો જ્ઞાનીઓને ભાગે એ સિદ્ધિઓ જોડે વિહાર કરવાનુ આવે છે–સિદ્ધિઓ દેખાડવી પડે છે

—અ ૧૧, શ્લોક ૨૦

भवेन्न यस्य प्रारब्ध शक्ति पूर्णोप्यय मुनि ।
अतरग इवाब्धि न किचिदपि चेष्टते ॥

અર્થ: જેનુ આરબ્ધ એવુ ન હોય તેવો મુનિ (જ્ઞાની) શક્તિ પૂર્ણ હોવા છતા, તરગ વિનાના મહાસાગરની જેમ કઈ ન કરતા સ્વસ્થ રહે છે.

—અ ૧૧, શ્લોક ૨૨

જો સદ્વસ્તુ આત્મપદાર્થ પ્રાપ્ત થઇ જાય તો એમ જ સમજજો કે બધુ જ હાથ લાગ્યુ છે સાધનામાર્ગની વચ્ચે આવતી આ સિદ્ધિઓથી લોભાવુ ઘટે નહિ

શ્રી રમણભગવાનના ભક્તો તેમના આ મતને માન્ય રાખે છે ભક્તો કહે છે કે તેઓશ્રી કાર્તિકસ્વામીના અવતાર હતા અને જ્ઞાની હતા, તેથી એ અનન્ત મહિમાવાળા હતા સાધારણ જનતાને ઘણુ ખરૂ સિદ્ધિઓ વડે જ વિશ્વાસ પેદા થાય છે અને તે દૃઢ પણ થાય છે આ કારણથી જ અહીં શ્રી રમણભગવાનના મહિમાનુ વર્ણન કરવાની કોશિશ કરીએ છીએ જેથી તેમના ભક્તો તથા સાધારણ જનતાને સંતોષ થાય જે સિદ્ધિઓ વિષે વિશ્વાસપાત્ર ખબર મળી છે તેવીનુ જ અહીં વર્ણન કર્યું છે

હવે આપણે ભગવાનને લગતી કેટલીક રસપ્રદ વાતો વાંચીશુ

ઇશ્વનુ પ્રારબ્ધ ટાળ્યુ ટાળી શકાતુ નથી આ બાબતમા મહર્ષિ જીએ એક વખત પોતાનો એક અનુભવ કહી સંભળાવ્યો હતો આશ્રમમા ભક્તો તેમને જે કઇ ખવડાવતા તેનાથી તેઓશ્રી ગળા સુધી ધરાઇ જતા છતા યે ખાવાની વધુ ચીજો આવવાથી તેમને અરુચિ પેદા થતી ત્યારે તેઓશ્રી કહેતા ' મારી તકલીફ મને જ માલૂમ છે તમને ભૂખ ન લાગી હોય તો તમે નહિ ખાઓ અને તમને કોઇ કઇ કહેશે યે નહિ પણ જો હુ ન ખાઉ તો તમે કોઇ ખાશો નહિ આથી બીજાઓની ખાતર પણ મારે ખાવુ પડે છે

એક દિવસ શ્રીભગવાને એમ ધારીને એકના બહાર ફરવા જવાનો વિચાર કર્યો કે બહાર ચાલ્યા જવાથી ખાવાની પીડા ટળશે આથી તેઓશ્રી ગિરિમૂળની પશ્ચિમે એક નાનકડા જંગલમા ફરવા ચાલ્યા ગયા ત્યા તેમને છ સ્ત્રીઓ મળી જેઓ ઘાસ ભેગુ કરવા ત્યા આવી હતી તેઓમાથી એક સ્ત્રીએ પહેલા ઘણી યે વાર ભગવાનના દર્શન કર્યા હતા તે તેમને

ઓળખી ગઇ અને તેમને ફળો ધરી, તે ખાવાનો ખૂબ જ આગ્રહ કર્યો. લાચાર બનીને તેમને એ ફળ ખાવા પડયાં. પેટ ભરાઇ ગયું તો યે એ સ્ત્રીઓએ તેમને છોડયા નહિ. તેઓએ કહ્યું કે "ભોજન માટે આપ કયાં યે જશો નહિ. અમે અહીં આપની રાહ જોઇશું." આમ કહી એ સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઇ. મહર્ષિજી ખૂબ ફર્યા અને અગિયાર વાગે પેલી જગ્યાએ પાછા ફર્યા. ત્યાં પેલી સ્ત્રીઓ હાજર જ હતી. એકે ભાત અને શાક, બીજીએ ચિત્રાન્ન, ત્રીજીએ દહીંભાત એમ દરેકે જુદું જુદું ખાવાનું આપ્યું. મહર્ષિજી અજબ ગૂંચવાડામાં પડી ગયા. એક મોટી કેરીનું જે રસમ (ઓસામણ) બનાવેલું હતું, તે જ એટલું બધું હતું કે તે ચાર માણસો પણ ખાઇ શકે નહિ. આ પરથી શ્રીભગવાનને ખાતરી થઇ ગઇ કે બહાર જવાને બદલે આશ્રમમાં રહેવું એ જ સારું હતું.

એક વખત એવું બન્યું કે શ્રીરમણ ભગવાન પળનિસ્વામીની જોડે વિરૂપાક્ષિ ગુફાએથી નીકળી પશ્ચિમ દિશામાં આવેલા જંગલની સહેલગાહે ઊપડયા. ત્યાં એક ભંગિયણ થોડાંક લાકડાં એકઠાં કરી રહી હતી શ્રી ભગવાનને જોઇને તે ભારે ગુસ્સામાં આવી ગઇ અને બોલી ઊઠી: "હત્ તારી ઠાઠડી નીકળે" ભગવાન વિચારમાં પડી ગયા કે તે એમને નકામી ગાળ શા માટે દેતી હશે? બીજાઓ પણ વિચારમાં પડી ગયા કે કશી યે પરવાહ વગર તે આવા સાધુને ફાવે તેમ ગાળો કેમ દે છે? પેલી સ્ત્રીએ વધુ બોલતાં કહ્યું કે "અમારે પેટને માટે લાકડા વીણવા નીકળવું પડે છે, તેની તમને લોકોને શી પડી છે? ઘરમાં બેસીને શંકરનું રટણ કરવાને બદલે આમ જંગલની સહેલગાહે શાના નીકળી પડયા છો?" આટલું બોલી તે ત્યાંથી ચાલી ગઇ. શ્રી ભગવાનને લાગ્યું કે એ સ્ત્રીએ એમને વેદાન્તનો સારો પાઠ શીખવ્યો એટલે આગળ જવાને બદલે તેઓશ્રી ગુફા ભણી જ પાછા ફર્યા.

મહર્ષિજીની તિતિક્ષા અનુપમ હતી. તેઓશ્રી એક દિવસ પહાડ પરથી ઊતરીને નીચે આવ્યા અને થોડુંક ફરીને એક નવે માર્ગે પહાડ પર ચડવા

લાગ્યા. એ માર્ગ તદ્દન નવો હતો અને ત્યાં કોઇની અવરજ્વર થયેલી ન હતી..માર્ગમાં એક ઝાડીમાં મધમાખીઓએ મધપૂડો બનાવ્યો હતો. પોતે થાકેલા હોવાથી ભગવાનને તે દેખાણો નહિ એટલે તેમની ડાબી જાંધ મધપૂડા સાથે અથડાઇ. ચાર ડગલાં યે આગળ ચાલ્યા નહિ હોય ત્યાં તો માખીઓ તેમને ઘેરી વળી અને પેલી ડાબી જાંધ પર વળગી પડી, ડંખવા લાગી એ વખતની પીડાનું તો પૂછ્યું જ શું? ભગવાને કહ્યું કે 'જાંધે અપરાધ કર્યો છે માટે તેને એનું ફળ જરૂર મળવું જોઇએ.' માખીઓ કંઇ થોડુ સમજતી હતી કે ક્ષમા ઉત્તમ ગુણ છે? મધમાખીઓ ડંખી ડંખીને થાકી ગઇ અને ઊડી ગઇ ત્યારે જ ભગવાન ત્યાંથી ઊઠયા. ડંખથી આખી જાંધ પર છાલાં પડી ગયાં અને પગ સૂજીને થાંભલા જેવો થઇ ગયો.

ભગવાને પોતાની માતાને કહ્યું હતું કે પ્રારબ્ધ કોઇ ટાળી શકતું નથી. તેમનું આ કથન કહેવાપૂરતું જ વેદાન્ત ન હતું પરંતુ પોતાના દરરોજના જીવનમા તેઓશ્રીનો આ ઉપદેશ ચરિતાર્થ થતો માલૂમ પડતો હતો.

એક દિવસ વાસુદેવ શાસ્ત્રી તથા બીજાઓ જોડે ભગવાન નહાવા માટે પચ્ચૈયમ્મન મંદિરે જવા નીકળ્યા. ત્યાં નહાવાની સારી સગવડ છે. સ્નાન કર્યા પછી એક પગદંડીને રસ્તે સૌ ગુફા તરફ પાછા ચાલ્યા. સ્નાન અને તેના પર દશ વાગ્યાનો તડકો. ભગવાન થાકી ગયા હતા એટલે મુશ્કેલીથી ચલાતું હતું. પળનિસ્વામી, વાસુદેવ શાસ્ત્રી આદિ ભક્તો તેઓશ્રીની પાછળ પાછળ ચાલતા હતા. માર્ગમા એક શિલા આવેછે તેને "કાચબાની શિલા" કહે છે. ત્યા પહોંચતાં ભગવાનને એક વિચિત્ર અનુભવ થયો. તેઓશ્રીના શબ્દોમા જ એ ઘટનાનું વર્ણન આ રહ્યું:

"એકાએક સામેનું દશ્ય ગેમ થઇ ગયું અને એવું ભાન થયું કે સામે એક સફેદ પડદો લટકાવ્યો છે. થોડી થોડી વારે આ બે દશ્યો વારાફરતી દેખાયા કરતાં હતાં: પ્રકૃતિનુ દશ્ય ગેમ થાય અને

પડદો પડે. થોડા સમય પછી દૃશ્ય એકદમ અદૃશ્ય થઇ ગયું. આ વિચિત્ર દેખાવ નજરે પડવાથી મેં ચાલવાનું બંધ કર્યું; પડદો દૂર થતાં જ કંઇ ચાલવા લાગ્યું વળી પાછું એ જ દૃશ્ય દેખાવા લાગ્યું. કમજોરી વધી ગઇ એટલે એક પથ્થરનો ટેકો લઇ ઊભા રહેવું પડ્યું. ત્રીજીવાર પણ આમ જ બન્યું, એટલે હું એ પથ્થરની પાસે બેસી ગયો.

ચારે તરફ એ જ પડદો પથરાયેલો હતો. માથું ભમવા લાગ્યું. લોહીનું વહેવું અને હૃદયનું ધબકવું બંધ થઇ ગયું. શરીરનો રંગ કાળો પડી ગયો; મરણ પહેલા શરીરનો રંગ જેવો થઇ જાય છે તેવો થવા લાગ્યો. મારી તે સમયની ફિક્કાશ ખૂબ વધી પડી વાસુને લાગ્યું કે મારૂં મોત પાસે આવ્યું છે તેથી તે મારી છાતીએ વળગીને જોરથી રડવા લાગ્યો.

મને બધું ભાન હતું. મારા શરીરનો રંગ કાળો પડ્યો, વાસુ મને વળગી પડ્યો, તેનું શરીર ધ્રુજી રહ્યું હતું, બધા જ રોકકળ કરતા હતા અને તેઓ બધા જે વાતો કરતા હતા, એ બધું મને બરાબર માલૂમ પડતું હતું. હાથપગ ઠંડા પડી ગયા અને હૃદય ચાલતુ બંધ થઇ ગયું. પણ મને કોઇ પણ જાતનો ભય લાગ્યો નહિ. ધ્યાનની ધારા તથા અહં નું સ્ફુરણ બિલકુલ અટક્યું નહિ પદ્માસન લગાવીને હું બેસી ગયો. પાછળના પથ્થરને પણ મારૂં શરીર અડક્યું, ન હતું અને લોહી ફરતુ ન હતું તો યે આસનનો ભંગ થયો નહિ. આ રીતે પંદર મિનીટ વીતી ગઇ.

પછી અચાનક નખશિખમાં શક્તિનો સંચાર થવા લાગ્યો અને હૃદય જોરથી ધબકવા લાગ્યું. શરીરની એ શ્યામતા ચાલી ગઇ અને આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું. મારી આંખો ઉઘડી અને ઊઠીને મેં કહ્યુ 'ચાલો, આપણે જઇએ.' અમે વિરૂપાક્ષ ગુફા

*પર પહોચ્યા એક જ વાર લોહીનુ વહેણ અને શ્વાસનુ ચલન બન્ને બધ થઇ ગયા હતા મારી ઇચ્છાથી મે આની સ્થિતિનો અનુભવ કર્યો ન હતો મૃત્યુની અવસ્થા કેવી હોય તે જોવાનો સકલ્પ પણ ન હતો અગાઉ કદી કદી આવી ઘટનાઓ બનતી હતી પણ આ વખતે તે બહુ જોરદાર હતી ''*

આ ઉપરાત શ્રીરમણ ભગવાનના કેટલાક અનુભવો પણ છે, જેને લગતી એમના શ્રીમુખેથી સાભળેલી કેટલીક વાતો અહીં રજૂ કરીએ છીએ

એક દિવસ શ્રીભગવાન પહાડ પરથી ઊતરીને ગિરિપ્રદક્ષિણા કરવા ઊપડયા તે સમયે આકાશમાથી તારાઓ નીચે ઊતરીને તેમની ક્ર્મ્મરની ચારે બાજુ ગોળચક્કર ફરતા તેમને દેખાયા હતા ! વળી એક દિવસે ગિ પ્રદક્ષિણા કરતી વખતે એક મડપમા આરામ કરી રહ્યા હતા ત્યારે દિવ્ય તેજની આકૃતિઓ અમુક ક્રમમા પસાર થતી તેમને દેખાઇ હતી ! ત્યા બીજાઓ હાજર હતા, તેઓને કઇ જ દેખાયુ ન હતુ એક વખત ભગવાન અને થોડાક ભકતો કયાક જઇ રહ્યા હતા તે વખતે તેઓશ્રીને એક પ્રકાશે ઘેરી લીધા હતા આ વખતે ત્યા જે જે ભકતો હતા તે બધાને આ દિ ય પ્રકાશ દેખાયો હતો

શ્રી ગણપતિ મુનિના જીવનચરિત્રમા કેટલીક આશ્ચર્યકારક વાતો નજરે પડે છે તેમણે કહ્યુ છે કે ઉમાસહસ્રીનો છેલ્લો શ્લોક શ્રી ભગવાને જ તેમના મોએથી કહેવરાવ્યો હતો પચ્ચેયમ્મન મદિરમા છ તારાવાળી એક જ્યોતિ દીપરાશિરૂપે આવી ભગવાનની ચારે તરફ જે જ્યોતિ હતી તેમા ભળી ગઇ હતી આ અદ્ભુત ઘટના કાનકઠ ગણપતિમુનિએ પોતાની આખે જોઇ હતી

સને ૧૯૦૮મા ગણપતિજી તપશ્ચર્યા કરવા માટે તિરુવત્તિયૂર ગયા હતા અને ત્યા જઇ ગણપતિના એક મદિરમા મૌન ધારણ કરીને તપ કરવા લાગ્યા છેલ્લે દિવસે તે જાગતા પડ્યા હતા એવામા અચાનક રમણ

ભગવાન ત્યાં આવી લાગ્યા અને એમની બાજુમાં બેસી ગયા. ગણપતિજી આશ્ચર્યચકિત થયો અને ઊભા થવા લાગ્યા પણ ભગવાને તેમને ઊભા થતા અટકાવ્યા અને તેમના શરીર પર પોતાનો હાથ મૂકયો. આથી ગણપતિ મુનિના શરીરમાં વીજળીની માફક શક્તિનો સંચાર થયો. ગણપતિજીએ આને જ ભગવાન તરફથી પોતાને હસ્તદીક્ષા મળેલી માની હતી. આપણે જાણીએ છીએ કે શ્રી રમણભગવાન સને ૧૮૯૫થી મહાનિર્વાણ પર્યંત અરુણાચલમાં જ રહેતા હતા અને કદી ય બહાર ગયા ન હતા. તો પછી ગણપતિજીને ઉપર જણાવેલો અનુભવ શી રીતે થયો ?.ત્યાર પછી તા. ૧૭–૧૦–૧૯૨૯ના રોજ ગણપતિજીએ આ આખી વાત ભગવાનને રૂબરૂમાં કહી હતી, તે સાંભળીને ભગવાન બોલ્યા હતા.

"થોડાં વર્ષ પર હું સૂતો હતો પણ સમાધિમાં લીન ન હતો. તે વખતે મને મારું શરીર ઉપર ઊંચકાતું અને ઊડતું જણાયું. ઊડતી વખતે મને કોઇ બાહ્ય વસ્તુ દેખાતી ન હતી પણ ચારે બાજુ ધવલ કાંતિપુંજ જ હતો. પછી શરીર પાછું નીચે ઊતરવા લાગ્યું, ત્યારે બાહ્ય વસ્તુઓ દેખાવા લાગી. તે વખતે મને લાગ્યું કે સિદ્ધિઓ આવી જ હોવી જોઇએ. મને ખબર પડી કે એ સ્થળ તિરુવત્તિયૂર હતું. હું એક પાકી સડક પર ચાલવા લાગ્યો અને થોડી વારે ગણપતિના મંદિર આગળ પહોંચ્યો. હું અંદર ગયો, આસપાસ જોયું અને કંઇ વાતચીત પણ કરી. તે સમયે મેં શું કહ્યું અને શું કર્યું તે યાદ આવતું નથી. એકાએક મારી આંખો ઊઘડી ગઇ ત્યારે જાણ્યું કે હું વિરૂપાક્ષિ ગુફામાં જ સૂતો હતો. પછી એ આખી વાત મેં પળનિ સ્વામીને કહી હતી."

ગણપતિજીએ કહ્યું છે કે ભગવાને તિરુવત્તિપૂરનું જે વર્ણન કર્યું હતું તે સોળે આના બરાબર હતું.

એચમ્માળ કેવી રીતે ભગવાન પાસે આવ્યાં અને તેમની દ્વારા તેમને કેવી રીતે શાંતિ મળી એ કથા પણ અજાયબભરેલી અને શ્રદ્ધાવર્ધક છે.

એચમ્માળનું પહેલું સંતાન ગુજરી ગયું હતું. તે પછી ત્રણ વર્ષ સુધી બીજા બાળકનો જન્મ થયો નહિ. તે વખતે એ પોતાના પતિ જોડે નેલ્લૂર જીલ્લાના કરેદૂ નામના ગામમાં રહેતાં હતાં. એક દિવસ સ્વપ્નમાં એમને કૌપીનધારી અને માથું મૂંડાવેલા સંન્યાસી દેખાયા અને એમના હાથમાં કોઇ ચીજ આપીને અંતર્ધાન થઇ ગયા. ઊંઘમાંથી જાગ્યા પછી તેમણે એ વાત પોતાના પતિને કહી. તેમણે કોઇ માન્ત્રિકને બોલાવ્યો. માન્ત્રિકે કહ્યું કે સ્વપ્નમાં દેખાયેલા સંન્યાસી સુબ્રહ્મણ્ય હતા. વળી એક વાર જ્યારે એ કંદુકૂરમાં હતાં ત્યારે ફરી પાછી એ જ મૂર્તિ સ્વપ્નમાં દેખાઇ અને નાગરીમાં લખેલો પત્ર તેમના હાથમાં મૂકયો, જેમાં લખ્યું હતું કે "વિશ્વનાથ તમને બોલાવી રહ્યા છે."* સ્વપ્નમાં જ એચમ્માળે કહ્યું કે 'હું દેવનાગરી જાણતી નથી' એટલે તેમણે એમને અમુક પંડિત પાસે એ પત્ર વંચાવવાનું કહ્યું.

એ પંડિત એ જ ગામમાં રહેતા હતા. તેમનું નામ પરદેશી શાસ્ત્રી હતું. તેમણે પણ કહ્યું કે સ્વપ્નમાં દેખાયેલી મૂર્તિ સુબ્રહ્મણ્યદેવની જ હતી. પછી શાસ્ત્રીજીએ એચમ્માળને સુબ્રહ્મણ્યદેવનો મંત્ર આપ્યો. એચમ્માળના પતિના કુલદેવ સુબ્રહ્મણ્ય જ હતા. પતિના અવસાન પછી એ પોતાની એકની એક દીકરી સાથે પોતાના ગામમાં રહેવા લાગ્યાં. છોકરીના લગ્નને વીસ દિવસ બાકી હતા તે વખતે છોકરી બિમાર પડી. બે ત્રણ દિવસ પછી ફરી પાછી એ મૂર્તિએ દર્શન દીધા અને ફરીથી કહ્યું કે "તમને

* આ વાકયનો અર્થ એવો સમજવાનો કે રમણભગવાન એચમ્માળને સાંસારિક જીવનથી વિરક્ત થવાનો બોધ આપતા હતા. એચમ્માળ માનતાં હતાં કે રમણભગવાન સુબ્રહ્મણ્યદેવના અવતાર હતા અને એમના પતિના કુલદેવ પણ સુબ્રહ્મણ્ય જ હતા.

વિશ્વનાથ બોલાવી રહ્યા છે." તે પછી થોડા દિવસમાં જ છોકરી ગુજરી ગઇ. તીર્થયાત્રા કરતાં કરતાં એચમ્માળ કેવી રીતે અરુણાચલ ગયાં એ અગાઉ વર્ણવેલું જ છે અરુણાચલ આવીને જોયું તો ખબર પડી કે તેમને સ્વપ્નમાં દેખાયેલા પુરુષ મહર્ષિજી જ હતા!

એક દિવસ એચમ્માળ ભોજનની સામગ્રી લઇને ભગવાન પાસે જવા માટે પહાડ ચઢતાં હતાં તે વખતે જોરથી વરસાદ તૂટી પડ્યો અને હવા સુસવાટાબંધ ફૂંકાવા લાગી. આથી એ ઉપર ચઢી શકયાં નહિ અને એક જગ્યાએ બેસી ગયાં. આંખ ફેરવીને જોયું તો ભગવાન પોતાની નજીક જ બેઠા હતા! તેમની ચારે બાજુ થોડી જગ્યામાં પાણીનું એક ટીપું પણ પડયું ન હતું, પણ થોડે જ દૂર ધોધમાર વરસાદ પડી રહ્યો હતો!

ઉત્તરમાંથી કોઇ શાસ્ત્રી દશનાર્થે આવ્યા હતા અને ભગવાન જોડે વાતચીત કરી રહ્યા હતા તે વખતે હંમેશ મુજબ ખાવાનું લઇને એચમ્માળ ભગવાન પાસે પહોંચ્યાં. કોને ખબર એ શા માટે ધ્રૂજી રહ્યાં હતાં અને એમનું મોં ફિક્કું પડી ગયું હતું. ભગવાને એનું કારણ પૂછ્યું એટલે એચમ્માળે કહ્યું કે પોતે પગથિયાં ચઢીને આવતાં હતાં ત્યારે સદ્ગુરુ સ્વામીની ગુફા આગળ તેમને બે વ્યકિતઓ દેખાઇ હતી, જેમાંના એક રમણભગવાન હતા અને બીજા કોઇ નવા માણસ હતા. પણ તેમણે ચઢવાનું ચાલુ જ રાખ્યું એટલે પાછળથી અવાજ સંભળાયો કે 'હું અહીં જ છું તો પછી પહાડ ચઢવાની તકલીફ શા માટે લેવી?' પાછું વાળીને જોયું તો કોઇ જ દેખાયું નહિ. પહેલાં જ્યાં બે વ્યકિતઓ દેખાઇ હતી ત્યાં તેઓનું નામનિશાને ન હતું. આથી તેમને બીક લાગી અને કાંપતાં કાંપતાં આશ્રમમાં આવ્યાં. આ વાત સાંભળીને પેલા શાસ્ત્રી બોલી ઊઠયા: "ભગવાન! આપ અહીં મારી જોડે વાતો કરી રહ્યા હતા અને ત્યાં આપે એચમ્માળને દર્શન દીધાં! મુજ રંક પર તો આપે આવી કૃપા કદી નથી કરી." શ્રી ભગવાને ખુલાસો કર્યો કે

"એચમ્માળ હમેશાં તેમનું ધ્યાન કર્યા કરતાં હતાં એટલે તેમને એવો ભાસ થયો હશે."

અહીં પ્રશ્ન એ થાય છે કે બીજી મૂર્તિ શી રીતે દેખાઇ અને તે પણ પેલા શાસ્ત્રીજીની જ કેમ?

વળી એક દિવસ એચમ્માળ મહર્ષિજીની ગુફા ભણી જઇ રહ્યાં હતાં એ વખતે રસ્તામાં તેમણે એક પોપટને ઘાયલ થઇને પડેલો જોયો. કોઇ કાગડાએ તેને જખ્મી કર્યો હતો. એચમ્માળે વિચાર કર્યો કે "રમણભગવાન અનાથોના નાથ છે માટે આ પોપટને એમના ચરણમાં જ ધરી દઉં." આમ કહી પોપટને ઉપાડ્યો અને ગુફા પર પહોંચી ભગવાનને સોંપ્યો. શ્રી ભગવાને ચારપાંચ દિવસ સુધી પોપટની સેવા કરી પણ આખરે તે મરી ગયો. તેના શબને દાટીને તેના પર સમાધિ બનાવવામાં આવી તે વખતે ભગવાનના મોમાંથી એકાએક બોલાઇ ગયું કે 'આ જગ્યાએ એક મકાન બંધાશે.' તે મુજબ આજે ત્યાં એક મકાન બંધાયું છે અને પાસેની ગુફાનું નામ કિલિ-ગુફા (પોપટ ગુફા) પડયું છે. આથી જ મોટાઓએ કહ્યું છે કે ऋषीणा पुनराद्याना व वयमर्थोऽनुधावति ।

એક જયંતીને દિવસે કોઇ નોળિયો, માણસોની પણ પરવાહ કર્યા વગર પહાડ પર ચાલ્યો આવ્યો અને માણસો જોડે એને મહોબ્બત થઇ ગઇ. આશ્ચર્યની વાત એ હતી કે તેનો વર્ણ સોનેરી હતો કોઇએ કોઇ નોળિયાની આવી કાંતિ જોઇ ન હતી પહેલાં તે વિરૂપાક્ષિ ગુફામાં ગયો અને પળનિસ્વામીને પોતાના જૂના દોસ્ત સમજીને આખી ગુફાની પરિક્રમા કરી આવ્યો. પછી સ્કંદાશ્રમ ગયો અને રમણભગવાનની પ્રદક્ષિણા કરી. ભગવાને એને હાથમાં લીધો અને એ ધન્ય નોળિયો તેમના ખોળામાં મંત્રમુગ્ધ બનીને પડી રહ્યો થોડી વારે તે ત્યાંથી ઊઠીને બધી જગ્યાએ ફરી, તપાસ કરી આવ્યો. પછી જયાં ભોજન થતું હતું તે તરફ ભારે ગંભીર-તાથી નિહાળી રહ્યો પણ પોતે અનાજનો એક દાણો પણ ખાધો નહિ. ત્યાં

એ મોર હતા, તેઓ પણ તેનાથી ડર્યા નહિ ફરી પાછો થોડા વખત સુધી નોળિયો ભગવાન પાસે બેઠો અને પછી રોફથી પહાડની દક્ષિણ બાજુએ ચાલ્યો ગયો ત્યાર પછી તે ફરીથી કદી દેખાયો નહિ યુધિષ્ઠિર રાજાના યજ્ઞમા પણ આવો એક સોનેરી નોળિયો આવ્યો હતો

સને ૧૯૦૮ની વાત છે તે વખતે ભગવાન પચ્ચૈયમ્મન મંદિરમા રહેતા હતા શહેરમાં પ્લેગનો ઉપદ્રવ હતો, એટલે લોકો ઘરો ખાલી કરી ગયા હતા અને રસ્તાઓ સૂમસામ પડ્યા હતા એ મંદિરમા એ વખતે શ્રી રંગસ્વામી અય્યંગાર પણ આવ્યા હતા તે એક દિવસ શૌચ માટે બહાર ગયા ત્યા એક ચિત્તાને મોટો જોયો તેમણે તેને નસાડવાની મહેનત કરી પણ તે સામો ઘૂરકવા લાગ્યો એટલે પોતે જ ભયભીત થઇ ગયા અને જીવ બચાવવા રમણ ભગવાનનુ નામ જપતા જપતા મુઠી વાળી નાઠા ઘણુ ખરૂ દોડનારાઓને ચિત્તો છોડતો નથી સારે નસીબે થોડે દૂર ગયા પછી ભગવાન દેખાયા અને તેઓશ્રી શ્રી અય્યંગાર જોડે એ ચિત્તો હતો ત્યા ગયા પરંતુ ત્યા એનુ નામનિશાન પણ ન હતુ !

વળી એક બીજી ઘટના આ પ્રમાણે બની હતી મદ્રાસથી આવેલા એક ભક્ત સાંજના ધૂંધળા અજવાળામા કુંડને કાંઠે સ્નાન કરી રહ્યા હતા. શ્રી ભગવાન એ વખતે મંદિરમા કોઇની જોડે વાત કરી રહ્યા હતા, તેમને જાણે કંઇ યાદ આવ્યુ હોય તેમ તેઓશ્રી એકાએક ઊઠીને બહાર આવ્યા પેલા ભક્ત નહાતા હતા તેમની પાસે ભગવાન પહોંચ્યા તે જ વખતે તે ભક્ત પર એક વાઘ હુમલો કરવાની તૈયારીમા હતો ભગવાને તેને ચાલ્યા જવાની આજ્ઞા કરી એટલે તે વાઘ જંગલમા ચાલ્યો ગયો અને પેલા ભક્તનો જીવ બચી ગયો

શ્રી રાઘવાચારિયર નામના એક સજ્જન તિરુવણ્ણામલૈમા ઇ સ. ૧૯૧૦થી ઓવરસિયર હતા તે કોઇ કોઇ વાર ભગવાનના દર્શન કરવા

આવતા. તે જ્યારે પણ ત્યાં જતા ત્યારે લોકોની ભીડ જ રહેતી એટલે તે ભગવાનની જોડે વાત કરી શકતા ન હતા. ત્યારપછી એક દિવસ તેમને ભારે આશ્ચર્યભર્યો અનુભવ થયો, તેનું વર્ણન તેમના જ શબ્દોમાં વાંચીએ :

"એક દિવસ મેં ત્રણ પ્રશ્નો પૂછવાનો ઇરાદો કર્યો. એ પ્રશ્નોને પ્રાર્થના કહીએ તો યે ચાલે તે પ્રશ્નો આ પ્રમાણે હતા :

(૧) ભગવાન મારી જોડે એકાંતમાં વાત કરવાની કૃપા કરશે?

(૨) હું થિયોસોફિલ સોસાયટીનો સભાસદ છું. એ સોસાયટી વિષે આપનો શો અભિપ્રાય છે?

(૩) જો આપ મને યોગ્ય ગણતા હો તો આપના મૂળ સ્વરૂપનાં દર્શન આપીને મને કૃતાર્થ કરશો?

હું ભગવાન પાસે પહોંચ્યો ત્યારે તેમની પાસે ત્રીસેક માણસો બેઠા હતા. મારા ગયા બાદ એક પછી એક બધા ઊઠી ગયા અને હું એકલો જ ત્યાં રહ્યો. પહેલા પ્રશ્નનો જવાબ આમ આપોઆપ મળી ગયો. આથી મને અજાયબી થઇ. એવામાં ભગવાને પોતે જ મને પૂછ્યું : 'તમારા હાથમાં કયું પુસ્તક છે? ગીતા છે? શું તમે થિયોસોફિકલ સોસાયટીના સભાસદ છો?' અને હું કંઇ જવાબ આપું તે પહેલાં જ તેઓશ્રી બોલ્યા, 'એ લોકો સારું કામ કરે છે.' આમ પૂછ્યા વિના જ મારા બીજા પ્રશ્નનો પણ જવાબ મળી ગયો.

અડધા કલાક પછી મેં ભગવાનને વિનંતી કરી કે 'જેમ અર્જુનને શ્રીકૃષ્ણભગવાનનું વિશ્વરૂપ જોવાની ઇચ્છા થઇ હતી તેમ મને પણ આપના સ્વરૂપનાં દર્શન કરવાની ઇચ્છા થાય છે. મને આપ યોગ્ય ગણતા હો તો આટલી કૃપા કરો.' એ વખતે મહર્ષિજી એક ઓટલા પર બેઠા હતા અને બાજુની ભીંત પર દક્ષિણામૂર્તિનું ચિત્ર દોરેલું હતું. હું મહર્ષિજીની આંખો તરફ તાકીને જોઇ રહ્યો હતો. એવામાં એક આશ્ચર્યકારક ઘટના બની! મહર્ષિજી અને દક્ષિણામૂર્તિ બન્નેની મૂર્તિઓ અદૃશ્ય થઇ ગઇ. આંખની

સામે આકાશ સિવાય કંઇ દેખાતું ન હતું. પછી એક સફેદ વાદળું દેખાયું. ધીરે ધીરે એ વાદળું મહર્ષિજી અને દક્ષિણામૂર્તિના આકારવાળું થઇ ગયું. પહેલાં માત્ર રેખાઓની જ આકૃતિઓ હતી ક્રમશઃ રેખાની આકૃતિઓમાં નાક, આંખ, કાન વિગેરે દેખાવા લાગ્યાં પછી એ આકૃતિઓની રેખાઓ વીજળીની જેમ ચમકવા લાગી અને આકૃતિઓની રેખાઓ મોટી થઇ અને અંતે એટલી બધી તેજસ્વી થઇ ઝળહળવા લાગી કે જોવાનું મુશ્કેલ બની ગયું. મેં મારી આંખ મીચી દીધી. થોડીક મિનીટ સુધી મેં આંખ બંધ જ રાખી. જ્યારે મહર્ષિજી અને દક્ષિણામૂર્તિજીના આકારો પહેલાં જેવા સૌમ્ય રૂપે દેખાયા ત્યારે મેં આંખ ઊઘાડી મહર્ષિજીને દંડવત્ પ્રણામ કર્યા અને પછી હું પહાડ પરથી નીચે ઊતરી આવ્યો

આ દૃશ્યની મારી પર એટલી બધી ઊંડી અસર થઇ કે તે પછી એક મહિના સુધી ભગવાનનાં દર્શન કરવાની મારી હિંમત ચાલી નહિ. એક મહિના પછી હું ફરી તેમનાં દર્શને ગયો અને તેમને કહ્યું કે 'એક મહિના પહેલાં મે આપના નિજ સ્વરૂપના દર્શનની ઇચ્છા કરી હતી ત્યારે મને આવું દૃશ્ય દેખાયું હતું' એમ કહી મેં એ દૃશ્યનું વર્ણન કર્યું. ભગવાન થોડી વાર ચૂપ રહ્યા અને પછી બોલ્યા, "તમને મારું સ્વરૂપ જોવાની ઇચ્છા થઇ પણ તમે મને અદૃશ્ય થતો જોયો. આનો અર્થ એ જ છે કે મારો કોઇ આકાર કે રૂપ નથી. હું નિરાકાર છું. માટે તમે જોયેલી આકૃતિ યથાર્થ નથી તમે ગીતા આદિ ગ્રંથો વાંચો છો તેમાંથી મેળવેલી ભાવનાને કારણે જ બીજાં દૃશ્યો તમને કલ્પિત રૂપે દેખાયાં હશે ગણપતિજીને પણ આવી જાતનું દૃશ્ય દેખાયું હતું, એમને પૂછી જોજો"

આ પરથી સમજાય છે કે શ્રી ભગવાન ચિત્તવેદી હતા અને બીજાના મનની વાતો જાણી શકતા હતા નટનાનંદના ભાઇને થયેલા એક અનુભવ પરથી આ વાત વધારે સ્પષ્ટપણે સમજાશે

લગભગ પચીસ વર્ષ પહેલાં એક દિવસ નટનાનંદજીના ભાઇ ભગવાન પાસે બેસીને વિચાર કરવા લાગ્યા કે 'મહર્ષિજીને હું ઇશ્વરના અંશાવતાર

ગણું છું. આ જો સાચું હોય તો તેઓશ્રી મારા મનની વાત કેમ જાણી લે નહિ? અને મને આત્મસ્વરૂપનું તત્ત્વ કેમ સમજાવી દે નહિ?' પૂછ્યા વિના ભગવાન કંઇ બોલતા નહિ તો યે તે દિવસે તેઓશ્રી આત્મસ્વરૂપની વ્યાખ્યા કરવા લાગ્યા! નટનાનંદજીના ભાઇના મનની ઇચ્છા આ પ્રમાણે પૂર્ણ થઇ હતી

શ્રી કુલમણિ નારાયણ શાસ્ત્રીજીને પણ આવો જ અનુભવ થયો હતો તેમની પ્રત્યે ભગવાન તથા શેષાદ્રિ સ્વામી ભારે આદરની દૃષ્ટિએ જોતા હતા. તેમણે સંસ્કૃત ગદ્યમાં વાલ્મીકિ રામાયણનું એક સંકલન તૈયાર કર્યું હતું, એ વાતની કોઇને ખબર ન હતી શાસ્ત્રીજીની ઇચ્છા સૌથી પહેલાં એ સંકલન મહર્ષિજીની સમક્ષ વાંચવાની હતી આથી એ ચોપડી લઇને તે મહર્ષિજીનાં દર્શનાર્થે ગયા મોટાઓનું કથન છે કે સંન્યાસીનાં દર્શન ખાલી હાથે કરવાં ન જોઇએ. આથી તેમણે ધરવા માટે થોડાં કેળાં લીધાં. કેળાં ખરીદ્યા પછી મંદિરમા થઇને જતી વખતે તેમની દૃષ્ટિ ગણપતિની મૂર્તિ પર પડી તેમણે પેલાં કેળાઓમાંનું એક મનથી ગણપતિની મૂર્તિને ધર્યું અને એ કેળું જુદું રાખ્યું નહિ પછી બધાં કેળાં અરુણાચલેશ્વરને મનથી ધરાવી દીધાં અને મહાદેવના પ્રસાદરૂપે એ કેળા લઇને ગિરિ પર ચઢવા લાગ્યા. ત્યાં જઇ એ કેળાં મહર્ષિજીને ધર્યાં પણ એ કેળાંમાંનું એક ગણપતિને ધરેલું હતું એ વાત તેમણે કોઇને કરી ન હતી. છતાં એક ભક્ત કેળાં અંદર મૂકવા જતો જ હતો એવામાં ભગવાને કહ્યું: "ઊભા રહો, ઊભા રહો! ગણપતિનું કેળું બાજુ પર રાખી લો" નારાયણ શાસ્ત્રી અચંબો પામ્યા અને દિલથી પ્રાર્થના કરવા લાગ્યા: "ભગવાન્! આપ ચિત્તવેદી છો. આપને મારા દિલની ઇચ્છાની જરૂર ખબર છે. મારે મોઢેથી શા માટે નકામું કહેવડાવો છો?" તરત જ મહર્ષિજીએ કહ્યું: "રામાયણ કેમ વાંચતા નથી?" આમ શાસ્ત્રીજીની ઇચ્છા પૂર્ણ થઇ અને મહર્ષિજી ચિત્તની વાત જાણી શકતા હતા એ વાત પણ પુરવાર થઇ ગઇ.

અગાઉ કહેલું જ છે કે પહાડ પર જ્યાં મહર્ષિજી રહેતા હતા ત્યાં એક ઝરણું ફૂટ્યું હતું ! મહાત્માઓ સિવાય કોઇના યે પ્રભાવથી આ વાત બની શકે નહિ.

કેટલાયે ભક્તો શ્રી રમણભગવાનને અમુક પ્રશ્નો પૂછવા આવતા હતા અને તેઓ મોં ખોલે એ પહેલાં જ ભગવાન તેઓને એ પ્રશ્નોના જવાબ કોઇ ને કોઇ રીતે આપી દેતા. આવું તો લગભગ દરરોજ બનતું હતું. જ્યારે પણ શ્રી ભગવાન 'અમુક ચીજ અહીં હોય તો સારૂં' એમ કહેતા તેજ સમયે એ ચીજ કોઇ ને કોઇ રીતે ત્યાં આવી જ જતી ! કોઇ માણસને જોવાની તેમને ઇચ્છા થતી તો એજ માણસ ત્યાં હાજર થઇ જતો !

સિદ્ધ પુરુષોના જે જે લક્ષણો ગણાવવામાં આવે છે તે બધા ભગવાન શ્રીરમણમહર્ષિમાં જોવામાં આવતા હતાં. આ ચરિતામૃતનું પાન કરનારને સ્પષ્ટપણે વિદિત થશે કે તેમનામાં અણિમા, લઘિમા, ગરિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ એ આઠે મહાસિદ્ધિઓ વિદ્યમાન હતી, તે છતાં શ્રીભગવાન આ સિદ્ધિઓને જરા યે મહત્વ આપતા ન હતા અને તેનો ઉપયોગ પણ સ્વેચ્છાથી કરતા ન હતા. તેઓશ્રી તો સર્વાતીત, સર્વગ્રાહી અને નિત્ય સુખરૂપ શુદ્ધ જ્ઞાનનો જ બોધ કરતા હતા. તેમના ઉપદેશનું નવનીત આ જ છે કે "આત્માને ઓળખશો તો બધું સમજાઇ જશે અને આત્મજ્ઞાન મેળવવાનો સરળ માર્ગ મનોવૃત્તિઓના મૂળની ખોજ કરીને તેમાં સલગ્ન થઇ જવાનો છે."

આ ઉપદેશનું જ્વલંત ઉદાહરણ શ્રીરમણભગવાનનું પાવન ચરિત્ર જ છે. એ ચરિતામૃતની પવિત્ર કથા વાંચીને આપણે સૌ તેઓશ્રીનો પુનિત બોધ આપણા જીવનમાં વણી લઇ કૃતકૃત્ય થઇએ એવું પ્રાર્થી ૐ શ્રીરમણાર્પણમસ્તુ !



# એવા ગુરુ રમણને કરતો પ્રણામ

'હુ કોણ'નો સરલ ઉત્તર આપનાર,
આત્મોન્નતિ પથપ્રકાશ બતાવનાર,
ગૂઢતર જે ગહન ગમ્ય બનાવનાર,
દૃષ્ટા મહત શુચિ માર્ગ ચલાવનાર
એવા ગુરુ રમણને કરતો પ્રણામ ૧

જેણે સમર્થ ઉપદેશથી ભ્રાંતિ ટાળી,
સતોષ શાતિ મય મૌન વિષે જણાવી
શિષ્યો તણી તરસભૂખતમા ભગાડી
ઇશત્વના પરિચયે જડતા હઠાવી
એવા ગુરુ રમણને કરતો પ્રણામ ૨

જેની સમીપ વસતા દિલ શાત થાતુ,
જે દર્શને હૃદયકુહરમા જવાતુ,
જે નેનથી અમૃતવર્ષણ નિત્ય થાતુ,
તે સ્થૂલ સૂક્ષ્મ તનમા મન લીન થાતુ
એવા ગુરુ રમણને કરતો પ્રણામ ૩

એ શાત પ્રેમપ્રતિમા છળ ભેદનાર,
આ મૂઢના નયનરગ ઉડાડનાર,
દોરી રહી નિર્મલતાપથ દિવ્યદ્વાર
બોધી રહી વચન એક ન બોલનાર
એ દિવ્ય જ્યોતિ રમણાશ્રયને પ્રણામ ૪

પ્રત્યક્ષ દર્શન કરુ યદિ ના કરુ વા,
જો સિદ્ધ શ્રી રમણ અંકિત અંતરે આ,
એવા મહત પુરુષોત્તમ ભગવાન
તેને નમુ નિત નમુ, કરતો પ્રણામ ૫

ગો.

# શ્રીરમણાશ્રમદ્વારા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની સૂચિ

| | | |
|---|---|---|
| હું કોણ?-ચોથી આવૃત્તિ | ... ... | ૦—૩—૦ |
| વિચારમણિમાળા | ... ... ... | ૦—૩—૦ |
| શ્રી ગીતા સંકલન (સસ્તું સાહિત્ય) | ... ... | ૦—૩—૦ |
| શ્રીરમણ ધ્યાન-ત્રીજી આવૃત્તિ | ... ... | ૦—૨—૦ |
| નિત્ય પ્રાર્થના | ... ... ... | ૦—૨—૦ |
| અરુણાચલ પંચસ્તોત્ર | ... ... ... | ૦—૮—૦ |
| શ્રીરમણવાણી ભાગ ૧ ને ૨ સાથે | .. ... | ૧—૦—૦ |
| શ્રીમહર્ષિ (સચિત્ર સંક્ષિપ્ત ચરિત્ર) | ... ... | ૧—૪—૦ |
| ઉપદેશ સાર—ત્રીજી આવૃત્તિ | ... ... | ૦—૪—૦ |
| આત્માનુસંધાન ,, ,, | ... ... | ૦—૬—૦ |
| તત્ત્વબોધ ,, ,, | ... ... | છાપવાની |
| સદ્દર્શન ચાલીસી—બીજી આવૃત્તિ | ... ... | ,, |
| રમણાશ્રમની મારી યાત્રા ,, ,, | ... ... | ,, |
| શ્રીરમણ ગીતા ,, ,, | ... ... | ,, |

## हिन्दी

| | | |
|---|---|---|
| मैं कौन हूँ? | ... ... ... ... | ०—३—० |

## मराठी

| | | |
|---|---|---|
| मी कोण ? | ... ... ... ... | ०—३—० |

## बंगाली

| | | |
|---|---|---|
| उपदेश सार—मूल श्लोक, पद्यानुवाद और सरलार्थ | ... | ०—३—० |
| आमि के ? | ... ... ... ... | ०—४—० |

## उर्दू

| | | |
|---|---|---|
| मैं कौन हूँ ? | ... ... ... ... | ०—२—० |
| गास्पैल भाग १ | ... ... ... ... | ०—८—० |
| ,, ,, २ | ... ... ... ... | ०-१२-० |

मिलनेका पता : श्रीरमणाश्रमम्, तिरुवण्णामलै ( दक्षिण भारत )